જરા પણ તેના મન ઉપર થતી નથી. એક મનુષ્યને કોઈ ગાળો આપે છે છતાં તે સાંભળતો ન હોવાથી તે ગ્રહણ કરતો નથી તો તેની અસર તેના મન ઉપર જરા પણ થતી નથી, તેમ મનુષ્ય સાંભળવા છતાં જો તેની ઉપેક્ષા કરી શકે–તે તરફ ઉદાસીનતા ધારણ કરે, સાંભળ્યું ન સાંભળ્યું કરે તો તેની અસર રાગદ્વેષ રૂપે જરા પણ થતી નથી.

અન્યના દોષ કે ગુણ અન્યને આનંદ કે વિષાદ કરી શકતા નથી, કેમકે તેના ગુણ કે દોષ બીજામાં પ્રવેશ કરી શકતા નથી. છતાં બીજાના ગુણ કે દોષો જોઇને આ જીવ તેમાં રાગ કે દ્વેષ કરે તો પોતાની અસહન શીલતા રૂપ ભૂલને લઈને તે જીવ સુખી કે દુઃખી થાય છે. અમુક મનુષ્ય મારૂં ઇષ્ટ કે અનિષ્ટ ચિંતવે છે એવી બુદ્ધિ કરવી કે એવો વિચાર કરવો તે પણ વૃથા–નકામો છે. કેમકે પારકાના ચિંતન કરવાથી બીજો મનુષ્ય પીડાતો નથી કે રક્ષણ પણ પામતો નથી. બીજો માણસ આપણું બુરૂં ચિંતવે કે આપણું સારૂં ચિંતવે–આપણા તરફ સારી લાગણી રાખે તેથી કાંઈ આપણું બુરૂં થઇ જતું નથી કે સારૂં પણ થઇ જતું નથી. જો તેમજ સારૂં બુરૂં વગર કારણે થયા કરતુંજ હોય તો આ દુનિયામાં કોઇ સુખી ન રહે, અથવા કોઇ દુઃખીજ ન થાય, કેમકે કોઇને કોઈ આપણું સારૂં કે બુરૂં ચિંતવતું તો હશેજને ? પણ ખરી રીતે આપણાં કર્ત્તવ્યોજ સારાં હોય કે નઠારાં હોય તો તેની જોખમદારી આપણા ઉપર આવી

પડે છે. તેનાં ફળો આપણને ભોગવવાં પડે છે, પણ અન્યના સારા કે ખોટા વિચારોના આપણે જોખમદાર નથી.

તેવીજ રીતે આપણાં શુભાશુભ કર્મ વિના કોઈના આશીર્વાદથી કે કોઇના શ્રાપથી આપણને કાંઇ પણ વૃદ્ધિ કે હાની થતી નથી. કોઇની સંપત્તિ કે વિપત્તિ વધતી કે ઘટતી નથી. જો બીજાના શ્રાપ કે આશીર્વાદથી અનિષ્ટ કે ઇષ્ટ થતું હોય તો કોઈના ઘણા મિત્રો કે શુભ ચિંતકો હોય તો તેનું અનિષ્ટ કોઈ દિવસ થવું ન જોઈએ. અને કોઇને ઘણા દુશ્મનો હોય તો તે તેનું નિરંતર અનિષ્ટ ચિંતવ્યાજ કરે તો સદાને માટે તેનું અનિષ્ટ થયાજ કરે, પણ તેમ થતું તો દેખાતું નથી. ઇષ્ટ કે અનિષ્ટ થવું તે, તે તે જીવના કર્મ પ્રમાણે જ બને છે માટે કોઇના આશીર્વાદ કે શ્રાપથી બીજાને લાભ કે ગેર લાભ થતો નથી. આ વાત અંતરમાં સમજવાની છે.

તત્ત્વ દૃષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે કોઈ પણ દ્રવ્ય ઇષ્ટ કે અનિષ્ટ છેજ નહિ. ઇષ્ટ પદાર્થ પણ મોહને લઇને અનિષ્ટ લાગે છે અને અનિષ્ટ પદાર્થ ઇષ્ટ લાગે છે. શીયાળાનાં ગરમ સાધનો શીયાળામાં સારાં લાગે છે તેજ સાધનો ઉનાળામાં ઠીક લાગતાં નથી. ઉનાળાનાં ઇષ્ટ સાધનો શીયાળામાં અનિષ્ટ લાગે છે. યુવાવસ્થાનાં સાધનો વૃધ્ધાવસ્થામાં અનિષ્ટ થઇ પડે છે અને વૃધ્ધાવસ્થાનાં

સાધનો યુવાનીમાં અનિષ્ટ લાગે છે. આ સર્વમાં મોહુનીજ મુખ્યતા છે. ખરી રીતે પદાર્થોમાં ઇષ્ટાનિષ્ટતા નથી.

## આત્મા નિર્મળ છે. સ્વતઃસુખ સ્વરૂપ છે.

શંખ સ્વભાવથીજ નિર્મળ છે તેને શ્વેત–ધોળો કોણે બનાવ્યો ? કોઇએ નહિં. તેમ આત્મા પોતે સ્વભાવથીજ સુખ સ્વરૂપ છે, પવિત્ર છે, જ્ઞાનાદિ રત્ન ત્રયમય છે. તેને બીજા તરફથી મદદ મળે તેવી કાંઇ પણ અપેક્ષા નથી. જરૂર નથી.

શંખ યા ચુનાનું ચુર્ણ કોની મદદ લઇને બીજાની ભીંત દીવાલ આદિને ઉજ્વળ કરે છે ? અર્થાત્ કોઇની પણ મદદ–આશ્રય લીધા વિના પોતાવડે પોતેજ બીજાને ઉજ્વળ બનાવે છે. તેમ આત્મા પોતેજ પોતાની શક્તિથી પરદ્રવ્યને જાણે છે, જોવે છે અને સર્દહે છે. બીજા પદાર્થોની મદદની તેને જરૂર રહેતી નથી, કેમકે તે જોવું જાણવું વિગેરે આત્માનો સ્વભાવજ છે. મોહ પોતાની સોબતથી જીવને મલીન કરે છે. રાતાં પુષ્પો ઉજ્વળ સ્ફટિકને શું લાલ નથી બનાવતા ? અર્થાત્ બનાવે છે. આ લાલ પુષ્પની ઉપાધિ સ્ફટિક રત્ન પાસેથી દૂર કરવામાં આવે તો સ્ફટિક પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશે છે તેમ આ મોહને આત્મા પાસેથી દૂર કરવામાં આવે તો આત્મા પોતાના નિર્મળ સ્વરૂપે પ્રકાશી રહે છે.

આ પ્રમાણે આત્માની મલીનતાના કારણને સમજીને દુઃખના બીજરૂપ મોહનો જેઓ ત્યાગ કરે છે તે જીવો આવતા કર્મને અટકાવવા રૂપ કર્મનો સંવર કરે છે. જે મનુષ્યો શુભાશુભ પરદ્રવ્યમાં રાગદ્વેષ કરે છે તેઓ ઘણા લાંબા વખત સુધી તપ કરે તો પણ તેઓની શુદ્ધિ કોઇ પણ પ્રકારે થતી નથી. એક માણસ સ્નાન કરીને તરતજ ધૂળમાં–કીચડમાં આળોટે તો તેનું સ્નાન નિષ્ફળ છે, કેમકે સ્નાન કરવાનો ઉદ્દેશ મેલદૂર કરવાનો છે, તે ધૂળમાં આ-ળોટવાથી નિરૂપયોગી થાય છે, તેમ તપ કરવાનો ઉદ્દેશ કર્મમળને શુષ્ક કરીને નિર્જરી નાખવાનો–દૂર કરવાનો છે, તે રાગદ્વેષ કરવાથી પાર પડતો નથી, માટે આત્માની વિશુદ્ધિને અર્થે પ્રથમ રાગદ્વેષનો ત્યાગ કરવો જોઇએ. જો તેનો ત્યાગ કરવામાં ન આવે તો કર્મનાં ફળ ભોગવતાં દુઃખની પરંપરાના કારણરૂપ આઠ પ્રકારનાં કર્મ બાંધે છે. જેઓ કર્મના સર્વ પાકને–ઉદયને પુદ્ગલ રૂપ સમજીને તેમાં આશક્ત ન થતાં તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે તે સર્વ કર્મ રહિત શુદ્ધ આત્મ સ્વરૂપ થઇ રહે છે. જેઓ શુદ્ધ ઉપયોગમાં રહે છે તેઓ કર્મ ગ્રહણ કરતા નથી અને પૂર્વે ગ્રહણ કરેલ કર્મનો ત્યાગ કરે છે. જેઓ મિથ્યા જ્ઞાનથી મલીન છે, શુભાશુભ ઉપયોગે પરિણમી રહ્યા છે તેઓ કર્મ ગ્રહણ કરે છે અને મૂકયા કરે છે.

# પ્રતિક્રમણથી સંવર.

જેઓ ભક્તિ પૂર્વક સામાયિક, ચૈત્ય સ્તવ, ગુરૂવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખાણમાં વર્તે છે તેમને સંવર થાય છે. આત્મતત્ત્વમાં સ્થિર થઈને સર્વ દ્રવ્યના સમૂહમાંથી—સર્વ પદાર્થોમાંથી રાગદ્વેષનો ત્યાગ કરે છે તે સમભાવની સ્થિતિને **સામાયિક** કહે છે. સમય એટલે આત્મા તે આત્મામાં રહેવું તે સામાયિક. તે અવસ્થામાં રાગદ્વેષ ન હોવાથી સંવર થાય છે. આવતાં કર્મ અટકાવવાં તે સંવર છે. આ સંવરની સાથે કર્મની નિર્જરાપણ હોય છે, છતાં આંહી સંવરની મુખ્યતા છે. ૧

જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રય સ્વરૂપ—શુદ્ધ ચૈતન્યમય—કર્મ ઉપાધિથી રહિત આત્માની જેઓ નિરંતર સ્તુતિ કરે છે તેને જ્ઞાનીઓ સ્તુતિ કહે છે. કોઈપણ દેહની સ્તુતિ નહિં પણ વિશુદ્ધ આત્માની સ્તુતિ—પ્રશંસા કરવી તે વાસ્તવિક સ્તુતિ છે, તેનાથી કર્મનું આગમન રોકાય છે. ચોવીશ તીર્થંકરની સ્તુતિ કરવી તેને **ચતુર્વિંશતિસ્તવ** કહે છે. તે સ્તુતિમાં અમુક તીર્થંકર વિશેષની સ્તુતિ છે ત્યારે શુદ્ધ આત્માની સ્તુતિ કરવી તે પવિત્રાત્માની સામાન્ય સ્તુતિ છે. બન્ને કરવા યોગ્ય છે. ૨

પવિત્ર જ્ઞાન દર્શન ચારિત્રમય ઉત્તમ આત્માને વંદના—નમસ્કાર મન વચન કાયા વડે કરવો તેને વંદના

કહે છે. આમાં ગુર્વાદિક જે આચાર્ય ઉપાધ્યાય અને મુનિ રૂપ છે તેને વંદના કરવી તે વિશેષ રૂપ વંદના છે. પવિત્ર આત્મને નામ રૂપની કલ્પના વિના જે વંદના કરાય તે સામાન્ય રૂપે વંદના છે. બન્નેને કરાતી વંદના લાભ દાયક છે. છતાં શુભ ઉપયોગવાળી વંદના પુન્ય ફળદાતા છે. અને શુદ્ધ પવિત્રાત્માકારે પરિણમવા રૂપ વંદના સંવરનું કારણ છે. ૩

પૂર્વે કરેલાં કર્મોમાંથી જે કર્મો અત્યારે ફલ દેવા આવેલાં છે–ઉદયમાં આવેલાં છે તે કર્મ ભોગવવામાં મારા પણાનો ત્યાગ કરવો, શુભાશુભ સુખ દુઃખના પ્રસંગોમાં મારાપણું ન માનવું તેને પ્રતિક્રમણ કહે છે. પૂર્વે જે વખતે આ જીવે કર્મનો બંધ કરેલ છે તે વખતે તેને પોતાનું આત્મભાન જાગૃત ન હતું તેથીજ કર્મનો બંધ થયેલો છે. એ ભૂલ થઈ છે તે ભૂલ ત્યારેજ સુધરે કે જ્યારે આત્મા પોતે પોતાના સ્વરૂપમાં જાગૃત થાય અને તે, તે વખતેજ કહી શકે કે મનમાં માની શકે કે આ ઉદય આવેલ કર્મો તમે મારાં નથી, તમે અત્યારે જે મને સુખ દુઃખ રૂપ ફળ આપવા આવ્યાં છો તે મારી ભૂલનુંજ પરિણામ છે, એમ કહી તે સમભાવે ભોગવી લે અને તે ભોગવતાં નવાં કર્મ ન બાંધે તેનું નામ પ્રતિક્રમણ. પ્રતિક્રમણ એટલે પાછું હઠવું, સ્વભાવને ભૂલી વિભાવમાં ગયો હતો ત્યાંથી પાછો ફરીને પાછો સ્વભાવમાં આવ્યો માટે તેનું નામ પ્રતિક્રમણ છે. ૪

જે મનુષ્ય શરીરને અચેતન, કર્મથી બનાવાયેલું અને અંતે વિનાશ પામનારૂં છે એમ જાણીને શરીરના કાર્યને બહુ મહત્ત્વ આપતો નથી, તેમજ શરીરના કાર્યમાં પ્રવૃત્તિ કરતો નથી તે મનુષ્ય કાયોત્સર્ગ કરી શકે છે. તે કાયોત્સર્ગના વખતમાં કોઇપણ પ્રકારે શરીર ઉપર મમત્ત્વ રાખતો નથી, શરીરને સ્થિર રાખે છે અને ધર્મધ્યાનમાં આત્મ જાગૃત રહી પ્રવૃત્તિ કરે છે તેને કાયોત્સર્ગ કહે છે. કાયાનો ઉત્સર્ગ એટલે ત્યાગ, કાયામાંથી ઉપયોગ ખેંચી લઇ આત્મામાં ઉપયોગ રાખવો–આત્માકારે ઉપયોગ પરિણમાવવો તે કાયોત્સર્ગ છે. ૫

કર્મથી આત્માને ભિન્ન જોનાર મનુષ્ય જ્યારે ભવિષ્યમાં થનારા બંધનના નિમિત્ત રૂપ રાગદ્વેષાદિ ભાવોનો ત્યાગ કરે છે તેને પ્રત્યાખ્યાન કહે છે. પ્રત્યાખ્યાન એટલે ત્યાગ, જે જે લાગણીઓથી–પરિણામોથી ભવ ભ્રમણ કરાવનાર કર્મો આવે છે તે તે ભાવોનો–લાગણીઓનો ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે. ૬

જે યોગી આલશનો ત્યાગ કરી, આત્મ તત્ત્વમાં લક્ષ રાખીને આ છ આવશ્યક કરે છે તેનાં કર્મોનો સંવર થાય છે. મિથ્યા જ્ઞાનનો ત્યાગ કરનાર, આત્મ અનાત્મનો વિવેક કરી સમ્યક્જ્ઞાનમાં લીન થાય છે તેજ આવતાં કર્મોનો નિરોધ કરી શકે છે.

## દ્રવ્ય ભાવ ભોક્તા.

જ્ઞાની દ્રવ્યથી–વ્યવહારે વિષયો ભોગવે છે પણ ભાવથી ભોગવતો નથી, ત્યારે અજ્ઞાની જીવ, દ્રવ્યથી–વ્યવહારે વિષયો ભોગવતો નથી પણ ભાવથી ભોગવે છે. જ્ઞાની પુરૂષ આત્મ અનાત્મનો–જડ ચૈતન્યનો ભેદ જાણતો હોવા છતાં કર્મની પ્રબળતાને લઇ તેનો ત્યાગ કરવાની પોતાની અસમર્થતાને લીધે દ્રવ્યથી–દેખવા માત્ર વ્યવહારથી પાંચ ઇન્દ્રિયોના ખાવા પીવાદિ વિષયો ભોગવે છે પણ તેમાં તેની આશક્તિ ન હોવાથી ભાવથી તે તેનો ભોક્તા નથી. ભાવથી ભોક્તા નથી એટલે તે કર્મ બંધ કરતો નથી. બીજો અજ્ઞાની મનુષ્ય અજ્ઞાનતાને લીધે પોતાનું હિત અહિત જાણતો નથી છતાં દ્રવ્યથી–વ્યવહારે ઉપવાસાદિ કરીને ખાવા પીવાદિ ભોગોનો ત્યાગ કરે છે તોપણ તેની તે તે વિષયોમાં આશક્તિ ગયેલી ન હોવાને લીધે દ્રવ્યથી તે ભોગો ન ભોગવવા છતાં ભાવથી તે તે વસ્તુઓનો ભોક્તા થાય છે. થોડા વખત માટે થોડા ભોગોનો ત્યાગ કરી ભવિષ્યમાં લાંબા વખત માટે વધારે ભોગો મેળવવા પ્રયત્ન કરવો તે પણ અંદરની આશક્તિ સૂચવે છે એટલે પરિણામ અનુસારે કર્મનો બંધ થાય છે. એકલા બહારના વર્ત્તન ઉપર કર્મ બંધનો આધાર નથી; પણ અંદરની લાગણી અને તેના ઉદ્દેશ ઉપર પણ આધાર રહે છે.

વ્યવહારે જે મનુષ્ય નિવૃત્ત થાય છે–ત્યાગ કરે છે,

ત્યાગી થાય છે તેને વ્યવહાર પરાયણ લોકો પૂજે છે, પણ જે અંદરથી-ભાવથી ત્યાગી થયો છે; વિષયોથી પાછો હઠયો છે તે તત્ત્વજ્ઞ લોકો વડે—મોક્ષાભિલાષી જીવો વડે પૂજાય છે. વ્યવહારજ્ઞ લોકો વ્યવહાર પરાયણને અધિક માને છે, તત્ત્વજ્ઞ લોકો તત્વજ્ઞ પુરૂષોમાં અધિકતા જોવે છે અને તેના પ્રમાણુમાંજ તેના તરફથી લાભ મેળવી શકે છે.

જે મનુષ્ય દ્રવ્ય માત્રથી-વ્યવહારે ત્યાગી થયો છે તેને આવતાં કર્મો બંધ થવારૂપ સંવર થતો નથી પણ જે ભાવથી નિવૃત્ત થયો છે-પાછો હઠયો છે તેને નિશ્ચયથી કર્મોનો સંવર થાય છે-આવતાં કર્મોબંધ થાય છે.

આ પ્રમાણે વસ્તુ તત્ત્વના પરમાર્થને સમજીને વ્યવહારે-દ્રવ્યથી મન વચન શરીર વડે નિવૃત્તિ કરીને-ત્યાગી થઈને સર્વથા આવતાં કર્મો અટકાવવા માટે ભાવથી-અંતરૂની લાગણીથી નિવૃત્તિ પરાયણ થવું.

દ્રવ્યથી વિષયોની નિવૃત્તિ કરતાં ભાવથી નિવૃત્તિ કરવી તે ઉત્તમ છે પણ કેવળ ભાવથી નિવૃત્તિ કરતાં સર્વથા સંવર થઈ શકતો નથી માટે વ્યવહારે દ્રવ્યથી મન વચન કાયાએ નિવૃત્તિ કરવાની પણ જરૂર છે.

## મોક્ષ પ્રાપ્તિમાં વેષની મુખ્યતા નથી.

શરીર જડ રૂપ હોવાથી જેમ આત્માથી જુદું છે તેમ સાધુઓનાં ચિન્હ-વેષ પણ જડ રૂપ હોવાથી આત્માથી ભિન્ન છે, માટે તત્ત્વ દૃષ્ટિએ જોતાં લિંગ-સાધુનો વેષ તે

મોક્ષમાં ખાસ અગત્યનું-મુખ્ય કારણ નથી. મોક્ષમાં જતાં જેનો ત્યાગ કરવામાં આવે છે. અર્થાત્ મોક્ષમાં જે સાથે જઈ શકતું નથી તે મુક્તિનું મુખ્ય કારણ ન કહેવાય અને તેનાથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી. ભિન્ન કારણ હોવા છતાં જો સાધુ વેષને મોક્ષ પ્રાપ્તિમાં કારણ માનવામાં આવે તો આત્માથી ભિન્ન કર્મને પણ મોક્ષ પ્રાપ્તિમાં કારણ માનતાં કોણ અટકાવી શકશે ? માટે સાધુ વેષ રૂપ લિંગ મોક્ષમાં કારણ નથી.

વ્યવહારમાં સાધુનો વેષ અને શરીર એ મોક્ષમાં નિમિત્ત કારણ છે પણ નિશ્ચયથી શરીર કે વેષ મોક્ષમાં કારણ નથી. જેની સાથે અભેદ સંબંધ હોય તે મોક્ષમાં વિદ્યમાન રહે છે અને જ્ઞાન દર્શન ચારિત્રની માફક મોક્ષમાં કારણ પણ તજ ગણાય છે.

## સંવર માટે શું કરવું ?

સંવર કરવાના અર્થિ જીવોએ સંવરને માટે પોતાના આત્મામાં રહેલ સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રની સેવા કરવી અને સર્વ ચેતન અચેતન વસ્તુનો ત્યાગ કરવો. રાગદ્વેષ વિનાનું અને સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રથી ભરપૂર એવું આત્મતત્ત્વ છે તેજ મુક્તિનો માર્ગ છે એવું જેઓ જાણે છે તેઓ તેના વિરોધિ પરિણામોનો ત્યાગ કરવા રૂપ સંવર તત્ત્વને પામી શકે છે. આવતાં કર્મોને તેઓ અટકાવી શકે છે.

ઈતિ સંવર અધિકાર સમાપ્ત:

## નિર્જરા અધિકાર.

પૂર્વે ઉપાર્જન કરેલાં કર્મનો થોડે કે ઝાઝે ભાગે ક્ષય કરવો, આત્મ પ્રદેશથી તે કર્મોને અલગ કરવાં તેને નિર્જરા કહે છે. આ નિર્જરાના બે ભેદ છે. એક અકામ નિર્જરા અને બીજી સકામ નિર્જરા. કર્મની સ્થિતિ પરિપકવ થવાથી -પૂર્ણ થઇ જવાથી જે કર્મો ઉદય આવીને પોતાની મેળે ખરી પડે છે તે અકામ નિર્જરા છે. આ નિર્જરા દરેક નાના મોટા સંસારી જીવોને દર ક્ષણે થયા કરે છે. બીજી સકામ નિર્જરા છે તે કર્મની સ્થિતિ પૂરી થઇ હોય કે ન હોય છતાં તપ જપ ધ્યાનાદિ કરીને તે કર્મની સ્થિતિ જે સત્તામાં છે તેને ઉદીરણા કરીને ઉદયમાં લાવીને ભોગવી લેવી-પુરી કરી દેવી તેને કહે છે. જે કર્મો લાંબા વખતે ઉદયમાં આવવાનાં હતાં તેને કર્મની અવધિ પૂરી થયા પહેલાં, પુરૂષાર્થ કરીને નજીકમાં ઉદયમાં લાવીને ભોગવીને કાઢી નાખવાં તે સકામ નિર્જરા છે. સંવર થયા પછી આ સકામ નિર્જરા આવે છે તે મોક્ષ પ્રાપ્તિમાં મુખ્ય સાધન છે. અકામ નિર્જરાને સવિપાક નિર્જરા પણ કહે છે અને સકામ નિર્જરાને કોઇ અવિપાક નિર્જરા પણ કહે છે.

અકામ નિર્જરામાં જે કર્મો પાકી ગયાં છે, ફલ દેવાને સન્મુખ થયાં છે-આહાર આવ્યાં છે-જે કર્મની સ્થિતિ પૂર્ણ થઇ છે તે કર્મનોજ ક્ષય થાય છે. સકામ નિર્જરામાં તો

પાકેલાં અને નહિં પણ પાકેલાં બન્ને કર્મોની નિર્જરા થાય છે. જેમ વનમાં દાવાનળ લાગવાથી સુકાં અને લીલાં બન્ને પ્રકારનાં વૃક્ષો બળીને ભસ્મ થાય છે, તેમ ધ્યાનના અભ્યાસ વડે પાકેલાં અને નહિં પાકેલાં કર્મના સંચયો બળી જાય છે-ખરી પડે છે. કષાયોને દૂર કરીને જે સાધુ વિશુદ્ધ ધ્યાનનો અભ્યાસ કરે છે તેને કર્મની સકામ નિર્જરા થાય છે. નિર્જરામાં મુખ્ય કારણ ધ્યાન છે. કષાયનો ત્યાગ કરીને ધ્યાનનું આલંબન લેવાથી ધ્યાન સફળ થાય છે. જેઓ આત્મતત્ત્વમાં રક્ત થઇ કર્મોનો સંવર કરી નિત્ય ધ્યાનમાં પ્રવૃત્તિ કરે છે તેજ કર્મની નિર્જરા કરે છે. સંવર કર્યા વિના સાધુને પણ સકામ નિર્જરા થતી નથી, ખરી વાત છે કે નવું પાણી આવ્યાજ કરતું હોય તો સરોવર ક્યાંથી ખાલી થાય ? જે સરોવરમાં નાળાં દ્વારા પાણી આવ્યા કરતું હોય તે સરોવર ખાલી થઇ શકતું નથી, તેમ જ્યાં સુધી કષાયાદિ દ્વારા જીવ રૂપ સરોવરમાં કર્મ રૂપ પાણી આવ્યા કરતું હોય ત્યાં સુધી આત્મારૂપી સરોવર કેવી રીતે ખાલી થઇ શકે ? અર્થાત્ નજ થઈ શકે. અર્થાત્ આવતાં કર્મને અટકાવવારૂપ સંવર કરવામાં ન આવે ત્યાં સુધી સકામ નિર્જરા થતી નથી.

આત્માનાં સ્વભાવરૂપ જ્ઞાનદર્શન ચારિત્રનુ એકાગ્રતા પૂર્વક ધ્યાન કરવાથી કર્મનો ક્ષય થાય છે. ધ્યાનમાં મનની મુખ્યતા છે, તે મન જડ માયામાં વારંવાર દોડાદોડ કરે

છે, ત્યાંથી પાછું ખેંચી લાવીને આત્મામાં એકાગ્રહ કરવાથી –આત્માના જ્ઞાન દર્શન ચારિત્રગુણમાં જોડી દેવાથી કર્મની નિર્જરા થાય છે.

બાહ્ય પરિગ્રહ ધન ધાન્ય સ્ત્રી પુત્રાદિ, અભ્યંતર પરિગ્રહ રાગદ્વેષાદિ આ બન્ને પ્રકારની ગ્રંથીનો ત્યાગ કરનાર, લોકાચારથી પરાઙ્મુખ થનાર–લોકાચારની દરકાર ન કરનાર, ઇન્દ્રિયોને વશ કરનાર અને મનને સંકલ્પ વિકલ્પના વ્યાપાર રહિત બનાવનાર મનુષ્ય સર્વ કર્મોને ધોઇ નાખે છે.

શુભ અશુભ અને શુદ્ધ એમ ત્રણ પ્રકારના ભાવ–લાગણીઓ છે, તેમાંથી જે મનુષ્ય પ્રથમની શુભાશુભ બે લાગણીઓનો ત્યાગ કરી છેલ્લી શુદ્ધ લાગણી ધારણ કરે તેનાં કર્મ ક્ષય થાય છે. શુભ ભાવથી પુન્યબંધ, અશુભ ભાવથી–પરિણામથી પાપનો બંધ અને વિશુદ્ધ પરિણામથી નિર્મળતા થાય છે. જેઓનાં પરિણામ શુભાશુભ હોય છે તે પુન્યપાપ ઉપાર્જન કરી ચાર ગતિમાં ભ્રમણ કર્યા કરે છે, પણ વિશુદ્ધ ભાવથી કર્મની નિર્જરા કરી મોક્ષ પ્રાપ્ત કરે છે.

શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા વિના બાહ્ય તપ કરવાથી કે અભ્યંતર તપ કરવાથી કર્મની નિર્જરા થતી નથી. શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા પછીજ બાહ્ય કે અભ્યંતર તપ કરવાથી કર્મોની નિર્જરા થાય છે. તેજ તપ જો અજ્ઞાન પૂર્વક કરવામાં આવે તો પુન્ય કર્મનો બંધ થાય છે, તપ કરનારાઓએ

પાકેલાં અને નહિં પણ પાકેલાં બન્ને કર્મોની નિર્જરા થાય છે. જેમ વનમાં દાવાનળ લાગવાથી સુકાં અને લીલાં બન્ને પ્રકારનાં વૃક્ષો બળીને ભસ્મ થાય છે, તેમ ધ્યાનના અભ્યાસ વડે પાકેલાં અને નહિં પાકેલાં કર્મના સંચયો બળી જાય છે-ખરી પડે છે. કષાયોને દૂર કરીને જે સાધુ વિશુદ્ધ ધ્યાનનો અભ્યાસ કરે છે તેને કર્મની સકામ નિર્જરા થાય છે. નિર્જરામાં મુખ્ય કારણ ધ્યાન છે. કષાયનો ત્યાગ કરીને ધ્યાનનું આલંબન લેવાથી ધ્યાન સફળ થાય છે. જેઓ આત્મતત્ત્વમાં રક્ત થઇ કર્મોનો સંવર કરી નિત્ય ધ્યાનમાં પ્રવૃત્તિ કરે છે તેજ કર્મની નિર્જરા કરે છે. સંવર કર્યા વિના સાધુને પણ સકામ નિર્જરા થતી નથી, ખરી વાત છે કે નવું પાણી આવ્યાજ કરતું હોય તો સરોવર ક્યાંથી ખાલી થાય ? જે સરોવરમાં નાળાં દ્વારા પાણી આવ્યા કરતું હોય તે સરોવર ખાલી થઇ શકતું નથી, તેમ જ્યાં સુધી કષાયાદિ દ્વારા જીવ રૂપ સરોવરમાં કર્મ રૂપ પાણી આવ્યા કરતું હોય ત્યાં સુધી આત્મારૂપી સરોવર કેવી રીતે ખાલી થઇ શકે ? અર્થાત્ નજ થઈ શકે. અર્થાત્ આવતાં કર્મને અટકાવવારૂપ સંવર કરવામાં ન આવે ત્યાં સુધી સકામ નિર્જરા થતી નથી.

આત્માનાં સ્વભાવરૂપ જ્ઞાનદર્શન ચારિત્રનું એકાગ્રતા પૂર્વક ધ્યાન કરવાથી કર્મનો ક્ષય થાય છે. ધ્યાનમાં મનની મુખ્યતા છે, તે મન જડ માયામાં વારંવાર દોડાદોડ કરે

છે, ત્યાંથી પાછું ખેંચી લાવીને આત્મામાં એકાગ્રહ કરવાથી –આત્માના જ્ઞાન દર્શન ચારિત્રગુણમાં જોડી દેવાથી કર્મની નિર્જરા થાય છે.

બાહ્ય પરિગ્રહ ધન ધાન્ય સ્ત્રી પુત્રાદિ, અભ્યંતર પરિગ્રહ રાગદ્વેષાદિ આ બન્ને પ્રકારની ગ્રંથીનો ત્યાગ કરનાર, લોકાચારથી પરાઙ્મુખ થનાર–લોકાચારની દરકાર ન કરનાર, ઇન્દ્રિયોને વશ કરનાર અને મનને સંકલ્પ વિકલ્પના વ્યાપાર રહિત બનાવનાર મનુષ્ય સર્વ કર્મોને ધોઇ નાખે છે.

શુભ અશુભ અને શુદ્ધ એમ ત્રણ પ્રકારના ભાવ–લાગણીઓ છે, તેમાંથી જે મનુષ્ય પ્રથમની શુભાશુભ એ લાગણીઓનો ત્યાગ કરી છેલ્લી શુદ્ધ લાગણી ધારણ કરે તેનાં કર્મ ક્ષય થાય છે. શુભ ભાવથી પુન્યબંધ, અશુભ ભાવથી–પરિણામથી પાપનો બંધ અને વિશુદ્ધ પરિણામથી નિર્મળતા થાય છે. જેઓનાં પરિણામ શુભાશુભ હોય છે તે પુન્યપાપ ઉપાર્જન કરી ચાર ગતિમાં ભ્રમણ કર્યા કરે છે, પણ વિશુદ્ધ ભાવથી કર્મની નિર્જરા કરી મોક્ષ પ્રાપ્ત કરે છે.

શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા વિના બાહ્ય તપ કરવાથી કે અભ્યંતર તપ કરવાથી કર્મની નિર્જરા થતી નથી. શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા પછીજ બાહ્ય કે અભ્યંતર તપ કરવાથી કર્મોની નિર્જરા થાય છે. તેજ તપ જો અજ્ઞાન પૂર્વક કરવામાં આવે તો પુન્ય કર્મનો બંધ થાય છે, તપ કરનારાઓએ

પ્રથમ આત્માના શુદ્ધ સ્વરૂપને જાણીને પછી કર્મક્ષય કરવા તપ કરવો જોઇએ. આત્મતત્ત્વનું જ્ઞાન કરીને વીતરાગ દેવોએ બતાવેલ પવિત્ર સંયમ માર્ગ પાળવા કે આદરવા વડે કર્મની નિર્જરા થાયછે.આત્મસ્વરૂપના જ્ઞાનવિના સંયમ આદરવા કે પાલવાથી પણ કર્મની નિર્જરા થતી નથી, તેમજ આત્મસ્વરૂપનું જ્ઞાન કરીને પણ સંયમ ન પાલવાથી કર્મની નિર્જરા થતી નથી. સકામનિર્જરા કરવામાં આત્મજ્ઞાન અને સાથે પવિત્ર સંયમ પાળવાની જરૂર છે, તે બન્ને સાથે રહેવાથી કર્મની નિર્જરા થાય છે.

લોકાચાર કે જે ગાડરીયા પ્રવાહ જેવો કેટલેક ભાગે હોય છે તેનો ત્યાગ કરી આત્મતત્ત્વના આચરણમાં આદરવાળા રહી સંપૂર્ણ સંયમવાન્ યોગી કર્મોની નિર્જરા કરે છે. જે લોકોત્તર આચાર જ્ઞાનીપુરૂષોનો ઉપદેશેલો છે અને આત્મમાર્ગને અનુકૂળ છે તેનો ત્યાગ કરીને જે ગાડરીયા પ્રવાહ રૂપ લોકાચારનું આચરણ કરે છે તેનો નિર્જરામાં કારણરૂપ સંયમ નાશ પામે છે. જે પવિત્ર ચારિત્રનું આચરણ કરે છે છતાં વાસ્તવીક રીતે નિશ્ચય વ્યવહારરૂપ જ્ઞાનીઓના અપેક્ષાવાદમાં શ્રદ્ધા કરતા નથી તેની આત્મશુદ્ધિ થતી નથી. શુદ્ધિ ન થવાનું કારણ એ છે કે પવિત્ર વર્તન સાથે જ્ઞાનની પણ જરૂર છે તે સાથે દર્શનરૂપ શ્રદ્ધાની પણ જરૂર છે એકલા જ્ઞાનથી એકલા દર્શનથી કે એકલા ચા-

રિત્રથી પૂર્ણતા પ્રાપ્ત થતી નથી પણ તે જ્ઞાનાદિ ત્રણે સાથે હોય તેજ મોક્ષનો માર્ગ છે અને તેથીજ પૂર્ણતા પ્રગટે છે.

જે સંયમી આદરવા યોગ્ય વિવિધ પ્રકારના આચારમાં પ્રવૃત્તિ કરી રહ્યો છે છતાં જે જ્ઞાની પુરૂષોએ નિશ્ચિત કરેલાં સિદ્ધાંતોને જાણતો નથી તે કેવળ આંધળા મનુષ્યના જેવો છે. જ્ઞાન વિનાની ક્રિયા–ચારિત્ર એકલું ઉપયોગી નિવડતું નથી, આંધળા મનુષ્યની ગમે તેટલી સારી પ્રવૃત્તિ હોય છતાં આંખો વિના તે સદાને માટે યોગ્ય રસ્તા ઉપર ચાલી શકે નહિં. કાકતાલીય ન્યાયે કદાચ તે યોગ્ય રસ્તા ઉપર આવી જાય છતાં પણ તેની પ્રવૃત્તિ સ્વપર ઉપયોગી તો નજ થાય. આંધળો બીજાને રસ્તે તો ચડાવી નજ શકે, માટે ચારિત્ર સાથે જ્ઞાનની પણ જરૂર છે. સિદ્ધાંત–શ્રુતજ્ઞાન એ સાધુઓનાં નેત્રો છે. એકેન્દ્રિયાદિને ઇન્દ્રિયો તેજ ચક્ષુ છે. દેવોને અવધિજ્ઞાન રૂપ નેત્રો છે અને નિર્વાણ પામેલાને કેવલજ્ઞાનરૂપ નેત્રો છે. એકેન્દ્રિયાદિ જીવોને ઇન્દ્રિ નેત્રની ગરજ સારે છે. સિદ્ધાંતરૂપ નેત્રોદ્વારા સાધુઓ જોવે છે અને તે દ્વારા જાગૃતિ મેળવી આત્મજ્ઞાનમાં આગળ વધે છે. દેવો અવધિ જ્ઞાનવડે પોતાનું હિત અહિત જાણે છે. અને સિદ્ધના જીવો સર્વ નેત્રવાળા છે–કેવળજ્ઞાનવડે વિશ્વને જુવે છે. માટે આગમમાં કહેલાં અનુષ્ઠાન કરવાં તે નિર્જરાનું કારણ થાય છે.

## અજ્ઞાની બંધાય છે ત્યાં જ્ઞાની મુક્ત થાય છે.

ઇન્દ્રિયોના વિષયો સેવતાં જ્યાં અજ્ઞાનીઓ બંધાય છે ત્યાંજ જ્ઞાનીઓ કર્મોથી મુક્ત થાય છે આ કાંઇ જેવું તેવું આશ્ચર્ય નથી ! શુભાશુભ વિકલ્પો વડે શુભાશુભ કર્મ આવે છે પણ એમાંથી એકે જાતનો વિકલ્પ ન કરનાર સર્વ દ્રવ્ય ભોગવવા છતાં નિર્જરા કરે છે, પદાર્થને સારા કે ખોટા માનવાથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. રાગદ્વેષ વડે કર્મ બંધ થાય છે. અજ્ઞાની પદાર્થનો ભોગ ઉપભોગ કરતાં તેમાં રાગદ્વેષ કરતો હોવાથી બંધાય છે. જ્ઞાની તે પદાર્થના ભોગોપભોગ વખતે મધ્યસ્થ રહે છે. ઉદાસીન રહે છે-રાગદ્વેષવાળા વિકલ્પો કરતો નથી, તેથી તે બંધ પણ પામતો નથી અને જે કર્મ તેણે ભોગવ્યાં તે પૂર્વનાં કર્મ ભોગવીને નિર્જરા કરે છે. આત્માને ઉજ્વળ કરે છે.

## જ્ઞાનીની માન્યતા.

'હું કોઇનો નથી અને મારૂં અન્ય કોઇ નથી, પદાર્થો બધા મારાથી પર છે. આ પ્રમાણે દૃઢમાન્યતાવાળો ત્યાગી યોગી બધાંકર્મોને ધ્રુજાવે છે. મારા તારા પણાના વિકલ્પો દૂર થતાં આત્મા પોતાના સ્વરૂપમાં આવી રહે છે. એ સ્વરૂપ સ્થિરતાની પ્રખર ઉષ્માથી—ગરમીથી કર્મનો રસ શોષાઈ જાય છે. રસ દૂર થતાં પવનના ઝપાટાથી સુકાં પાંદડાંઓ જેમ ધ્રુજી ઉઠી નીચાં ખરી પડે છે. તેમ કર્મો

નિર્જરી જાય છે આત્માથી અલગ થાય છે અને તેમ થતાં આત્મા ઉજ્વળ થાય છે.

## શુદ્ધ આત્માની ઉપાસના કરો.

શુદ્ધ નિર્મલ આત્માને મૂકીને મોક્ષને માટે જેઓ અન્ય અન્ય જડ સાધનો સેવે છે। રાગી દ્વેષી દેવોની ઉપાસના કરે છે. મોહમાં ફસાયેલા ગુર્વાદિનું આલંબન લે છે તે મૂઢ-અજ્ઞાની મનુષ્યો ટાઢ દૂર કરવા માટે અગ્નિ એ ખરો ઉપાય છે તેને મૂકીને હિમની-બરફની ઉપાસના કરે તેના જેવું કરે છે. જેમ ટાઢ દૂર કરવાનો ઉપાય ગરમી-અગ્નિ છે તેમ આત્માને નિર્મળ કરવાનો ઉપાય શુદ્ધ આત્માની ઉપાસના-સેવા કરવી તે છે. આ સાચા ઉપાયને મૂકીને જેઓ ટાઢ દૂર કરવા જેમ હીમની ઉપાસના કરે છે કે જે લાભદાયક તો નથી પણ ઉલટી હાની કર્તા છે તેમ શુદ્ધ આત્માને મૂકીને પરમશાંતિ મેળવવા વિષયોની સેવા કરવી તે લાભને બદલે વિશેષ હાની કર્ત્તા છે. કર્મોથી છોડાવવાને બદલે ઉલટા વિશેષ પ્રકારે આત્માને બંધનમાં સપડાવે છે. આજ પ્રમાણે રાગદ્વેષને ઉશ્કેરનારા કે પોષણ આપનારા દેવો અને ગુર્વાદિ પણ બંધનમાંથી છોડાવતા નથી પણ વિશેષ બંધનમાં ફસાવે છે, માટે મોક્ષને અર્થે શુદ્ધ આત્માની ઉપાસના કરવી તે યોગ્ય સાધન છે.

## પરમાત્મા દેહમાં છે.

આત્માજ એ પરમાત્મા થાય છે એટલે પરમાત્મા આપણા દેહનીજ અંદર છે છતાં તે દેવને જેઓ બાહાર બીજા સ્થળે શોધે છે તેઓને માટે હું એમ માનું છું કે પોતાના ઘરમાં રંધાયેલું અન્ન તૈયાર હોવા છતાં તે મૂઢ બુદ્ધિવાળો મનુષ્ય ભિક્ષાને માટે બાહાર ભમે છે.

કર્મ સાથે બંધાયેલ છે ત્યાંસુધી તે સંસારી જીવ કહેવાય છે, કર્મો દૂર થતાં આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે તેજ પરમાત્મા છે..આ આશય ઉપર લક્ષ રાખીને શાસ્ત્રકાર જ્ઞાનીઓ કહે છે કે જેને માટે તમે બાહાર શોધ ખોળ કરો છો તે પરમાત્મા તમારા શરીરમાંજ રહેલ છે તેને નિર્મળ કરવાનું મૂકીને—પ્રગટ કરવાનું ભૂલીને બાહાર તમે શા માટે ભમ્યા કરો છો ? તે પરમાત્મા તે તમારા આત્મામાંથીજ પ્રગટ થવાનો છે. બાહાર ક્યાંઈથી આવવાનો નથી.

## કષાયથી જીવ બંધાય છે.

ક્રોધાદિ કષાયોમાંથી ઉત્પન્ન થતા કર્મરૂપ દોરડાંઓ વડે જીવ બંધાય છે, તેજ બંધનો કષાયો શાંત થતાં સહજ વારમાં તુટી જાય છે. કર્મના બંધનોમાં બંધાવાનું કારણ કષાયો છે, તેને દૂર કરવા પુરૂષાર્થ કરવાની જરૂર છે.

નથી. જીવ પોતાનાં અવળાં કર્ત્તવ્યોથી બંધાય છે અને પોતાનાજ સવળા કર્ત્તવ્યથી બંધનોમાંથી છુટે છે.

## પ્રમાદથી જીવ બંધાય છે.

પોતાનામાં પ્રમાદને રહેવાની જગ્યા આપનાર જીવ જગતમાં સર્વત્ર પાપો વડે બંધાય છે તેજ પ્રમાદને પોતાની બાહાર કાઢવાથી—પ્રમાદના દોષથી મુક્ત થતાં જીવ બંધનથી મુક્ત થાય છે. મદ અથવા મદ્ય—દારૂ, પાંચ ઇન્દ્રિયોના વિષયો, ચાર કષાય, નિદ્રા અને વિકથા, સ્ત્રી દેશ ભોજન અને રાજની કથા કરવા રૂપ વિકથા એ પ્રમાદ કહેવાય છે. આ પ્રમાદમાં જીવન પસાર કરનાર જીવ જ્યાં જાય છે ત્યાં કર્મોથી બંધાય છે. તેજ જીવ જ્યારે પ્રમાદનો ત્યાગ કરી તે પ્રમાદની વિરોધી અપ્રમત્ત દશાને—આત્માની જાગૃત દશાને પોતાના નિવાસનું સ્થાન બનાવે છે સદા આત્માની જાગૃત દશા રૂપ અપ્રમત્ત દશામાં રહે છે ત્યારે જીવ જે જે પ્રકારની પ્રવૃત્તિ કરે છે તે સર્વ પ્રવૃત્તિ નિવૃત્તિના રૂપમાં પલટાઇને કર્મનાં બંધનો તોડી નાખે છે.

## આત્મતીર્થમાં સ્નાન કરો.

આત્મારૂપિ નિર્મળ પવિત્ર તીર્થને મૂકીને જે જીવો આત્માની શુદ્ધિને માટે અન્ય જળાશયાદિ તીર્થમાં સ્નાન કરે છે, હું માનું છું કે તે મલીન મનુષ્ય સરોવરનો ત્યાગ

કરીને કાદવવાળા ખાબોચીયાનો આશ્રય લે છે, નદીઓ અને સમુદ્રો એ કાંઈ તાત્ત્વિક તીર્થ નથી. જે તારે તે તીર્થ. આત્મા સિવાય કોઈ તારનાર નથી, માટે આત્માજ તાત્ત્વિક સુખરૂપ અને નજીકના તીર્થને મૂકીને આત્મશુધ્ધિ માટે જેઓ નદીઓ આદિ તીર્થો વડે આત્માની શુધ્ધિ કરવા પ્રયત્ન કરે છે, તેઓ સત્યમાર્ગના અજાણ છે.

નદીનાં જળો શરીરની શુદ્ધિ કરશે, ગરમીની ઉષ્માને શાંત કરશે. પાણીની તૃષા મટાડશે, પણ આત્મજાગૃતિતો તે નહિંજ આપે, ક્રોધાદિની ગરમી શાંત નહિં કરે, મનને નિર્મળ નહિં કરે. ક્રોધાદિને શાંત કરનાર તો સંયમ રૂપ પાણીથી ભરેલી આત્મા રૂપી નદીજ છે.

## મુશ્કેલીઓ સહન કરો.

પોતાના આત્મામાં સ્થિરતા કરવા ઇચ્છનારા મનુષ્યોએ જે જે મુશ્કેલીઓ આવી પડે તે તે સમભાવે સહન કરવી જોઈએ. જે જે પરિષહો કે ઉપસર્ગો બીજાઓ તરફથી આવે તે સહન કરવાની ટેવ પાડવી જોઇએ. આ મુશ્કેલીઓ સહન ન કરી શકનારનું આત્મજ્ઞાન તેવા મુશ્કેલીના પ્રસંગો આવી પડતાં નાશ પામે છે. સુખમય સ્થિતિમાં રહીને જે જ્ઞાન ઉત્પન્ન કરેલું હોય છે. તે દુઃખ આવી પડતાં ખસી જાય છે, વિક્ષેપો ઉત્પન્ન થવાથી તેની નિશ્ચળતા ટકી રહેતી

નથો માટે શક્તિઅનુસારે મુખની માફક દુઃખદ પરીષહો સહન કરવાની ટેવ પાડવી, ઇચ્છાનુસાર જાણી જોઈને ક્ષુધા સહન કરવી, તૃષા સહન કરવી, ટાઢ તાપ સહન કરવા, વસ્ત્રો ઓછાંથી ચલાવી લેવું રૂપવાન સ્ત્રીઓ દેખી મનને ડગવા ન દેવું, કોઇ આક્રોશ કરે તાડના તર્જના કરે નિંદા કરે તે સમભાવે ક્ષમાપૂર્વક સહન કરવી, કોઈ પ્રશંસા કરે કોઈ સારો સત્કાર કરે કે કોઈ તિરસ્કાર કરે તો જરા પણ અભિમાન કે ગુસ્સો ન કરવો, રોગ આવે તો શાંતિથી સહન કરવો, ધારેલી કે જરૂરીયાતની વસ્તુ ન મળે તો તેના વિના ચલાવી લેવાની ટેવ પાડવી, રહેવા સુવાની જમીન ખાડા ખડીયાવાળી હોય કે બહુ હવાવાળી ન હોય તો પણ તેનાથી ચલાવી લેવાની ટેવ પાડવી, સારી બુદ્ધિ હોય તો તેનો અહંકાર ન કરવો અને જ્ઞાન ન આવડે તો શોક ન કરવો પણ તેને માટે પુરૂષાર્થ કરવો. આવી આવી બીજી પણ ઇષ્ટના અભાવવાળી કે અનિષ્ટના સંયોગવાળી સ્થિતિ આવી મળતાં સમભાવ રાખી આત્મભાન બરાબર ટકાવી રાખવા પ્રયત્ન કરવો.

## આગ્રહ ત્યાગ.

કર્મોની નિર્જરા કરવાની ઇચ્છાવાળા જીવોએ સુખ કે દુઃખમાં તેમજ બીજી બાબતોમાં પણ આગ્રહ ન રાખવો. આગ્રહ રાખવાથી આર્ત્તધ્યાન થાય છે. આર્ત્તધ્યાનથી જીવ કર્મો કાઢવાને બદલે ઉલટો વધારે કર્મોનો સંચય કરે છે.

આજ જોઇએ અને આ નજ જોઇએ. આ હોય તો ઠીક પડે અને આ ન હોય તો ઠીક પડે, એવો આગ્રહ કે એવી અપેક્ષા આત્માર્થી જીવોએ રાખવી નહિં, પણ પૂર્વે બાંધેલાં પોતાનાં શુભાશુભ કર્મમાંથી સુખ કે દુઃખ જે વખતે જે ઉદય આવે તે સમભાવે સહન કરતા રહેવું. અમુક વસ્તુનો આગ્રહ બંધાવો કે અમુક વિના નજ ચાલે તેવી લાગણીઓ આર્ત્તધ્યાનરૂપ અશુભ ધ્યાન ઉત્પન્ન કરનારી છે. આર્ત્તધ્યાનથી જીવ ઘણાં નવીન અશુભ કર્મ બાંધે છે, માટે જે વખતે જે જે વસ્તુ વિગેરે મળી આવે તેમાં સંતોષ માનતાં અને તેથી ચલાવી લેતાં ટેવાવું જોઇએ.

## આત્મજ્ઞાનથી શુદ્ધિ થાય છે.

વિપરીત દૃષ્ટિવાળા ઘણા જીવો બીજા ઉપાયોથી શુદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે અને તે માટે પ્રયત્નો પણ કરે છે છતાં આ તો જ્ઞાનીઓનો નિશ્ચયજ છે કે આત્માના જ્ઞાન વડેજ આત્માની શુદ્ધિ થાય છે. આત્મા સિવાય અન્ય પદાર્થ જે જડ પુદ્ગલ–માયા રૂપ છે. યા અજીવ છે તે પદાર્થોનું તો આત્માની આડે આવરણજ છે. આ આવરણ એજ અશુદ્ધિ છે, તે પદાર્થથી આત્માની શુદ્ધિ થઇ શકેજ નહિં, તેના ત્યાગથીજ શુદ્ધિ થાય, અથવા આવરણના વિરોધી તત્ત્વથી આવરણ જાય–શુદ્ધિ થાય. જેમ તાપથી ટાઢ જાય છે તેમ આ જડ માયાનો વિરોધી ચૈતન્ય ભાવ

છે, તે ચૈતન્યનો જ્ઞાન એ ગુણ છે. જો અજ્ઞાનતાથી કર્મો આવે છે તો તેના વિરોધી ભાવ રૂપ જ્ઞાન દૃષ્ટિથી કર્મો આવતાં અટકી શકે છે. અને પૂર્વનાં બાંધેલાં કર્મો ચાલ્યાં જાય છે એટલે આત્મજ્ઞાન વડે આત્માની શુદ્ધિ થઇ શકે છે પણ બીજા કોઇ પદાર્થથી આત્માની શુદ્ધિ થતી નથી.

આત્મા પરદ્રવ્યોથી તદ્દન જુદો છે એટલે ગમે તેવાં સારાં પરદ્રવ્યો વડે સર્વ પ્રકારે પ્રયત્ન કરો છતાં આત્મા શુદ્ધ થવાનો નથી, તેમજ તે પરદ્રવ્યો આત્માનો સ્પર્શ પણ કરી શકવાના નથી. પરદ્રવ્ય જે શુભાશુભ કર્મો તેને આત્માથી અલગ કરવાં હોય તો આત્મ સ્વરૂપની ભાવના કરવી, હું આત્મસ્વરૂપ છું તે હકીકતનું અખંડ સ્મરણ કર્યા કરવું, આત્મસ્વરૂપનો વિચાર નહિં કરનાર પરદ્રવ્યનો ત્યાગ કરી શકતો નથી.

આત્માના દ્રવ્યગુણ પર્યાયનો વિચાર કરવો, હું આત્મા છું એવી પ્રબળ ભાવના વધારવી, આત્માની અનંત શક્તિનો તેમજ તેના જ્ઞાતા દૃષ્ટા પણાના ગુણનો વિચાર કરવો આત્માના દરેક પ્રદેશમાં હું અનંત બળવાન જ્ઞાનવાન આત્મા છું એવી જાગૃતિ કરી મૂકવી તે પરદ્રવ્યને આત્માથી અલગ કરવાનો ઉપાય છે.

## પરદ્રવ્યને પણ જાણો. ઓળખો.

આત્માથી પરદ્રવ્યને અલગ કરવાની ઇચ્છાવાળાઓએ

પરદ્રવ્યને પણ જાણવું જોઇએ, જે પરદ્રવ્યને જાણતો નથી તે આત્મદ્રવ્યને ગ્રહણ કરી શકતો નથી. ખરાબ પદાર્થોની હૈયાતિને લીધેજ સારા પદાર્થની કિંમત થઇ શકે છે. દુઃખ છે તો સુખની અધિકતા સમજાય છે. દુઃખદાઇ પદાર્થો છે તો જીવો સુખદાઇ પદાર્થની ઇચ્છા કરે છે. પરદ્રવ્ય અહિતકારી છે એમ જાણવા પછીજ આત્મા હિતકારી છે તે તરફ પ્રવૃત્તિ કરી શકાય છે. જ્યાં સુધી આ પરદ્રવ્યના સ્વરૂપને જીવ જાણી કે સમજી શકતો નથી ત્યાં સુધી આત્મદ્રવ્ય તરફ જીવ પ્રવૃત્તિ કરી શકતો નથી.

## જગત્નો સ્વભાવ વિચારો.

પરદ્રવ્યથી વિરક્ત થવા અને સ્વતત્ત્વ તરફ પ્રેમ રાખવા માટે તથા સર્વ કર્મોથી છુટા થવા અર્થે આ જગત્ના સ્વભાવનો વિચાર કરવો યોગ્ય છે.

પદાર્થોની અનિત્યતા, જીવોની અશરણતા, સંસારની વિવિધતા, કરેલ કર્મોનું જીવને એકલાને ભોગવવાપણું, દેહ આત્માની ભિન્નતા, શરીરની અશુચિતા, કર્મને આવવાના માર્ગો, કર્મને આવતાં અટકાવવાના ઉપાયો, આત્માથી કર્મને અલગ કરવાના પરિણામો વિગેરેનો વિચાર કરવો, જન્મ, મરણ, આધિ, વ્યાધિ અને ઉપાધિઓની વિષમતા, અને પાંચ ઇન્દ્રિયોના વિષયોના વિરસપણાનો વિચાર કરવો. તે પછી આ સંસારના સુખનો

અને આત્માની શાંતનો મુકાબલો-સરખામણી કરી જોવી તેથી સંસારની અસારતા સમજાયા વિના રહેશે નહિં.

અંતરંગ લાગણીવાળા 'હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર અને અસંતોષ રૂપ પાંચ પાપોથી જીવ બંધાય છે તેજ પાપોને જો અંતરંગ લાગણીમાંથી બાહાર કાઢવામાં આવે તો તે પાપો જીવને બાંધી શકતાં નથી.

## જે પાસે હોય તે અપાય.

જે મનુષ્ય જ્ઞાનની આરાધના કરે છે તેને જ્ઞાન જ્ઞાન આપે છે. જે અજ્ઞાનની આરાધના કરે છે તેને અજ્ઞાન અજ્ઞાન આપે છે. વાત ખરી છે કે જે પોતાની પાસે વિદ્યમાન-હૈયાત હોય તેજ અપાય છે.

## જ્ઞાન અને જ્ઞાનીમાં ભેદ નથી.

જ્ઞાન અને જ્ઞાનીમાં ભેદ બીલકુલ નથી કેમકે જ્ઞાનને જાણવાથીજ જ્ઞાની કહેવાય છે. વ્યવહાર દૃષ્ટિએ જ્ઞાન ગુણને જ્ઞાની ગુણી-એમ ભેદ કહેવાય છે પણ તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં જ્ઞાન તેજ જ્ઞાની છે અને જ્ઞાની તેજ જ્ઞાન છે. કેમકે ગુણ અને ગુણીનો અભેદ સંબંધ છે તે જુદાં પડતાં નથી, એટલે જ્ઞાનનું જ્ઞાન થતાં જ્ઞાની આત્માનું જ્ઞાન અવશ્ય થાય છે.

પોતામાં—આત્મામાં જ્ઞાન છે એ બધા પ્રત્યક્ષ અનુભવે છે. જે જ્ઞાનના અનુભવ વિનાના છે તેને પદાર્થનું જ્ઞાન થતું નથી. જ્ઞાન અમૂર્ત્ત આત્માનો ગુણ હોવાથી અમૂર્ત છે. ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ તેનો અનુભવ થતો નથી છતાં 'હું જાણું છુ' ઇત્યાદિ પોતાના અનુભવથી તે બરોબર અનુભવાય છે. જેને જ્ઞાનનો અનુભવ હોય છે તેજ જ્ઞાનદ્વારા અન્ય પદાર્થોને જાણી શકે છે.

## જ્ઞાન પ્રત્યક્ષ થતું નથી?

કેટલા એક સંપ્રદાયવાળા જ્ઞાનને પ્રત્યક્ષ નથી માનતા પણ પરોક્ષ માને છે, તેઓએ જાણવું જોઈએ કે ભલે તમે જ્ઞાનને પરોક્ષ માનો, પણ જો તે પરોક્ષ જ્ઞાન વડે વિષયોનો બોધ તમને થાય છે તો તે પરોક્ષ જ્ઞાન વડે આત્માનો બોધ શામાટે ન થઇ શકે? અર્થાત્ તે પરોક્ષ જ્ઞાન વડે તે જ્ઞાનની પણ પ્રતીતિ શામાટે ન થાય? થવીજ જોઇએ. જે જ્ઞાન વડે પદાર્થ જાણી શકાય તે જ્ઞાન વડે જ્ઞાની-જ્ઞાનવાન્ શા માટે ન જાણી શકાય? જે દીવા વડે ઘટ પટાદિ પદાર્થો પ્રકાશીત થાય છે તે દીવા વડે તે દીવો બરોબર શામાટે ન દેખાય? દેખાવોજ જોઇએ.

જે મનુષ્ય જાણવા યોગ્યને જાણે છે તે જાણવાવાળાને બાહારનાં બીજાં કોઈ બંધનો નથી કે કોઈ બાંધનાર પણ

કેમ ન જાણે ? પ્રકાશવા લાયક પદાર્થોને જુવે છે પણ પ્રકાશ કરનારને જોતો નથી એ ખેદની વાત છે. અર્થાત્ એ કહેવું તે આશ્ચર્ય ભરેલું છે.

પરમાત્મ સ્વરૂપ જાણવા યોગ્ય છે તેને જાણવા યોગ્ય લક્ષ રૂપે જાણીને તે લક્ષ્યથી પાછા ફરીને લક્ષ રૂપે શુદ્ધ આત્માને રાખીને તેનું ધ્યાન કરવું તેથી કર્મોનો નાશ થાય છે. પ્રથમ પરમાત્માનું જ્ઞેય રૂપે–જાણવા યોગ્ય રૂપે જ્ઞાન કરીને, તેના જેવોજ પોતાનો શુદ્ધ આત્મા છે એમ ધારીને, પછી પોતાના શુદ્ધ આત્માને જ્ઞેય રૂપે રાખીને તેનો અનુભવ કરવો. આ અનુભવથી કર્મનો નાશ થઈ આત્માજ પરમાત્મા રૂપે થઇ રહે છે. સાધ્ય સિદ્ધ થયા પછી આલંબન મૂકી દેવું જોઇએ. મોટા વાસણમાંથી કડછી વડે ભોજન બાહાર કાઢયા પછી છેવટે તે કડછી મૂકી દેવામાં આવે છે તેમ ઈન્દ્રિય મનાદિકની તથા દેવ ગુર્વાદિકની સહાયથી આત્માને જાણીને તે જાણવાનાં હથીયારો–આલંબનો મૂકી દેવાં. ભોજન રૂપ કાર્ય થઇ રહ્યા પછી કડછીને પકડી રાખવી તે જેમ નિરર્થક છે તેજ ઇન્દ્રિય મન અને પરમાત્માદિ સહાયકોની મદદથી આત્માનું સ્વરૂપ જાણી જોઇ અનુભવી લીધા પછી તેના સહાયકો–આલંબનોને પકડી રાખવાની જરૂર નથી.

ભોજનની ઇચ્છાવાળાને ઈષ્ટ ભોજન મળવાથી જેમ આનંદ થાય છે તેમ આત્મ દૃષ્ટિવાળાને આત્મતત્વની પ્રાપ્તિ થતાં આનંદ થાય છે. જ્ઞાનીઓનો પ્રેમ અવિનાશી હોય

છે. દુઃખથી ભય પામેલા મનુષ્યો જેમ દુઃખનાં નિમિત્તોનો રાજી ખુશીથી ત્યાગ કરે છે, તેમ આત્મતત્ત્વમાં સુખ માનનારા મનુષ્યો વિષયોને દુઃખદાઇ જાણીને રાજીખુશીથી ત્યાગ કરીદે છે. સોનાને શુદ્ધ કરનાર જેમ શુદ્ધ સુવર્ણ મેળવે છે અને લોઢાને શુદ્ધ કરનાર શુદ્ધ લોઢું મેળવે છે તેમ જ્ઞાનને શોધનાર જ્ઞાન મેળવે છે અને અજ્ઞાનને શોધનાર અજ્ઞાન મેળવે છે. આરિસાની અંદર મનુષ્યાદિની સંગતથી તેવું પ્રતિબિંબ દેખાય છે તેમ નિર્મળ ચૈતન્યમાં કર્મની સોબતથી પ્રતિબિંબ રૂપે મોહ દેખાય છે. દર્પણ શુદ્ધ હોય છે તેમાં વાસ્તવિક રીતે પ્રતિબિંબ હોતું નથી છતાં તે દર્પણની નજીકમાં કોઇ મનુષ્ય પશુ પક્ષી કે વસ્તુ સામી આવવાથી તેમાં તેવું પ્રતિબિંબ પડે છે, તેમ તાત્ત્વિક દૃષ્ટિએ આત્મા નિર્મળ છે પણ સંયોગ સંબંધે કર્મની ઉપાધિ આવવાથી—તેના સંગથી આત્મામાં મોહ દેખાઇ આવે છે. વાસ્તવિક રીતે આત્મામાં તેવું કાંઇ નથી અને મોહ એ આત્માનું વાસ્તવિક સ્વરૂપ પણ નથી, તે તો દર્પણમાં પડેલા પ્રતિબિંબની માફક આગંતુક છે; બાહારથી આવેલ છે, જે આવે છે તે જઇ પણ શકે છે.

## વાસના તેવું ફળ.

જો આ જીવને ધર્મ વડે વાસિત કરવામાં આવશે તો જીવ ધર્મમાં પ્રવૃત્તિ કરશે, પાપમાં પ્રવૃત્તિ નહિં કરે, પણ જો તેને પાપ વડે વાસિત કરવામાં આવશે તો તે

નિરંતર પાપમાં પ્રવૃત્તિ કરશે પણ ધર્મમાં પ્રવૃત્તિ નહિં કરે, તેમ જ્ઞાન વડે વાસિત–ભાવિત થયેલ જીવ જ્ઞાનમાં પ્રવૃત્તિ કરશે, અજ્ઞાનમાં પ્રવૃત્તિ નહિં કરે. જો આમજ છે તો પછી આત્માની વિશુદ્ધિ કરવાની ઇચ્છાવાળા જીવોએ પોતાની બધી પ્રવૃત્તિ જ્ઞાનમયજ કરવી જોઇએ; શુદ્ધ કરેલું સુવર્ણ જેમ કોઈ પણ પ્રકારે ફરીને મલિન થતું નથી તેમ નિર્મળતાને પામેલો જ્ઞાની પછી અજ્ઞાનતાનો સ્વીકાર કરતા નથી.

## વિદ્વાનોને શીખામણ.

ઓ વિદ્વાનો! તમે એવો અભ્યાસ કરો, એવું ધ્યાન કરો, એવું ભણો, એવી રીતે મનને સ્થિર કરો, એવી આરાધના કરો, એવું બીજાને પૂછો, એવું બીજા પાસેથી સાંભળો, એવું જાણો, એવું બીજાને કહો, એવી પ્રાર્થના કરો, એવું જોવો, એવું પ્રાપ્ત કરો, એવું વશીકરણ કરો અને એવું કાંઇ પણ સ્પર્શો કે જેનાથી તમને નિરંતર કાયમને માટે આત્માની સ્થિરતા પ્રાપ્ત થાય.

આ પ્રમાણે પરદ્રવ્યના પ્રસંગને દૂર કરનાર યોગી, ઇન્દ્રિયોના સમૂહને અત્યંત ચપળ જાણીને, અંતર્મુખ દૃષ્ટિ કરી, નિર્મળ જ્ઞાનદર્શન ચારિત્ર સ્વભાવવાળા આત્માનું ધ્યાન કરી, કર્મોની નિર્જરા કરી, નિત્ય જ્યોતિસ્વરૂપ નિરૂપમ પદને પ્રાપ્ત થાય છે.

ઇતિ નિર્જરા-અધિકાર સમાપ્તઃ

# મોક્ષ અધિકાર. ૭

બંધનાં કારણુ બંધ થતાં આવતાં કર્મો સર્વથા બંધ થાય છે અને નિર્જરા વડે પૂર્વનાં બાંધેલાં કર્મો આત્માથી સદાને માટે અલગ થાય છે. તે સ્થિતિને મોક્ષ કહે છે. આ મોક્ષમાં સદાને માટે જ્ઞાનનો પ્રકાશ પ્રકાશતોજ રહે છે અને જન્મમરણો સદાને માટે બંધ થાય છે. આ મોક્ષ પ્રાપ્ત થયાં પહેલાં આ છેલ્લા મનુષ્યના દેહમાં રહેતાં જેમ અંધકાર દૂર થતાં આકાશમાં પ્રકાશ સ્વરૂપ દેદીપ્યમાન સૂર્યઉદય પામે છે તેમ જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ, મોહનીય અને અંતરાય એ ચાર કર્મનો ક્ષય થતાં કેવલ જ્ઞાન ઉદય પામે છે. પ્રગટ થાય છે. જેમ અંધકાર સૂર્યના પ્રકાશનું પ્રતિબંધક છે તેમ જ્ઞાનાવરણાદિ ચાર કર્મો કેવલ જ્ઞાનાદિ આત્મગુણના પ્રતિબંધક છે. અંધકાર દૂર થતાં સૂર્ય પ્રકાશી રહે છે તેમ જ્ઞાનાવરણાદિ દૂર થતાં કેવલ જ્ઞાનાદિ ચાર ગુણો પ્રગટે છે. મેલથી મલિન થયેલા આરિસામાં કાંઇ પણ રૂપ–પ્રતિબિંબ દેખાતું નથી તેમ જ્ઞાનાવરણાદિ કર્મોથી મલિન આત્મામાં કેવલ જ્ઞાનાદિ ગુણો પ્રગટ થતા નથી. જ્ઞાનાવરણુ, દર્શનાવરણુ, મોહનીય અને અંતરાય આ ચારકર્મો સાથે નાશ પામે છે અને તેને લઇને યોગીને અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત આનંદ અને અનંત વીર્ય–શક્તિ આ ચારગુણો સાથે પ્રગટ થાય છે. જેમ વજ્ર

વિના પહાડ ભેદી શકાતો નથી તેમ શુદ્ધ આત્માના ધ્યાન વિના મોહાદિનો નાશ કરી શકાતો નથી. વિશાળ અને મજબુત પહાડોને તોડવા એ મુશ્કેલીવાળું કામ છે છતાં તેની ઉપર વજ્રના પ્રહારો કરતાં થોડા વખતમાં તેના કકડે કકડા કરી શકાય છે તેમ જ્ઞાનાવરણાદિ ચાર કર્મ રૂપ પહાડો તોડવા એ મુશ્કેલીવાળું કામ છે છતાં વિશુદ્ધ આત્માનું ધ્યાન કરવા રૂપ વજ્ર વડે ઘણી સ્હેલાઇથી તે તોડી શકાય છે. ધ્યાન કરવાથી–ધ્યાનની સ્થિરતા રૂપ અગ્નિ વડે કર્મોમાં રહેલા રસ શોષી નાખવાથી કર્મો નિરસ થઇ ઘણા થોડા વખતમાં આત્મ પ્રદેશથી ખરી પડે છે. જુદાં થઇ જાય છે, માટે મોક્ષના અર્થી જીવોને કર્મો દૂર કરવા શુધ્ધ આત્માનું ધ્યાન કરવું તે યોગ્ય માર્ગ છે. જેમ વ્યાધિવાળા મનુષ્યનો અસાધ્ય જેવો પણ વ્યાધિ ઔષધો વડે દૂર થતાં તેને જે આનંદ પ્રાપ્ત થાય છે તેવો પણ તાત્વિક આનંદ, મહાન કલેશકારી અને દુઃખે દૂર કરી શકાય તેવી કર્મની અસાધ્ય જેવી જણાતી વ્યાધિને શુધ્ધ ધ્યાન રૂપ ઔષધ વડે દૂર કરવાથી આ યોગીને પ્રાપ્ત થાય છે.

આ કેવલજ્ઞાની કેવલ જ્ઞાનરૂપ નેત્રો વડે ઇન્દ્રિયાતીત પદાર્થોને સાક્ષાત્ જોઇને જીવોની યોગ્યતાનુસાર ધર્મોપદેશ આપવાની પ્રવૃત્તિ કરે છે. તેઓ મહાન્ પુન્યવાન હોવાથી દેવો આઠ મહા પ્રતિહાર્ય તેમની સેવા અર્થે બનાવે છે;

તેમનો દેશના અમોઘ હોય છે એટલે તેમના ઉપદેશની અસર જીવો ઉપર થયા વિના રહેતી નથી.

તીર્થંકરો જ્યારે ધર્મનો બોધ આપે છે ત્યારે દેવો તેમના સમવસરણુમાં દેશનાં દેવાના સ્થાને એક અશોક વૃક્ષ બનાવે છે, તેની છાયામાં આવેલા જીવોને તેટલા વખત માટે કોઇ પણ પ્રકારનો શોક કે ઉદ્વેગ રહેતો નથી. આ અશોક વૃક્ષ આખા સમવસરણુના સ્થાન ઉપર લંબાયેલો પથરાયેલો–ઘેરાયેલો દેખાય છે ૧ દેવો સુંદર સુગંધી પુષ્પોની વૃષ્ટિજાનુ પ્રમાણે સમવસરણુમાં કરે છે. ૨ આનંદદાયક પ્રભુની દેશનાની ધ્વનિ સાથે દેવો સુર પૂરે છે. ૩. બન્ને બાજુ દેવો ચામર વિંજે છે. ૪ પ્રભુને દેશના દેતી વખતે બેસવા માટે દેવો સિંહાસન સ્થાપે છે. ૫. ભગવાનના પાછળના ભાગમાં ભામંડલ મૂકવામાં આવે છે. ૬ દેવો દેવ દુંદુભી (દિવ્ય વાજીંત્ર) વજાડે છે, ભગવાનના મસ્તક ઉપર દેવો છત્ર ધરાવે છે.૮.પુન્યની પ્રબળતાથી આ આઠ પ્રતિહાર્યો હોય છે તીર્થંકરની દેશનાથી આત્મજાગૃતિ વધે તેવો ઉત્તમ લાભ થાય છે, ને પ્રભુની વાણી મનુષ્યો, દેવો અને પશુઓ પણ પોતપોતાની ભાષામાં સમજે છે.

જેમ અગ્નિનો સ્વભાવ ઉષ્ણુ છે, વાયુનો સ્વભાવ–ચપળ છે અને ચંદ્રનો સ્વભાવ શીતળ છે તેમ આત્માનો સ્વભાવ–સ્વરૂપ તે જ્ઞાન છે. આત્મા જ્ઞાન સ્વભાવ વડે વિશ્વને

જાણે છે. આત્માનું સ્વરૂપ ચૈતન્ય છે, તે ચૈતન્ય જ્ઞાનમય છે, જ્યાં સુધી જ્ઞાનના સામર્થ્યને અટકાવનાર-પ્રતિબંધકનું સામર્થ્ય પ્રબળ હોય છે, ત્યાં સુધી જ્ઞાન પોતાના વિશ્વ દૃષ્ટાપણાના કાર્યમાં પ્રવૃત્તિ કરી શકતું નથી. આત્મામાં અનંત સામર્થ્ય છે, અનંત જ્ઞાન વિદ્યમાન છે છતાં તે શક્તિને અટકાવનાર જ્ઞાનાવરણાદિ કર્મની હૈયાતિ હોય છે ત્યાં સુધી જ્ઞાન પોતાનું વિશ્વજ્ઞાતા પણાનું સામર્થ્ય પ્રગટ કરી શકતું કે વાપરી શકતું નથી. જ્ઞાનાવરણ દૂર થતાં આત્મા લોકાલોક પ્રકાશકપણાની પોતાની શક્તિ પ્રગટ કરી તેનો અનુભવ લે છે.

જેમ અગ્નિના સ્વભાવને અટકાવનાર ચંદ્રકાન્તમણિ અથવા મંત્રાદિ પ્રતિબંધક રૂપ ન હોય તો અગ્નિ બાળવા યોગ્ય પદાર્થને બાળવા સિવાય રહેતો નથી તેમ જ્ઞાનીને જ્ઞાનનું પ્રતિબંધક જ્ઞાનાવરણ કર્મ ન હોય તો તે પોતાની જ્ઞાયક શક્તિથી જ્ઞેયને-જાણવા યોગ્ય પદાર્થને જાણ્યા વિના અજ્ઞ રહી શકતો નથી.

## આત્મજ્ઞાનને દેશકાળાદિનો પ્રતિબંધ નથી.

જેમ સૂર્યને પ્રકાશમાં દેશ કાળ કે સ્વભાવ પ્રતિબંધકરૂપ નથી તેમ આત્માને પણ દૂર પ્રદેશ આદિનો પ્રતિબંધ નથી એ પ્રગટ અનુભવ સિદ્ધ છે.

મેરૂપર્વત એ દેશ-ક્ષેત્રની અપેક્ષાએ દૂર પ્રદેશ છે.

રામ લક્ષ્મણાદિ ઘણા વખત પહેલાં થઈ ગયા તે કાળની અપેક્ષાએ દૂર છે. પરમાણુ એ અતિ સૂક્ષ્મ હોવાથી સ્વભાવની અપેક્ષાએ દૂર મનાય છે. આમ દેશની અપેક્ષાએ સૂર્ય દૂર હોવા છતાં પદાર્થોને પ્રકાશવાનું કાર્ય સૂર્યને માટે અશકય નથી, કેમકે સૂર્યનો સ્વભાવ સદા પ્રકાશવાનોજ છે. આજ દૃષ્ટાંતે દેશ કાળાદિની અપેક્ષાએ પદાર્થો દૂર હોવા છતાં જ્ઞાન સર્વ પદાર્થોને સ્પષ્ટપણે જાણે છે. મેરૂપર્વત, રામ લક્ષ્મણ અને પરમાણુ આદિ દેશ કાળ અને ભાવથી વિપ્રકૃષ્ટ–દૂર હોવા છતાં તેને જાણવામાં જ્ઞાનને જરાપણ અડચણ કે મુશ્કેલી પડતી નથી. સૂર્ય જે સ્થાને રહ્યો છે તે સ્થાનથી દૂર આવેલા પદાર્થને પ્રકાશવાનું કાર્ય સૂર્યને જેટલું સ્હેલું છે, શકય છે તેટલુંજ દેશ કાળાદિથી દૂર આવેલા પદાર્થો હોવા છતાં તે સર્વ પદાર્થોનું જ્ઞાન કરવાનું કામ આત્માને માટે સ્હેલું અને શકય છે. દેશ કાળાદિ વિપ્રકૃષ્ટ–દૂર હોવા છતાં તે જ્ઞાનને જાણવામાં પ્રતિબંધક નથી એ સ્વાનુભવ પ્રત્યક્ષ છે. વિશેષ એટલો છે કે આ વાત કેવલ જ્ઞાનની અપેક્ષાએ સમજવાની છે. આ પૂર્ણ જ્ઞાન જે કેવળ જ્ઞાન તેને દેશકાળાદિ કોઇ પ્રતિબંધક નથી, પણ જે દેશ–થોડું પ્રત્યક્ષ એવાં મતિજ્ઞાનાદિ છે તેમાં તો દેશાદિથી વિપ્રકર્ષ–દૂર પદાર્થો તેનું જ્ઞાન થવામાં જ્ઞાનાવરણ પ્રતિબંધક છે. આ ઉપરથી એ નિશ્ચય થયો કે જેમ સૂર્યને પ્રકાશ કરવામાં પ્રતિબંધકરૂપે વાદળોનો

સમૂહ છે પણ દેશકાળાદિ પ્રતિબંધક નથી તેમ વિશ્વના સર્વ પદાર્થોને આત્મા જાણી શકે છે તેમાં દેશકાળાદિ પ્રતિબંધક નથી પણ જ્ઞાનાવરણ કર્મ છે તેજ પ્રતિબંધક છે.

## જ્ઞાન વિશેષ પદાર્થોને પણ જાણી શકે છે.

જેમ સામાન્ય પદાર્થનો સ્વભાવ જ્ઞાનના વિષય થવા રૂપ છે તેમ વિશેષ પદાર્થનો પણ સ્વભાવ જ્ઞાનના વિષય થવા રૂપ છે એટલે વિશેષ પદાર્થનું પણ જ્ઞાન થઇ શકે છે. સાક્ષાત્ જ્ઞાન જે કેવલ જ્ઞાન વિના પદાર્થના વિશેષ (પૂર્ણ) સ્વભાવનું જ્ઞાન થઈ શકતું નથી. આત્મા જ્ઞાન સ્વભાવરૂપ હોવાથી તે સર્વજ્ઞ અને સર્વદર્શી છે, જો આત્માને સર્વજ્ઞ અને સર્વ દર્શી માનવામાં ન આવે તો તેનામાં જ્ઞાન સ્વભાવતા સંભવી શકે નહિં.

પદાર્થમાં બે પ્રકાર છે. એક સામાન્ય બીજો વિશેષ. ઘડો કહેવાથી સામાન્ય રીતે બધા ઘડાનું જ્ઞાન થાય છે પણ પીળો ઘડો કહેવાથી તે એક પીળા ઘડાનુંજ જ્ઞાન થાય છે. ઘડો એ સામાન્ય જ્ઞાન છે અને પીળો ઘડો એ વિશેષ જ્ઞાન છે. જુઓ કે સામાન્ય રીતે એક ઘડો દેખવાથી બધા ઘડા આવા હોય છે એમ બધા ઘડાનું જ્ઞાન થાય છે પણ આ ઘડો પીળો છે, શરદઋતુમાં બનાવેલો છે, પાણી ઠરવાના ગુણવાળો છે. એ વાત તો કોઇ વિશેષ જ્ઞાનથીજ જાણી શકાય છે.

આત્મા જ્ઞાન સ્વભાવ હોવાથી તે બધા પદાર્થને જાણશે

અને દર્શન સ્વભાવે બધા પદાર્થને જોશે, જે બધા પદાર્થને જાણે અને દેખે તે સર્વજ્ઞ અને સર્વદર્શી કહેવાય. જો મેરૂ આદિ પદાર્થોના સામાન્ય વિશેષ સ્વભાવને આત્મા ન જાણે તો આત્મા જ્ઞાન સ્વભાવ કહેવાયજ નહિ. તેથી એ વાત સિદ્ધ થાય છે કે આત્મા જ્ઞાન સ્વભાવ હોવાથી સર્વજ્ઞ અને સર્વદર્શી છે. બધું જાણે અને બધું દેખે છે સર્વજ્ઞ અને સર્વદર્શી હોવાથી આત્માને કેવળ જ્ઞાન છે. તે કેવળ જ્ઞાનથી સામાન્ય પદાર્થની માફક આત્મા ભૂતકાળમાં થઇ ગયેલા, વર્તમાનકાળમાં ગમે તેટલા દૂર પદાર્થ હોય-યા સૂક્ષ્મ હોય અને ભવિષ્યમાં તે પદાર્થોના પર્યાયોમાં જે વિશેષ ફેરફાર થવાનો છે તે સર્વ વિશેષને પણ જાણે છે. એટલે દેશ, કાળ અને ભાવથી જે જે પદાર્થો—દ્રવ્યો દૂર કે નજીક રહેલા હોય તેનું પણ સ્પષ્ટતાથી વિશેષ જ્ઞાન આત્માને થાય છે.

## અઘાતિ કર્મના ક્ષયથી મોક્ષ.

આ કેવલજ્ઞાની શુક્લ ધ્યાન રૂપ શસ્ત્ર વડે વેદની, આયુષ્ય, નામ અને ગોત્રકર્મ એ ચારે કર્મને એકી સાથે છેદીને નિર્વાણ પામે છે.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિકર્મ કહેવાય છે કેમકે તે કર્મો આત્માના ગુણનો ઘાત કરનારાં—દબાવી રાખનારાં છે તે ચાર કર્મનો

ક્ષય થતાં કેવલજ્ઞાન, કેવલ દર્શન, અનંત આનંદ અને અનંત શક્તિ પ્રગટે તે. આ ચાર ગુણવાળી શક્તિ જેને પ્રગટ થાય છે તેનેજ જીવનમુક્ત કહેવામાં આવે છે. આવી સ્થિતિએ પહોંચેલ આત્મા જીવતાં છતાં મુક્ત આત્માનો આનંદ અનુભવે છે. તે દેહમાં રહેવા છતાં મુક્ત થવા બરાબર છે કેમકે આત્માની શક્તિનો ઘાત કરનાર કર્મો નાશ પામેલાં હોવાથી તેને હવે તે કર્મો બંધનમાં નાખી શકતાં નથી. પાછળનાં વેદની, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર કર્મને અઘાતિ કર્મ કહે છે, તે કર્મો વિદ્યમાન હોય છે છતાં આત્માને વિશેષ નુકશાન કરવાની તાકાત તેમનામાં રહી નથી, જેમ સર્પના મુખમાંથી ઝેરની કોથળી કાઢી લેવામાં આવ્યા પછી તે સર્પ, સર્પના આકારે તો રહે છે પણ સર્પપણાનો ઝેરી ભાવ ભજવી શકતો નથી તેમ આ કર્મો પણ હવે નવીન કર્મના બંધન કરવાવાળાં થતાં તેની હૈયાતિ જ્યાં સુધી હોય છે ત્યાંસુધી આ દેહનો સર્વથા ત્યાગ આત્મા કરી શકતો નથી. તેમ છતાં આ સ્થિતિમાં તે કેવલજ્ઞાની મહાત્મા પોતાની અમોઘ દેશનાના બળે અનેક જીવોને આત્મભાવમાં જાગૃત કરી મોક્ષના માર્ગની સન્મુખ ચાલનારા—મોક્ષ માર્ગના પથિક બનાવે છે. તે ચાર કર્મો પૂર્ણ થતાં શુક્લ ધ્યાનના ત્રીજા અને ચોથા ભેદ વડે આત્મ પ્રદેશથી કર્મના બધા પ્રદેશોને દૂર કરી પરમ શાંતિમય, સ્વસ્વભાવ રમણતા રૂપ મોક્ષ સ્થાનમાં

જઈને રહે છે. આ આઠે કર્મો આત્મ પ્રદેશથી સદાને માટે છુટા થાય તેને મોક્ષ કહે છે.

વ્યવહાર દૃષ્ટિએ શુક્લ ધ્યાન કર્મોનો નાશ કરે છે, કેવલ જ્ઞાન ઉત્પન્ન કરે છે અને મોક્ષ પણ પ્રાપ્ત કરે છે. એમ કહેવાય છે. નિશ્ચય દૃષ્ટિએ તો આત્માને કર્મ લાગતાંજ નથી એટલે નવીન મોક્ષ પ્રાપ્ત થતું નથી. આત્મા મોક્ષ સ્વરૂપજ છે એટલે કર્મોનો નાશ અને મોક્ષ પ્રાપ્તિ થતી નથી. આ કથન અપેક્ષાએ યોગ્ય છે.

કર્મો દૂર થવા પછી રાગદ્વેષાદિની ઉત્પત્તિ થતી નથી તેથી કર્મો જવા પછી આત્મા શુદ્ધજ બન્યો રહે છે. કર્મોનો સંગ અને રાગદ્વેષાદિ આત્માની સાથે નિત્યપણે જોડાયેલાં નથી. અર્થાત્ આત્મા અને કર્મનો અભેદ સંબંધ નથી પણ સંયોગ સંબંધ છે અને તેથીજ કર્મો આત્માથી દૂર થઇ શકે છે.

## મુકતાત્મા સંસારમાં આવતો નથી.

મોક્ષ અવસ્થાને પ્રાપ્ત થયેલ અને અવ્યાબાધ ( કદી નાશ ન પામે તેવાં અને બાધા પીડા વિનાના સુખમાં મગ્ન આત્મા ફરીને સંસારમાં આવતો નથી. ખરી વાત છે કે સદા સુખદાઇ સ્થાનનો–પદનો ત્યાગ કરીને દુઃખદાઇ સ્થિતિનો કોણ સ્વીકાર કરે ?

અર્થાત્ કોઈજ નહિં શરીરના કારણભૂત કર્મો નાશ પામવા પછી તે સિદ્ધ આત્મા ફરીને શરીર ગ્રહણ કરતો

નથી. કારણુનો નાશ થવા પછી કોઇપણ સ્થળે કાર્ય ઉત્પન્ન થતું નથી.

કોઇ સંપ્રદાયવાળા જ્ઞાનને પ્રકૃતિનો ધર્મ માને છે, તેને ઉદ્દેશીને જણાવવામાં આવે છે કે બુદ્ધિમાનો! જ્ઞાન એ પ્રકૃતિનો ધર્મ નથી, કેમકે પ્રકૃતિ એ અચેતન છે. અચેતન પ્રકૃતિમાં કોઇપણ સ્થળે કોઇપણકાળે જ્ઞાન રહેલું દેખાતું નથી. જ્ઞાન ચેતન રૂપે છે તે જડ પ્રકૃતિનો વિકાર હોઈ શકેજ નહિ.

કોઈ સંપ્રદાયવાળા મોક્ષમાં જ્ઞાન હોતું નથી પણ જ્ઞાન નાશ પામે છે એમ માનનારાઓએ વિચારવું જોઇએ કે સોનાનો મેલ નાશ થવાથી કાંઇ સોનાપણાનો નાશ થતો નથી તેમ નિર્વાણ પામેલા આત્માના ઉપરથી પુન્ય પાપ રૂપ કર્મના આવરણો નાશ પામે છે પણ તેથી કાંઇ જ્ઞાનનો નાશ થતો નથી. જો જ્ઞાનાદિ ગુણો મોક્ષમાં ગયેલ આત્મામાં નજ હોય તો આત્માની વ્યવસ્થાજ રહી શકતી નથી. કેમકે વસ્તુનું લક્ષણ દૂર થતાં લક્ષ્ય કોઈપણ સ્થળે નિરાધાર રહી શકતું નથી. જ્ઞાન એ આત્માનું લક્ષણ છે તે નાશ પામતાં લક્ષ્ય રૂપ આત્મા રહી શકેજ નહિં. માટે મોક્ષ અવસ્થામાં કર્મોની માફક જ્ઞાનગુણનો નાશ થતો નથી. હા એટલી વાત ધ્યાનમાં છે કે પ્રકૃતિના વિકારવાળા રાગ દ્વેષથી મલિન જ્ઞાન જેને અજ્ઞાન રૂપે આગળ વર્ણવામાં આવ્યાં છે તે તથા ક્ષયોપશમજન્ય જ્ઞાન એ

મોક્ષમાં હોતાં નથી પણ આત્મા શુદ્ધ સ્વભાવ રૂપ જ્ઞાનની હૈયાતિ તો મોક્ષમાં હોયજ છે. તે જ્ઞાન ન હોય તો આત્માપણ નજ હોય.

## પ્રયત્ન વિના મુકત ન થવાય.

જેમ કેદખાનામાં પડેલો અપરાધી મનુષ્ય પુરૂષાર્થ રૂપ ઉપાય કર્યા વિના મુક્ત થતો નથી તેમ વિવિધ પ્રકારના જડ ચૈતન્યના, બંધ મોક્ષના જ્ઞાનને જાણવા છતાં તેના નિવારણ માટે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તન કરવા રૂપ ઉપાય કર્યા વિના કર્મથી બંધાયેલો આત્મા મુક્ત થઈ શકતો નથી. પણ જે મનુષ્ય આત્મા અને કર્મના ભિન્ન ભિન્ન લક્ષણો વડે બન્નેના ભેદોને સમજીને શુદ્ધ આત્મતત્ત્વમાં સ્થિરતા કરવા રૂપ સદ્‌ઉપાય કરે છે તે આત્મા કર્મોથી મુક્ત થાય છે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ કરી બતાવી કે કર્મોથી મુક્ત થવાનો ઉપાય કેવલ જ્ઞાનજ નથી પણ તે જ્ઞાનની સાથે આત્મા સ્વરૂપે–આત્માકારે પરિણમી રહેવા રૂપ ક્રિયા કે જે બંધનથી મુક્ત થવાનો ઉત્તમોત્તમ ઉપાય છે તે પણ સાથે કરવાની જરૂર છે.

સોનું એક જાતનું હોવા છતાં જેમ વ્યવહારી લોકો તેને શુદ્ધ અશુદ્ધની અપેક્ષાએ બે પ્રકારનું કહેછે કે આ સોનું શુદ્ધછે, આ સોનું અશુદ્ધ છે. તેમ આત્મા તો તેનો તે એક હોવા છતાં આ શુદ્ધ આત્મા છે, આ અશુદ્ધ આત્મા છે. એમ શુદ્ધ અશુદ્ધની અપેક્ષાએ આત્માને બે પ્રકારનો લોકો કહેછે.

શુદ્ધ નયની અપેક્ષાએ આત્મામાં ભેદ નથી છતાં વ્યવહાર નયની અપેક્ષાએ કર્મના સંબંધવાળા આત્માને અશુદ્ધ અને સંસારી આત્મા કહેવામાં આવે છે અને કર્મરહિત આત્માને શુદ્ધ અને મુક્ત આત્મા કહેવામાં આવે છે. સંસારી આત્મા કર્મ યુકત છે અને મુકત આત્મા કર્મ વિયુકત છે, સંસારી આત્મા અશુદ્ધ છે. મુકત આત્મા શુદ્ધ છે આત્મા અને તેથી અન્ય જે કર્મ તેનો સંયોગ થવો, આ સંયોગને ભવ ( સંસાર ) કહેવામાં આવે છે. અને આ ભવનો અભાવ તેને કર્મનો વિયોગ કહે છે આ ભવનો વિયોગ કે કર્મનો વિયોગ થવા પછીથી ફરી જન્મ થતો નથી.

## મુક્ત આત્માની સ્થિતિ.

મુકતપણાની સ્થિતિમાં આત્માને પર પદાર્થનો સંયોગ હોતો નથી. તે આત્મા પોતાના સ્વભાવમાં પરિણમી રહે છે. તેને લઇને તેને કોઇપણ પ્રકારની ઉત્સુકતા હોતી નથી. મેરૂની માફક સ્વભાવે અડોલ સ્થિર તો હોય છે, વિભાગમાં પરિણમવાપણું ન હોવાથી ત્યાં કોઇપણ પ્રકારનો કલેશ નથી. તેમજ સ્વસ્વરૂપની પ્રાપ્તિ થયેલ હેવાથી તે કૃતાર્થ થયેલ છે એટલે હવે તેને કાંઇપણ કરવાપણું રહેલું નથી. કર્મ રૂપ મળ ન હોવાથી તેનાથી ઉત્પન્ન થનારી બાધા પીડાપણ તે મને નથી, તે સિદ્ધઆત્મા નિરંતર આત્માની આનંદમય સ્થિતિમાં રહે છે.

## ધ્યાનનું ફળ.

પૂર્ણ પરમાત્મ સ્વરૂપની–પરબ્રહ્મની પ્રાપ્તિ થવી તે ધ્યાનનું મુખ્ય ફળ છે આ ફળ એકાંતિક છે તેમાં અપવાદ નથી,તેમજ તે અનુભવગમ્ય–આત્મગમ્ય છે. અને તે અનુત્તરફળ છે તેનાથી આગળ બીજું ઉત્તમ ફળ પ્રાપ્ત કરવા યોગ્ય કોઇ નથી, માટે બુદ્ધિમાનોએ વાદપ્રતિવાદઆદિ વાસનાઓનો ત્યાગ કરી આ પરબ્રહ્મરૂપ શુદ્ધ આત્મ સ્વરૂપની પ્રાપ્તિ માટે આંહીજ પ્રબલ પુરૂષાર્થ કરવો. વાદવિવાદ કરવાથી વસ્તુતત્વની પ્રાપ્તિ થતી નથી; પણ કામ કરવાનો ખરો વખત નકામો ચાલ્યો જાય છે. માટે આંહીજ આ ભવમાંજ આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાને જેટલો બને તેટલો પ્રયત્ન કર્યોજ કરવો.

## મહાત્માઓનો હિતોપદેશ.

ધ્યાન માર્ગના જાણકાર અને ધ્યાન વડે કર્મનો ક્ષય કરનાર યોગીઓ, ભાવી યોગીઓના હિત અર્થે અંધકારમાં દીપક સમાન આ પ્રમાણે ઉપદેશ આપે છે કે જેમ ચાલવામાં વ [illegible] કે આળસ કરનાર મનુષ્ય માર્ગનો પાર પામી શકતો નથી તેમ ચોકસ નિર્ણય ઉપર આવવાની ઇચ્છા વિનાના વ[illegible] પ્રતિવાદ કરનારા તત્ત્વજ્ઞાનનો પાર પામી શકત[illegible] [illegible]માં પ્રમાદ નહિં

કરનાર પોતાના અખંડ પ્રયાણ વડે ધારેલે સ્થાને પહોંચે છે તેમ શુધ્ધ ચૈતન્યનું ઉપયોગની અખંડ અને નિશ્ચળ જાગૃતિ પૂર્વક ધ્યાન કરનાર કર્મનો ક્ષય કરી આ ભવ-સમુદ્રને ઓલંઘીને પોતાની મુસાફરી પૂર્ણ કરી પરમ શાંતિ પામે છે. ધ્યાન એજ કર્મ ક્ષય કરવાનો યા મોક્ષ પ્રાપ્તિનો ઉપાય છે, એમ જ્ઞાનીઓએ જાણ્યું અને અનુભવ્યું છે, જેમ મંત્ર ભણવાથી મંત્ર ઘોર વિષનો નાશ કરે છે તેમ આત્મા પણ ધ્યાન કરવા વડે અનેક ભવનાં ઉપાર્જન કરેલાં કર્મોનો નાશ કરે છે.

ચિંતામણિ ચિંતવેલું આપે છે, કલ્પવૃક્ષ કલ્પેલું આપે છે. પણ શુધ્ધ આત્માનું ધ્યાન તો ચિંતવી ન શકાય અને સંકલ્પી પણ ન શકાય તેવી આત્માની અનંત શક્તિ આપે છે. શુધ્ધ આત્માના ધ્યાન વડે દુઃખે દૂર કરી શકાય તેવા જન્મ, મરણ, અને વૃધ્ધાવસ્થા રૂપ રોગોનો સહેલાઈથી નાશ કરી શકાયછે.તે શુધ્ધ આત્માને કામદેવનો–કામવાસનાનો પરાજય કરવામાં કે નાશ કરવામાં જરાપણ પ્રયાસ કરવો પડતો નથી, અર્થાત્ આત્મ ધ્યાનથી કામને પણ સહેલાઇથી જીતી શકાય છે. માટે હે મહાનુભાવો! વાદવિવાદને મૂકીને અધ્યાત્મનું ચિંતન કરો. આત્મ ઉપયોગ સ્થિર કરો, વારંવાર વિભાવ દશામાં ઉપયોગ ચલિત થઇ જાય છે તેને સ્વસ્વભાવે રમાવો, અજ્ઞાન અંધકારને દૂર કર્યા વિના જ્ઞાન અનંત જ્ઞેયને વિષય કરી શકતું નથી, જોવા જાણવા

લાયક પદાર્થને પ્રકાશી શકતું નથી. ઉપાયથી ઉપેયની– પ્રાપ્ત કરવા યોગ્યની પ્રાપ્તિ થાય છે. ઓ બુધ્ધિમાનો! તમે સદ્‌ઉપાયમાં મહાન્ આદર રાખો. આત્મચિંતન કરવા જેવો બીજો કોઇ સારો ઉપાય નથી; પણ આ ઉ- પાય મોહના પાશમાં સપડાયેલા જીવોને પ્રાપ્ત થવો મુશ્કેલ છે.

## આત્મસિદ્ધિનાં બાહ્યસાધનો.

ઉત્સાહ, નિશ્ચય, ધૈર્ય, સંતોષ, તત્ત્વદર્શન અને એકાંતવાસ આ બાહ્ય સાધનો આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં ઉપયોગી છે. શુદ્ધ આત્મધ્યાન એ અંતરંગ સાધન છે.

આત્મસ્વરૂપ પ્રગટ કરવા ઇચ્છતા સાધકનો ઉત્સાહ એટલો બધો પ્રબળ હોવો જોઇએ કે કાંતો કાર્યસિદ્ધ કરૂંછું અને કાંતો દેહનો નાશ થાય છે. મતલબ કે દેહનો નાશ થાય તો પણ પોતાના ઉત્સાહને નબળો પડવા ન આપે. નિશ્ચય પણ તેનો તેટલોજ દૃઢ હોય છે કે સર્વસ્વના ભોગે પણ તે કાર્ય સિદ્ધ કરવા પુરૂષાર્થ કરે છે. ધારેલ કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી તે બીજું કાર્ય હાથ ધરતો નથી, અને જંપીને નિરાંતે સુતો પણ નથી, સેંકડો વર્ષો વીતી જાય પણ કાર્ય સિદ્ધ કરવાની તેની ધીરજ ખુટતી નથી, અનેકવાર નિરાશા મળે છતાં તે કાર્યને છોડતો નથી, પણ જરૂરીયાતવાળાં સાધનોનો સંગ્રહ કરીને ફરી પાછો પુરૂષાર્થ શરૂ કરે છે. જ્યાં જ્યાં પોતાની ન્યુનતા જણાય ત્યાં ત્યાં

તે તે ન્યુનતા પૂરી કરીને કાર્ય સિદ્ધ કર્યાં વિના રહેતો નથી. ફળ ન જણાય તો પણ તેની ધીરજ ખુટતી નથી, તે નાશીપાસ થતો નથી, અનેક ભવોને આંતરે પણ છેવટે પોતાની ધીરજના બળે તે સિદ્ધ થાય છે. તેનો સંતોષ પણ અગાધ હોય છે. સેજ સાજ ગુણની પ્રાપ્તિ થતાં આ વિશ્વના મનુષ્યો અભિમાની વૃત્તિના અંગે જે સંતોષ પકડે છે, આગળ વધતાં અટકે છે, આ કાંઇ સંતોષ નથી પણ આળસ છે. જે કાર્યનો પ્રારંભ કર્યો છે તે કાર્યની સિદ્ધિ થતાં સુધી વચમાં ન અટકતાં પૂર્ણ થાય ત્યાં સુધી પુરૂષાર્થ કરે છે, છતાં સંતોષ રાખે છે. કહેવાનો ઉદ્દેશ એ છે કે જેમ સામાન્ય મનુષ્યો કાર્ય સિદ્ધ થવામાં વિલંબ લાગતાં હતાશ અને નિરાશ થઇ બીજાની આગળ રોદડાં રોયા કરે છે કે શું કરીએ ભાઇ ! પાંચમો આરો, દુષમકાળ, છેવટનું સંઘયણ, સારાં નિમિત્તોનો અભાવ ઇત્યાદિ કારણોને લીધે આવા કાળમાં તે આત્મજ્ઞાન કયાંથી પ્રગટે ! ધ્યાન તે કેમ બની શકે ! આવાં રોદડાં રોનારો તે ન હોય, પણ આ કાળમાં પણ પોતાના અનિવાર્ય પુરૂષાર્થને અંગે જે પ્રાપ્ત થયું હોય તેમાં સંતોષ માને અને તે પૂર્ણ કરવા અથાગ પુરૂષાર્થ કરે, આને સંતોષ કહે છે. આવો પુરૂષાર્થ કરવા માટે પરિચિત દેશ, અને પરિચિત મનુષ્યોના સંગનો ત્યાગ કરવો જોઇએ. કેમકે પરિચયવાળા મનુષ્યોના સંસર્ગથી અભ્યાસ આગળ વધી શકતો નથી, અભ્યાસ માટે તેઓ વિઘ્નરૂપ

છે. પ્રખર તાપવાળો, જીવજંતુના ઉપદ્રવવાળો, અને તેવોજ ધ્યાનમાં વિઘ્નરૂપ દેશ હોય તેનો પણ ત્યાગ કરવો જોઇએ. આ બધાં સાધનોની મદદથી સાધકને તત્ત્વદર્શન થાય છે. તત્ત્વદર્શનથી તેનામાં કોઇ અપૂર્વ ઉત્સાહ સાથે બળ પ્રગટે છે, તેથી શ્રેણિબંધ પરિણામની ધારા–વીર્યનો ઉલ્લાસ વૃદ્ધિ પામે છે. આ બધાં સાધનો ધ્યાનનાં કારણો છે. આગમના જ્ઞાન વડે, અનુમાનથી અથવા તર્કવિતર્ક દ્વારા કરેલા વસ્તુના નિશ્ચયથી અને તે પછી ધ્યાનના અભ્યાસના રસ વડે બુદ્ધિને વિશુદ્ધ અને તિક્ષ્ણ બનાવનાર મનુષ્ય પવિત્ર ધ્યાનનો અભ્યાસ શરૂ કરી શકે છે. આત્મ ધ્યાનમાં પૂર્ણ પ્રેમરસ પ્રગટ થવો તે વિદ્વતાનું પરમ ફળ છે. જો આવી પ્રખર વિદ્વતા મેળવવા છતાં આત્મધ્યાન તરફ તેની પ્રવૃત્તિ નજ હોય પણ કેવળ સર્વશાસ્ત્રો ભણવાં અને બીજાને ઉપદેશ કરવો તેટલામાંજ તે વિદ્વાન અટકી જાય તો જરૂર સમજવું કે આત્મધ્યાન વિના આ શાસ્ત્રોનું જ્ઞાન એ કેવળ સંસારજ છે–સંસારનુંજ કારણ છે. જેમ મૂઢચિત્તવાળા અજ્ઞાની જીવોને પુત્ર, સ્ત્રી, ધન, ધાન્યાદિ એ સંસાર છે, તેમ આત્મજ્ઞાન વિનાના પંડીતોને શાસ્ત્ર જ્ઞાન એ પણ એક કમાઈ ખાવાનું સાધન છે. રૂપાંતરે તે પણ એક સંસારજ છે. આ કર્મ ભૂમિમાં મનુષ્યપણાસાથે પરમ ઉત્કૃષ્ટ જ્ઞાન રૂપ બીજને મેળવીને જે જીવો આત્મધ્યાન રૂપ ખેતીની તરફ પ્રવૃત્તિ કરતા નથી તેઓ અલ્પબુધ્ધિવાળા બાળ જીવોજ છે એમ સમજવું.

અહા ! શું મોહનું જોર છે ! માછલીઓને પકડવાના કાંટા ઉપર રહેલ માંસના ટુકડા તરફ લલચાઇ રહેલી માછલીની માફક, આ વિશ્વના વિષય સુખમાંથી છુટા થવું તે મુશ્કેલી ભરેલું કામ છે. આ ભોગ સુખમાં આશક્ત થયેલા જીવો ઉત્તમ ધ્યાનનો પણ ત્યાગ કરે છે અને ભાવી દુઃખ રૂપ વિષયો તરફ ઘસડાતા જાય છે આવા મોહને ધિક્કાર હો.

આત્મતત્ત્વને નહિ જાણનારા, વિપરીત જ્ઞાન તરફ પ્રવૃત્તિ કરી રહેલા, હિત અહિતના વિવેક વિના અંધ જેવા જણાતા અને વર્તમાન કાળનેજ જોનારા, ભવિષ્યનો વિચાર કે દરકાર નહિ કરનારા જીવો ભાવિકાળમાં અનેક યાતનાઓ–પીડાઓ સહન કરતા રહે છે. અહા ! આ આધિ માનસીક પીડાઓ, વ્યાધિ શારીરિક પીડાઓ, વૃધ્ધાવસ્થા, જન્મ, મરણ અને શોકાદિ ઉપદ્રવવાળા ભીષણ સંસાર તરફ ઓ મનુષ્યો ! જરા નજરતો કરો, એ સંસાર કેટલાં કેટલાં દુઃખોથી ભરપુર છે, છતાં પણ હે મોહાધિન જીવો! તમે તેનાથી કેમ ઉદ્વેગ નથી પામતા ? તમને વૈરાગ્ય પ્રગટતો નથી એ મહાન્ ખેદની વાત છે.

પામા—ખસના રોગ વાળા મનુષ્યો ખરજ ખણવામાં સુખમાને છે પણ પરિણામે અશાંતિ વધે છે, તેમ કેટલા એક મનુષ્યો કર્ત્તવ્યને અકર્ત્તવ્ય રૂપે અકર્ત્તવ્યને કર્ત્તવ્ય રૂપે અને દુઃખને સુખ રૂપે માને છે, પણ પરિણામે તે વિચરિત પ્રવૃત્તિ તેમને દુઃખદાઈ નિવડે છે.

ખારા પાણીને દૂર કરી ખેતરમાં મીઠા પાણીનો યોગ કરવાથી બીજ જેવીરીતે ઉગી નીકળે છે તેમ તત્ત્વજ્ઞાન સાંભળવાથી, તત્ત્વજ્ઞાન રૂપ મીઠા પાણીના સીંચનથી ધ્યાન રૂપ મીઠાં ફળોનો ઉદય વૃદ્ધિ પામે છે. ખારા પાણી સરખી ભોગ બુદ્ધિનો-વિષયો તરફની લાગણીનો નિરંતર ત્યાગ કરવો અને મધુર પાણી સમાન તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવા રૂપ સિંચન કરવું, એટલે બોધિબીજ વૃદ્ધિ પામી મોક્ષ રૂપ ફળ આપશે. આજ આપણું છેવટનું ધ્યેય અને પ્રાસવ્ય છે, કુતર્કો અને વિતર્કો એ મનના વ્યાધિ છે, ધ્યાનના તે શત્રુ છે, જ્ઞાનને અટકાવનાર છે, શાંતિના વિરોધી છે, શ્રદ્ધાનો નાશ કરનાર છે, અભિમાનને પોષણ આપનાર છે, માટે મોક્ષની ઈચ્છાવાળા જીવોએ કુતર્કો અને વિતર્કોમાં મિથ્યા અભિનિવેશ—કદાગ્રહ રાખવો યોગ્ય નથી પણ મોક્ષ મહેલમાં પ્રવેશ કરાવનાર આત્મતત્ત્વ તરફ સદ્ભાવ રાખવો યોગ્ય છે.

જેઓ પરમ શુદ્ધ અને બુદ્ધ આશયવાળા જીવો આદર પુર્વક નિરંતર આ પ્રમાણે શુદ્ધ ચૈતન્યનું ચિંતન કરે છે, તેઓ દુઃખના સ્થાન રૂપ કર્મનો અને ભવનો ત્યાગ કરીને નિરૂપમ, અખંડ, અનંત, અતીંદ્રિય અને અવિનાશી આત્મિક સુખ પામી સદા આનંદમય સ્થિતિ પામે છે.

ઇતિ મોક્ષાધિકાર સમાપ્ત.

# પ્રકરણ આઠમું.

## ચારિત્ર અધિકાર.

આ સાત અથવા પુન્ય પાપને જુદાં ગણવામાં આવે તો નવ તત્ત્વ થાય છે. આ તત્ત્વના જ્ઞાનથી જાણવા, ગ્રહણ, કરવા અને ત્યાગ કરવા યોગ્ય વસ્તુ તત્ત્વનો નિશ્ચય થાય છે કે, જીવ અને અજીવ જાણવા યોગ્ય છે. આશ્રવ અને બંધ ત્યાગ કરવા યોગ્ય છે અને સંવર નિર્જરા તથા મોક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે. આ બધો નિશ્ચય કર્યા પછી આવતાં કર્મો કેવી રીતે અટકાવવાં અને પૂર્વનાં કર્મો કેવી રીતે કાઢી નાખવાં તે માટેનો પ્રયત્ન કરવો એ બાકી રહે છે. તેને માટે ચારિત્ર ગ્રહણ કરવાની જરૂર છે એટલે આ અધિકારમાં ચારિત્ર સંબંધી હકીકત આપવામાં આવશે. દેશ કાળનો વિચાર કરી, પોતાની સબળતા કે નિર્બળતા તપાસી, પોતાની શક્તિને કોઇ પણ રીત ન છુપાવતાં આત્માર્થિ જીવોએ ચારિત્રના માર્ગમાં પુરૂષાર્થ કરવો.

ઇચ્છા ઘણી પ્રબળ હોવા છતાં, જે શરીર દ્વારા સ્થિરતા અને પુરૂષાર્થ કરવાનો છે, તેતો શરીરના પ્રમાણમાં થઇ શકે છે. મનુષ્ય ઘણો બળવાન હોય છતાં તેને વાપરવાનાં–કામ કરવાનાં હથીયારો મજબુત અને ટકાઉ ન હોય તો તેનો પુરૂષાર્થ તેટલો ઉપયોગી થતો નથી. અર્થાત્ હથીયારના પ્રમાણમાં પુરૂષાર્થ થઇ શકે છે. હથીયાર નબળાં હોય અને જોર વધારે વાપરવામાં આવે તો

હથીયાર તુટી જાય છે, તેમ શરીર રૂપ હથીયાર નિર્માલ્ય-નિર્બળ હોવાથી તેના માપ પ્રમાણે, તે સહન કરી શકે તેટલો પુરૂષાર્થ કરવામાં આવે તો તે સફળ થાય છે, જો વધારે પડતા પ્રમાણમાં મહેનત કરવામાં આવે તો શરીર કામ કરતું અટકી જાય છે, અને અંતે આગળ જઈ પાછા પડવા જેવું પરિણામ આવે છે, માટેજ જ્ઞાનીઓ કહે છે કે વજ્રરૂષભ નારાચ સંઘયણ—વજ્ર જેવી મજબુતાઇ વાળા શરીર દ્વારાએજ મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે, તેના અભાવે બીજા સંઘયણોવાળા શરીર વડે મોક્ષ મળતું નથી. એ ઉપરથી કહેવાનો આશય એ છે કે જેમ મોક્ષ મેળવવામાં બીજાં સાધનો ઉપયોગી છે, તેમ શરીર પણ તેટલુંજ ઉપયોગી સાધન છે, છતાં મનુષ્યોએ હિમ્મત હારવાનુંકાંઇ કારણ નથી. આ શરીર દ્વારા મોક્ષ પ્રાપ્ત ન થાય તો પણ એક ભવ કરીને મોક્ષ પ્રાપ્ત થાય તેવું એકાવતારી પણું અત્યારે મેળવી શકાય છે, છેવટે બે પાંચ દશ કે પન્નર ભવે પણ મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે, માટે છેવટના સંઘયણ વાળા શરીર વડે પણ પુરૂષાર્થ કરવામાં કચાશ ન રાખવી. કોઇ મનુષ્ય ઉતાવળો ચાલે અને કોઈ ધીમો ચાલે, કોઇ સિદ્ધે સરલ રસ્તે થઇને જાય અને કોઇ વાંકા ચકરાવા વાળા રસ્તે થઇને જાય, આમ ગતિ અને માર્ગમાં ફેર હોવા છતાં—ભિન્નતા હોવા છતાં પણ પહોંચવાનું સ્થાનતો એકજ છે. કરવાનું કાર્યતો એકજ છે, અને તે સર્વ શુભાશુભ કર્મનો ક્ષય કરીને નિર્વાણ સ્થાન—મોક્ષ પદ પા-

મવું તે છે, આ પદની પ્રાપ્તિનો માર્ગ તે સમ્યક્ ચારિત્ર છે. જ્ઞાનથી વસ્તુનો બોધ–કર્તવ્યનું ભાન થયા પછી દર્શન દ્વારા તે બાબતમાં દૃઢ શ્રધ્ધાન આવ્યા પછી તે પ્રમાણે વર્તન કરવું અને નિશાન વાળું સાધ્ય પ્રાપ્ત કરવું એ સમ્યક્ ચારિત્ર દ્વારા પ્રાપ્ત થાય છે, ચારિત્ર એટલે વર્તન, ચારિત્ર એટલે આઠ કર્મનો જે સંચય થયેલો છે, તેને કાઢી નાખવો તે. તેનું ફળ આત્માના શુધ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થવી, આત્માની દબાયેલી અનંત શક્તિઓને પ્રગટ કરવી તે છે. ચારિત્ર ગ્રહણ કરનાર જીવોનો ઉત્સાહ અને શારીરિક તથા માનસીક બળના પ્રમાણમાં ચારિત્રના અનેક ભેદો છે, તે અપેક્ષાએ સ્થવિરકલ્પી, જિન કલ્પી, સ્વયંબુધ્ધ અને પ્રત્યેક બુદ્ધ એમ ચાર પ્રકારના ચારિત્ર ધારણ કરનાર જીવોના ભેદ છે.

કોઇ પણ જીવની હિંસા પોતે કરવી નહિં, બીજા પાસે કરાવવી નહિં અને હિંસા કરનારને અનુમોદન આપવું નહિં. આ હિંસા મન વચન અને શરીર વડે કરવી નહિં, કરાવવી નહીં અને કરનારની અનુમોદના કરવી નહિં એમ નવભેદે પ્રથમ મહાવ્રત પાલન કરવું.

બીજા મહાવ્રતમાં મન વચન શરીર વડે અસત્ય બોલવું નહિં; બીજા પાસે અસત્ય બોલાવવું નહિં અને અસત્ય બોલનારાને અનુમોદન આપવું નહિં એ પ્રમાણે બીજું મહાવ્રત પાલન કરવું.

ત્રીજા મહાવ્રતમાં મન વચન શરીરે કરી નાનીમોટી ચોરી કરવી નહિં, કરાવવી નહિં અને ચોરી કરનારની પ્રશંસા પણ ન કરવી અને ધણીની—વસ્તુના માલીકની આજ્ઞાથી, પોતાને ખપી શકે તેવી વસ્તુ ગુર્વાદિની આજ્ઞાએ ગ્રહણ કરવી, એ ત્રીજું મહાવ્રત છે.

ચોથા મહાવ્રતમાં મન વચન શરીર વડે દેવ મનુષ્ય અને તિર્યંચ સંબંધી મૈથુન સેવવું નહિં સેવરાવવું નહિં અને સેવનારાની પ્રશંસા કરવી નહિં એ ચોથું મહાવ્રત છે.

પાંચમા મહાવ્રતમાં ધન્ય ધાન્યાદિ નવ પ્રકારનો પરિગ્રહ મન વચન શરીર વડે રાખવાનો, રખાવવાનો અને અનુમોદન કરવાનો ત્યાગ કરવામાં આવે છે.

આ પ્રમાણે ચારે પ્રકારના સાધુઓને પાંચ મહાવ્રતો પાલન કરવાનું હોય છે. વિશેષમાં ધર્મોપકરણ સંયમમાં સહાયક, વસ્ત્ર પાત્ર ઓછાં વધતાં રાખવાં કે ન રાખવાનાં સંબંધમાં તેઓ વચ્ચે તફાવત હોય છે.

સ્થવિરકલ્પી સાધુઓમાં બાળ, ગ્લાન, વૃધ્ધ, તપસ્વી, રાજકુમારાદિ અનેકનો સમાવેશ થાય છે, તેઓની શારીરિક સંપત્તિ નબળી હોવાના કારણે વસ્ત્ર પાત્રાદિની જરૂર રહે છે. આ કલ્પમાં આચાર્ય, ઉપાધ્યાય પ્રવર્તક, સ્થવિર, ગણાવચ્છેદક આદિની પદવીઓના અધિકાર હોય છે. બધા સમુદાયના ઉપરીને ગચ્છાધિપતિ, આચાર્ય, ગણી વિગેરે કહેવામાં આવે છે. તેઓ શિષ્યોને સૂત્રના અર્થ

ભણાવે છે, તેની સાર સંભાળ રાખે છે, ધર્મ માર્ગમાં પ્રેરણા કરે છે, આડે માર્ગે જતા હોય તો વારે છે, વારંવાર પ્રેરણા કરી આગળ વધારે છે. ઉપાધ્યાયજી સૂત્રનો પાઠ આપે છે. પ્રવર્તક ધર્મ ક્રિયામાં પ્રવર્તાવે છે. સ્થવિર જ્ઞાનમાં અને ક્રિયામાં તથા વર્ષોમાં વૃદ્ધ હોય છે, ચારિત્રના માર્ગમાં સિદાતા-ઉત્સાહ ભંગ થતા શિષ્યોને તે ઉત્સાહિત કરે છે, ચારિત્રમાં સ્થિર કરે છે. ગણાવચ્છેદક ગચ્છના સમુદાયને વસ્ત્ર પાત્રાદિની બધી સગવડ કરી આપે છે. આ સર્વ સ્થવિરકલ્પમાં હોય છે. સાધ્વીઓમાં પણ મુખ્ય આગેવાનને પ્રવર્તની કહે છે. તેની નીશ્રાએ બીજી બધી સાધ્વીઓ તેની આજ્ઞામાં રહેછે આ પ્રવર્તની સૂત્રાર્થની જાણકાર હોય છે. જ્ઞાન અને ઉમરમાં પણ વૃદ્ધ-ઠરેલ હોય છે, બધી સાધ્વીઓને યથા યોગ્ય પણે સાધ્વીના માર્ગમાં પ્રવર્તાવે છે, સૂત્ર ર્થ ભણાવે છે, ચારિત્રમાં અસ્થિરને સ્થિર કરે છે, એને મહત્તરાપણ કહે છે. આ સ્થવિર કલ્પમાં રજોહરણ અને મુહપત્તિ એ બન્ને તો અવશ્ય હોય છે, ઉપરાંતમાં વસ્ત્રો રાખવામાં આવે છે, એક ગરમ ઉનનું વસ્ત્ર, બે સુતરનાં ઓઢવાનાં વસ્ત્રો, એક ચોલપટ્ટો-નીચે પહેરવાનું, સંથારો પાથરવાનું સુવા માટે, અને તેના ઉપર પાથરવાને ઉત્તર પટ્ટો, આટલાં વસ્ત્રો તેઓ ઓછામાં ઓછાં રાખે છે. ખાવાને માટે પાત્ર રાખવામાં આવે છે, અને પાત્ર રાખવાને ઝોળી પ્રમુખ પાત્ર ઉપયોગી ઉપકરણો હોય છે, આ સિવાય જરૂર પડતાં પુસ્તકો ગૃહસ્થો પાસેથી તે-

ઓ વાંચવા ભણવા લે છે અને જરૂર ન હોય ત્યારે તે પાછાં આપીદે છે.

સાધુ કરતાં સાધ્વીઓને અડચણાદિ કારણે થોડાં વિશેષ ઉપકરણો હોય છે, તે સાધુ સાધ્વીઓ આઠ મહીના જુદા જુદા સ્થળે વિચરે છે, અને ચોમાસાના ચારમાસ એક સ્થળે રહે છે. એમ આઠ અને એક ચોમાસાનો મળી નવકલ્પી વિહાર કહેવામાં આવે છે. છુટા કાળમાં એટલે ચોમાસા સિવાય સાધુઓને એક સ્થળે એક મહીનાથી વધારે વખત રહેવાની આજ્ઞા હોતી નથી, જરૂર પ્રસંગે મહીનાની અંદર પણ વિહાર કરી જાય. જ્યાં તેમણે એક વર્ષ ચોમાસું કર્યું હોય ત્યાં ઓછામાં ઓછા બે વર્ષના આંતરા સિવાય ચોમાસું કરવાની મનાઇ હોય છે, એકી સાથે બે ચોમાસાં કરવાની આજ્ઞા હોતી નથી અને જ્યાં એક મહીનો રહ્યા હોય ત્યાં પણ બે મહિનાના આંતરા સિવાય ફરીને માસ કલ્પ કરવાનો અધિકાર નથી. કોઈ રોગાદિ કારણે રહેવાની જરૂર પડે તો પણ તે ગામમાં બીજું મુકામ હોય ત્યાં સુધી તે મુકામમાં રહે નહિં અને તેજ મુકામમાં રહેવાની જરૂર પડે તો જે સ્થળે માસ કલ્પ કર્યો હોય તેથી બીજા ભાગ કે ખુણા ઉપર જઈને રહે પણ છતી શકિતએ વધારે વખત ત્યાં રહે નહિં. શરીરચાલી ન શકે તેમ હોય અથવા કોઇ અપૂર્વ જ્ઞાન કે વિદ્યામાં વધારો થતો હોય કે તેવો સમાગમ બીજે ન હોય તો વધારે વખત પૂર્વે કહેલી કલ્પની મર્યાદા સાચવીને રહી શકે. ઓછામાં ઓછા બે સાધુઓ વિચરે. તેમાં પણ એક

ગીતાર્થ હોવો જોઈએ, એટલે સૂત્રઅર્થના રહસ્યનો જાણકાર હોય તેની નિશ્રાએ અનેક સાધુઓ વિચરી શકે છે.

સાધુઓ પહેલે પોહોર નવું ભણે, બીજે પહોરે તેનો અર્થ વિચારે. સશક્ત સાધુ દિવસમાં એકવાર ભોજન કરે, ગ્લાન, બાળ, વૃદ્ધ અને વધારે અભ્યાસ કરનાર એકથી વધારે વાર પણ નિર્દોષ આહારાદિ કરી શકે છે. ઉનાળા કરતાં શીયાળામાં અને શિયાળા કરતાં ચોમાસામાં વિશેષ પ્રકારે તપશ્ચર્યા કરવી જોઈએ. ચોમાસામાં મજબુત બાંધાવાળા સાધુઓએ ઘી દુધઆદિ વિકૃતિનો ત્યાગ કરવો જોઈએ. બે વખત પ્રતિક્રમણ નિત્ય કરવું અને રાત્રે સ્વાધ્યાય કરી ધ્યાન કરવું જોઈએ. આપસઆપસમાં ભણવું અને ભણાવવું. દિવસ રાત્રિનો મોટો ભાગ નવીન જ્ઞાનનો અભ્યાસ, સ્વાધ્યાય અને ધ્યાનમાં નિર્ગમન કરવો જોઈએ.

સાધુ અને સાધ્વીઓનો આચાર પ્રાયે સરખો છે. વિશેષમાં સાધ્વીઓને સાધુ કરતાં થોડાં વધારે વસ્ત્રો રાખવાં પડે છે. એક માસ કલ્પને બદલે બબ્બે મહીનાનો તેમને માસકલ્પ હોય છે. બે મહીના પછી તેમણે અવશ્ય વિહાર કરવો જોઈએ, જ્યાં સુધી ચાલવાની શક્તિ હોય ત્યાંસુધી એક સ્થળે બીજું ચોમાસું ન કરવું. ત્રણ સાધ્વીથી ઓછી સાધ્વીઓએ વિહાર ન કરવો. સાધ્વીઓએ સારા મનુષ્યની વસ્તીવાળા ભાગમાં રહેવું જોઈએ. સાધુઓ તો જંગલમાં પણ રહી શકે છે. વૃક્ષોની નીચે પણ રાત્રી વાસો કરી શકે

છે. નવીન શિષ્યો ગુરૂની પરીક્ષામાં પસાર થયા પછી કરવા. તેમાં પણ તેનાં માબાપો અને સ્ત્રીની રજા મળ્યા પછી દીક્ષા આપવી. સ્ત્રી દીક્ષા લેનારને તેના પતિની મુખ્ય આજ્ઞા જોઇએ. પતિના અભાવે તેના પાલક માતાપિતા સ્વસુર વર્ગ અને પુત્રાદિની આજ્ઞા મેળવી દીક્ષા આપવી.

આ સર્વ સ્થવિરકલ્પી સાધુ સાધ્વીઓનો આચાર છે આ પ્રમાણે આચારમાં દૃઢ થયેલ મુનિ ભવિષ્યમાં વધારે ક્લિષ્ટ કર્મ ખપાવવા સમુદાયથી અલગ થઈ જિનકલ્પનો માર્ગ આદરે છે. આ માર્ગ ઘણો કઠણ છે. પૂર્વે બતાવેલા આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને ગણાવચ્છેદક વિગેરે આ માર્ગમાં પ્રાયે વિશેષતાએ જોડાય છે.

જિનનો કલ્પ—આચાર તે જિન કલ્પ. જિનેશ્વરની માફક મહાન્ સુરવીરતા વાળી નિરપેક્ષતાવાળી—નિરાધારતાવાળી, સ્વાવલંબી પ્રવૃત્તિ આ માર્ગમાં હોય છે. આ જિન કલ્પીઓ કોઈ વસ્ત્ર પાત્ર રાખે છે અને કોઇ નથી પણ રાખતા, હસ્ત પાત્રની લબ્ધિવાળાઓ પાત્ર રાખતા નથી. તેમજ વસ્ત્રવિના રહી શકનારા વસ્ત્રનો પણ ત્યાગ કરે છે. રજોહરણ અને મુહપત્તિતો હોય છે. આ માર્ગ સ્વીકારવા પહેલાં સ્થવિર કલ્પમાં રહીને તેઓ પ્રથમ જિનકલ્પ પ્રમાણે ચાલવાની તૈયારીઓ—તુલનાઓ કરે છે.

પ્રથમતપની તુલના કરે છે, એટલે વિશેષ તપ કરવાની ટેવ પાડે છે. કેમકે કોઇપણ દેવાદિકના ઉપસર્ગ પ્રસંગે

ક્ષુધા–ભુખ તેમને પોતાના નિયમિત નિયમોથી ચલાયમાન ન કરી શકે માટે એક ઉપવાસથી લઇ છ મહીનાના ઉપ-વાસ થાય ત્યાં સુધી ક્ષુધાથી ચલાયમાન ન થાય તેટલી તૈયારી રાખે છે.

બીજી સત્ત્વભાવનાની તુલના કરે છે. આ તુલનામાં તેઓ ભય તથા નિદ્રાઉપર કાબુ મેળવે છે. આ માટે પ્રથમ પોતે રહેતો હોય તે મુકામમાં ઉભા ઉભા કાયોત્સર્ગ કરે છે. પછી ઉપાશ્રયબાહાર ધ્યાનસ્થિતિમાં ઉભા રહે છે. પછી ચારમાર્ગવાળા ચોકમાં ઉભા રહી કાયોત્સર્ગ મુદ્રામાં ધ્યાન કરે છે. ત્યાર પછી નિર્જન પ્રદેશવાળાં શુન્ય ઘરોમાં કાયો-ત્સર્ગ કરે છે અને છેવટે શ્મશાન આદિભયવાળી ભૂમિમાં નિર્ભયપણે કાયોત્સર્ગમાં રહી ધ્યાન કરે છે. આ પ્રમાણે નિદ્રાનો જય અને પોતાના સત્ત્વને ઉત્તેજીત કરનારી સત્ત્વ ભાવનાની તુલના કરે છે અને પોતાને એમ લાગે કે હવે નિદ્રાકે ભય હેરાન કરે તેમ નથી ત્યાર પછી તેઓ જંગ-લમાં રહેવાની શરૂઆત કરે છે. ૨

ત્રીજી તેઓ સૂત્ર ભાવનાને કેળવે છે. સૂત્રનું–સિદ્ધાંતનું જ્ઞાન તે એટલું બધું દૃઢ કરેછે કે લાંબો વખત ગણવાડમાં ન આવે તો પણ પોતાના નામની માફક તે ભૂલતા નથી. સૂત્રનું જ્યારે તેઓ પરાવર્તન કરે છે–ગણે છે ત્યારે તે ઉપરથી કાળનું માપ કાઢી શકે છે કે આટલું ગણતાં આટલા કલાકો થાય છે અને તે પ્રમાણેજ વખત થયો હોય છે.

હવે તેમની પાસે પુસ્તકો હોતાં નથી તેથી બધું જ્ઞાન તેમને મોઢેજ હોય છે. ૩

ચોથી એકત્વ ભાવનાને તેઓ કેળવે છે. પ્રથમ સાધુના સમુદાયમાં રહેવા છતાં પણ તેનાથી અલગ હોય તેમ પરસ્પર આલાપસંલાપ કરવા, અન્યો અન્ય કથા પ્રબંધ કરવા આદિબંધ કરે છે. આ પ્રમાણે બાહ્ય–ઉપરથી મમત્વ ત્યાગે છે અને દેહ ઉપધિ આદિ અભ્યંતર મમત્વને પણ આત્માથી ભિન્ન જાણીને છેવટે તેનો ત્યાગ કરે છે. આ પ્રમાણે એકત્વ ભાવના કેળવ્યાથી જંગલોમાં વનોમાં સ્મશાન આદિસ્થળે એકલા રહેવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમને તે વિષે જરાપણ બેચેની જેવું કે અણગમતું લાગતું નથી પણ એકાંતવાસ તેમના જ્ઞાન ધ્યાનના વધારામાં મદદગાર થઈ પડે છે. ૪

પાંચમી બળ ભાવનાની તેઓ તુલના કરે છે–કેળવે છે. આ ભાવના કેળવવાની મુખ્ય જરૂર એ છે કે જંગલમાં, ટાઢ, તાપ, વર્ષાની ઠંડી સરદીઆદિમાં અને તેમાં પણ વસ્ત્રનો પણ અભાવ હોય તેવી સ્થિતિમાં તેમને રહેવું પડે છે. એટલે અત્યારના વખતના મોટા કસરત બાજ સેન્ડોના જેવા તેઓ પોતાના અવયવોને દૃઢ બનાવે છે, જેને લઈને તેઓને ટાઢ તાપ કે સરદીની જરાપણ અસર થતી નથી. એટલે જિન કલ્પી સાધુઓનું શરીર બળ બીજા કરતાં બહુજ મજબુત હોય છે તે સાથે મનોબળ પણ મજબુત

કરે છે જેથી તપઆદિ કરવાથી શરીરબળ નિર્બળ થાય છતાં ધૃતિબળને લઈ પરિષહ ઉપસર્ગાદિથી પરાભવ પામતા નથી.

આ પ્રમાણે પાંચે પ્રકારની તુલના કરીને પોતાની તે માર્ગમાં પ્રવેશ કરવાની યોગ્યતા જણાતાં સ્થવિરકલ્પનો ત્યાગ કરી જિનકલ્પનો માર્ગ સ્વીકારે છે. તેઓ કોઈ વખતે એકથી વધારે પણ સાથે હોય છે. સાધુના વેષ તરીકે રજોહરણ મુહપત્તિ રાખે છે. અમુકજ જાતનો રજોહરણ રાખવો તવો આગ્રહ નથી. મયુર પિચ્છનો પણ રજોહરણ હોય છે. પરંતુ બહોળે ભાગે ઉનનો જ હોય છે. ત્રીજી પોરસીએ-ત્રીજાપહોરે તેઓ ભિક્ષા કરવા નીકળે છે અને કરપાત્ર હોય તે હાથમાં લઇને ખાઇ લે છે, પાણી સાથે પી લે છે. કોઇ વખતે પાણી વિનાપણ ચલાવી લે છે. તેઓ નિત્ય એક વખત આહાર કરેજ તેવો નિયમ નથી. ઉપવાસો પણ કરે છે. પણ એક વખતથી વધારે વખત ભોજન લેતા નથી.રોગાદિ કારણે પણ તેઓ અપવાદ માર્ગ સ્વીકારતા નથી. ઔષધ કરાવતા નથી. તેમ બીજાની પાસે સેવા પણ તેઓ કરાવતા નથી. વિહાર કરવો હોય તો પણ ત્રીજી પોરસીએ બપોર પછી કરે છે. ગામની નજીક એક રાત્રી રહે છે, શહેર નજીક પાંચ રાત્રી રહે છે. પરીષહ અને ઉપસર્ગો સહન કરે છે. ઘણી વખત એકાકી વિચરે છે. ઘણેભાગે મૌનપણેજ ફરે છે.કોઈ પ્રસંગે ધર્મોપદેશ પણ આપે છે.જમીન ઉપર ઉત્કટિક આસને બેસે છે. સુવાને માટે જમીન અને

ઓઢવાને માટે આકાશ હોય છે; જો કોઈ વાઘ સિંહ પ્રમુખ
હિંસક પ્રાણી સન્મુખ આવતું હોય તો તેઓ તેના ભયથી
ઉન્માર્ગે ચાલતા નથી. પણ એક ખરા વીરને છાજે તેમ
સિદ્ધા તેની સામાજ ચાલ્યા જાય છે. જ્યાં દિવસ આથમે
ત્યાંજ કાયોત્સર્ગ "ધ્યાન પરાયણ" થાય છે. તેના જીવનનો
મોટો ભાગ ક્લિષ્ટ કર્મો ખપાવવાં, જે જે મુશ્કેલીઓ આવે
તે સહન કરવી, સમભાવ રાખવો, ક્રોધાદિને અવકાશ ન
આપવો અને ધ્યાન પરાયણ રહી આત્માનું શુદ્ધ સ્વરૂપ
પ્રગટ કરવું તેમાં વ્યતીત કરે છે. તેઓ સ્વાવલંબી હોય
છે. બીજાના ઉપર આધાર રાખતાજ નથી, બીજાની મદદ-
લેતાજ નથી. ઉદય આવેલ કર્મ સહન કરે છે. ઉદીરણા
કરીને સત્તામાં પડેલાં કર્મોને બાહાર લાવી સમભાવે
ભોગવીને નિર્જરી નાખે છે. તેઓનું જ્ઞાન નવથી દશપૂર્વ-
સુધીનું હોય છે. અપ્રમત્ત દશા પ્રશંસા કરવા જેવી હોય
છે; તેઓનું શરીર પ્રથમ સંઘયણવાળું વજ્રના જેવું મજ-
બુત હોય છે. આ માર્ગને જિનકલ્પીનો માર્ગ કહે છે.

## સ્વયંબુદ્ધ.

પોતાની મેળે બોધ પામેલા, આત્મામાં જાગૃત થયેલા,
સત્યને સમજેલા તેને સ્વયંબુદ્ધ કહે છે. જોકે પાછલા જન્મોમાં
તો તેમને પણ ગુરૂ હોય છે પણ આવાત તો આ ચાલુ ભવ
આશ્રયી છે કે, આભવમાં તેને કોઇએ બોધ આપેલો હોતો નથી
પણ જાતિ સ્મરણ થવાથી—પાછલા જન્મનું જ્ઞાન થવાથી તેઓ

પોતાની મેળે આ માર્ગે ચાલેલા હોય છે, માટે તેમને સ્વયંબુદ્ધ કહે છે. જે સ્વયંબુદ્ધ થાય છે તે સર્વને પાછલા જન્મનું જ્ઞાન હોય છે જ; અને તેથી તેમને સમ્યક્ દર્શન પણ પ્રગટેલું હોય છે. જો તેઓને પાછલા જન્મનું પૂર્વનું ભણેલું જ્ઞાન હોય છે તો તેને દેવો સાધુનો વેશ રજોહરણ મુહપત્તિ આદિ આપે છે, જો પૂર્વનું જ્ઞાન ન હોય અને નવું ભણવાનું હોય છે તો ગુરૂની પાસે જાય છે અને ગુરૂ તેને વેશ આપે છે. સાધુના વેશમાં રજોહરણ, મુહપત્તિ એક ઉનનું અને બે સુતરનાં કપડાં અને પાત્ર આટલું હોય છે. તેઓ એકલા પણ રહે છે અને સાધુઓના સમુદાયમાં નવીન જ્ઞાન ભણવા માટે અથવા પોતાની ઈચ્છાથી પણ રહે છે. પૂર્વજન્મનું જ્ઞાન હોવાથી ધર્મ કર્મના ફળોનો અનુભવ તેમને પ્રત્યક્ષ થયેલો હોય છે એટલે જ્ઞાન ધ્યાનમાં આગળ વધી આત્માને ઉજવળ કરવાનો—આત્માની બધી શક્તિઓ પ્રગટ કરવાનો પ્રબળ પુરૂષાર્થ અપ્રમત્તપણે રહીને તેઓ કરે છે.

## પ્રત્યેક બુધ્ધ.

બહારનું કોઇ પણ કારણ દેખીને તે ઉપરથી સંસારની અનિત્યતા જાણીને બોધ પામે તેને પ્રત્યેક બુધ્ધ કહે છે. જેમ કરકંડુ રાજાએ પ્રથમ બહુજ સુંદર અને બળવાન વૃષભને જોયો હતો. તેજ વૃષભને લાંબા દિવસે જરાથી જર્જરીત રૂપવિહીન ગળી ગયેલ શરીર વાળો જોઇને પ્રતિબોધ પામ્યા; પોતાના શરીરની પણ ભાવી એવીજ

સ્થિતિ સમજી જાગૃત થઇ સાધુ જીવન સ્વીકાર્યું, આજ પ્રમાણે કોઇ વાદળાંને વિખરાઇ જતાં જોઇને, કોઇ સૂર્ય ચંદ્રને થયેલ રાહુનું ગ્રહણ જોઇને તો કોઈ થોડાજ વખતમાં નવપલ્લવિત આમ્ર વૃક્ષને ઠુંઠા જેવું નામ શેષ રહેલું જોઇને બોધ પામ્યા, જાગૃત થયા. તે સર્વે પ્રત્યેક–બુદ્ધ કહેવાય છે. આ પ્રત્યેકબુધ્ધોને જાતિ સ્મરણથી પૂર્વ જન્માનું જ્ઞાન પણ હોય છે, ઓછામાં ઓછું અગીયાર અંગના જ્ઞાનથી લઇ દશ પૂર્વમાં કાંઇક ન્યૂન એટલું શ્રુત જ્ઞાન હોય છે. આ સર્વ પૂર્વ જન્મમાં ભણેલું જ્ઞાન હોય છે અને એવા પૂર્વના અભ્યાસને લઇનેજ તેઓ એકાદ આવા ગંભીર બનાવને જોઈને એકદમ જાગૃત થઇ જાય છે. નહિંતર તેથી પણ વિશેષ અનેક બનાવો નજરે જોવા છતાં, નથી ઉપજતો વૈરાગ્ય કે નથી થતું જાતિ સ્મરણ જ્ઞાન. આવા પ્રત્યેક બુદ્ધને દેવો–શાસન દેવો સાધુનો વેશ આપે છે. રજોહરણ અને મુહપત્તિ બે વસ્તુ સાધુના ચિન્હ તરીકે તેમની પાસે હોય છે. કોઇ વખતે આ સાધુનું ચિન્હ પણ તેમની પાસે હોતું નથી, છતાં તેઓનું વર્તન બહુજ વિશુદ્ધ અને આત્મ જાગૃતિથી ભરપૂર હોય છે. આ પ્રત્યેક બુધ્ધો ગચ્છ–સમુદાયમાં રહેતા નથી પણ એકાકી વિચરે છે અને અહર્નિશ આત્મધ્યાનમાં તત્પર રહે છે.

ઉપર પ્રમાણે ચાર પ્રકારના સાધુઓ આચાર ભેદને લીધે બતાવવામાં આવ્યા છે તે બધાની હૈયાતિ તીર્થંકર

દેવ—ભગવાન મહાવીરના વખતમાં હતી, દરેકની ક્રિયામાં શક્તિના પ્રમાણમાં ફેર હોવા છતાં બધાનું સાધ્ય તો એક જ હોય છે.

## ત્યાગી જીવન.

આ ચારે પ્રકારના સાધુઓ ત્યાગી જીવનવાળા હોઈ ચારિત્રના માર્ગમાં સર્વ પ્રકારના પાપના આરંભોનો ત્યાગ કરે છે. પરાધીનતાના કારણરૂપ ઘર કુટુંબ સ્ત્રી વિગેરે બંધનો મૂકી દે છે. સદા આત્મ ઉપયોગ જાગૃત રાખે છે. શરીરની શોભાના કારણરૂપ સંસ્કારો કરતા નથી. માથાના કેશનો લોચ કરે છે. જેનાથી પ્રમાદ વધે—આત્મભાન ભૂલાય તેવા સંયોગોનો—મનુષ્યાદિનો પરિચય કરતા નથી. પરની અપેક્ષા રાખતા નથી, આત્મબળ ઉપર શ્રદ્ધા રાખીને બધી પ્રવૃત્તિ કરે છે. મનને નિર્વિકારી રાખે છે, બીજાને દયા ઉત્પન્ન થાય તેવી કાંઈપણ યાચના કરતા નથી, પણ ધર્મના નિયમ પ્રમાણે જે સ્વભાવિક ભિક્ષામાં મળી આવે તેમાં સંતોષ માને છે. ક્રોધાદિ કષાયોને દૂર કરે છે, પાંચ ઇન્દ્રિયોને વશ કરે છે—તેના ઇષ્ટ કે અનિષ્ટ વિષયોમાં રાગદ્વેષ કરતા નથી, જ્ઞાન અને ક્રિયામાં દેશકાળ અનુસારે પ્રવૃત્તિ કરતા ગુરૂની પાસે દિક્ષા ગ્રહણ કરવામાં આવે છે.

આત્મજાગૃતિ વિનાના કેવળ કર્મકાંડમાં—ક્રિયામાર્ગમાં આનંદ માનનાર ગુરૂથી આત્મકલ્યાણ થતું નથી કેમકે

તેઓની પ્રવૃત્તિ અંધ માણસના જેવી છે. જેઓ પોતે જ્ઞાન વિના ખરો માર્ગ જાણી શકતા નથી તેઓ બીજા પોતાના આશ્રિતોને કેવી રીતે આગળ વધારી શકશે? તેમજ જે જ્ઞાનના જાણકાર હોવા છતાં પોતે તે માર્ગમાં પ્રવૃત્તિ કરતા ન હોય તેઓ પણ પ્રભુના માર્ગના નાયક થવાને લાયક નથી, જ્ઞાન દેખતું તો છે પણ યથાયોગ્યપણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરતું ન હોવાથી ચાલવાની તાકાત વિનાનું તે જ્ઞાન પાંગળું છે. માટે આત્મજાગૃતિથી ભરપૂર તેમજ તત્ત્વજ્ઞાન અને ઉત્તમ ચારિત્રમાં પ્રવૃત્તિવાળા ગુણવાન ગુરૂની પાસે આત્મ કલ્યાણના ઇચ્છક જીવોએ સંસારથી પાર પામવા માટે ચારિત્ર ગ્રહણ કરવું અને તેમની પાસે–તેમની નિશ્રાએ રહેવું.

પાંચ મહાવ્રતો પાળવા સાથે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન કરવું. રસ્તે ચાલતાં વનસ્પતિ કે ત્રસ આદિ કોઇ જીવની હિંસા કે તેને દુઃખ ન થાય તેની સંભાળ રાખવી, તેવા જીવોવાળી જમીનથી પડખે થઇને ચાલવું. ચાલતા સાડાત્રણ હાથ જમીન ઉપર દૃષ્ટિ પડે તેવી રીતે નીચી દૃષ્ટિ કરીને ચાલવું. ૧. બોલવામાં બહુજ સાવચેતી રાખવી, બની શકે ત્યાં સુધી વગર કારણે ન બોલવું, બોલવું પડે તો પ્રિય, સામાને હિતકારી અને સત્ય બોલવું તે સિવાય મૌન રહેવું. ૨. ગૃહસ્થે પોતાને માટે ભોજન તૈયાર કર્યું હોય તેમાંથી સાત્વિક આહાર બેંતાલીશ દોષ

રહિત, દેહ ટકાવવા અર્થે લેવો. ૩. કાંઇ વસ્ત્રપાત્રાદિ લેવું મૂકવું પડે તે લેતાં મૂકતાં કોઇપણ જીવને દુઃખ ન થાય જીવની વિરાધના ન થાય તેવી સાવચેતી રાખવી. ૪. મૂત્ર, મળાદિ ત્યાગ કરવાં પડે તે પણ જીવ વિનાની નિર્દોષ જમીન ઉપર ત્યાગવાં, કોઇ જીવને આપણા નિમિત્ત દુઃખ ન થાય તેની સંભાળ રાખવી. ૫.

મનમાં કોઇ અશુભ સંકલ્પ ઉઠવા ન દેવો, ઉઠે તો તરત બંધ કરવો, અથવા તે વિચારથી વિરોધી વિચારવડે તેને બદલાવી નાખવો. સારા વિચારો કરવા અથવા કોઈ પણ સંકલ્પ વિકલ્પ ન ઉઠે તેવી રીતે આત્મ ઉપયોગમાં રહેવું. આ મન ગુપ્તિ છે. ૧. સર્વથા મૌનપણું અમુક વખત સુધી રાખવું અને બોલવું પડે તો સૂત્રમાં કહ્યા પ્રમાણે પ્રિય પથ્ય અને સત્ય બોલવું, આ વચન ગુપ્તિ અને વચન સમિતિ છે. ૩. કાયોત્સર્ગમાં કાયાને સ્થિર રાખવી, ધ્યાનાદિમાં અડોલ સ્થિરતા વધારવી, વગર કારણે ફર્યાફર ન કરવું પણ અંગોપાંગ સંકોચી સ્થિર થઈને બેસવું. આ શરીરની સ્થિરતા, ધ્યાનાદિમાં મનની સ્થિરતા થવામાં ઉપયોગી સાધન છે એને કાયગુપ્તિ કહે છે. ૩

આ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા કહેવાય છે. માતા જેમ પુત્રનું પાલન કરે છે તેમ સાધુ જીવનનું રક્ષણ કરનારી આ આઠ માતાઓ છે.

બે વખત આવશ્યક ક્રિયા કરવી. પાંચ મહાવ્રત,

પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ઇન્દ્રિય, કષાય વિગેરેમાં જે જે ગુરૂદેવની આજ્ઞા વિરૂદ્ધ પ્રવર્તાયું હોય, આજ્ઞાનુસાર પ્રવૃત્તિ ન થઇ હોય તે માટે દિવસમાં સવાર સાંજ બે વખત તેની તપાસ કરીજવારૂપ આવશ્યક ક્રિયા છે, દોષ લાગ્યો હોય તો તેની માફી માગી, પ્રાયશ્ચિત લઇ પોતાની ભૂલો સુધારવી, શુદ્ધ થવું, તુટેલા ભાગને સાંધી દેવો અને ફરીને તેમાં દોષ લાગવારૂપ છિદ્ર ન પડે તેની સાવચેતી રાખવી.

ભૂમિ ઉપર સુવું, એક વખત ભોજન કરવું; સ્નાનાદિ શુશ્રૂષા ન કરવી, આ સર્વ આચારો પાળવા, પ્રમાદનો ત્યાગ કરવો, દરક્ષણે આત્મભાન ન ભૂલાય તેની સાવચેતી રાખવી, આત્મભાન ભૂલાય તો જાગૃતિ વધારતા રહેવું, આત્મજાગૃતિ વધે તેવો અભ્યાસ વધારવો, તેવાં નિમિત્તો સેવવાં, જ્ઞાન વધારવું, ભણેલું યાદ કરવારૂપ સ્વાધ્યાય કરવો, જડ ચેતનની ભિન્નતા કરવા નવીન જ્ઞાનનો અભ્યાસ કરવો, બધા પ્રતિબંધો તોડીને ઉગ્ર વિહારે વિચરવું, છતી શરીરની શક્તિએ એક સ્થળે વધારે ન રહેવું, આઠ માસ વિહાર કરવો, ચોમાસાના ચાર મહિના એક સ્થળે રહેવું, શક્તિ અનુસાર તપ કરવો, વિકાર ઉત્પન્ન કરનાર દુધ ઘી આદિનો ત્યાગ કરવો, જ્ઞાનદર્શન ચારિત્રમાં વૃદ્ધિ કરતા રહેવું, સત્ય સમજ્યા પછી જ બીજાને ઉપદેશ આપવો, સ્યાદ્વાદ માર્ગ બરોબર ન સમજાય ત્યાં સુધી મૌન રહીને અભ્યાસમાં વધારો કરવો. સત્ય સમજ્યા વિના ઉલટા લોકોને

ઉન્માર્ગે ચઢાવી દેવાથી સંસારની વૃદ્ધિ થાય છે. અને તો લોકોને સારે માર્ગે ચડાવવા છતાં તેવું જ્ઞાન ન હોય તો મૌન રહેવું તે સારૂં છે પણ લોકોને ઉન્માર્ગે ચડાવવા તે ઠીક નથી.

ચારિત્રમાં મદદગાર ઉપકરણો, રહેવાના મુકામ રૂપ-સ્થાનરૂપ વસતી. સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ સંઘ, નવ કલ્પી વિહાર, દેહ ટકાવવા માટે આહાર પાણી અને સામાન્ય મનુષ્યો, આ સર્વમાંથી જે કોઈ બંધનના કારણરૂપ પ્રતિબંધ હોય તે દૂર કરવો. તેમને જોઇતી જ્ઞાનાદિની મદદ આપવી. તેમનામાં સુતી પડેલી આત્માની મહાન્ શક્તિ જાગૃત કરાવવી તેમાં જરાપણ હરકત નથી, પણ તેમના વિના નજ ચાલે, તે જોઇએજ, તેમના સુખ દુઃખથી હર્ષ શોક થાય એ રૂપ પ્રતિબંધ જે બંધનકર્ત્તા છે તેનો ત્યાગ કરવો.

ખાવામાં, પીવામાં, બેસવામાં, ઉઠવામાં, રહેવામાં, જવામાં, આવવામાં એ સર્વ સ્થાને આત્મઉપયોગ જાગૃત રાખવો, લક્ષ ન ચૂકવું, સાધ્ય ન ભૂલવું એની બરોબર સાવચેતી રાખવી, બીજા જીવોની હિંસા ન થાય તે તરફ પૂરતું ધ્યાન આપવું, પ્રમાદ પૂર્વક જવું આવવું કરનાર સાધુને પણ સંસારની વૃદ્ધિ કરનાર હિંસા લાગે છે.

જ્વરવાળા મનુષ્યને ઘી ખવડાવવાથી રોગની વૃદ્ધિ થવા સાથે તેના દુઃખમાં વધારો થાય છે તેજ ઘી તાવ વિનાના મનુ-

ષ્યને પુષ્ટિને માટે સુખદાયી થાય છે તેમજ યતના પૂર્વક-ઉપયોગ પૂર્વક પ્રવૃત્તિ કરનારને આહાર વિહારાદિ ગુણકારી થાય છે, તેજ આહાર વિહારાદિ યતના વિના--ઉપયોગ વિના પ્રમાદી જીવોને કર્મબંધ રૂપ દોષ માટે થાય છે.

પોતે જ્ઞાનવાન હોઇને પણ જો તે પરને પીડા કરતા હોય તો ખરેખર તેનું ચારિત્ર મલિન થાય છે, દીવો પ્રકાશ વાળો હોય છે છતાં વધારે ગરમીવાળો—તાપ વાળો થવાથી મલિન કાજળ ઉત્પન્ન કરે છે, તેમ સાધુ જ્ઞાનના પ્રકાશવાળો હોવાં છતાં બીજાને પીડા કરવાથી પાપરૂપ મળ ઉત્પન્ન કરીને પોતાનું ચારિત્ર મલિન કરે છે.

## ભવાભિનંદી.

સંસારથી વિરક્ત થયેલા જીવો માટેજ ચારિત્ર છે, પણ જેઓ આ માયિક વિષયોમાં તથા સંસારમાં આનંદ માનનારા છે, વિશ્વમાંજ સુખ છે એમ માનનારા છે અને તેનેજ ઇચ્છનારા છે તે જીવોને ભવાભિનંદી કહેવામાં આવે છે. તેઓએ કદાચ સાધુનો વેશ લીધો હોય છતાં તેઓમાં ચારિત્ર ગુણ આવી શકતો નથી. તેઓનું ચારિત્ર કે ધર્માચરણ બહારથી દેખાય એટલુંજ હોય છે, પણ તેની અંદરની લાગણીઓ કેવળ લોકોને ખુશી કરવાની અને વ્યવહારમાં સુખી થવા માટેની હોય છે.

અજ્ઞાનદશા, લોભ પરાયણતા, ભીરૂતા, ઇર્ષાળુતા અને

શઠતા ઇત્યાદિ ભવાભિનંદી જીવોમાં સ્વાભાવિક લક્ષણો મળી આવે છે. તેઓએ આરંભેલાં સત્યકાર્યો નિષ્ફળ નિવડે છે. આ દોષોને લીધે તેઓ આગળ વધી શકતા નથી. ખરૂં નિશાન બાંધ્યા વિના—આત્મદૃષ્ટિ જાગૃત થયા સિવાય જે જીવો અંતરમાં અનેક પ્રકારની વાસનાઓ ભરીને, મલિનતા રાખીને લોકોને આરાધવા—અનુકૂલ કરવા, કે પોતાને ઉપયોગી થાય એટલા માટે ધાર્મિક ક્રિયાઓ કરે છે તેનું નામજ લોકપંક્તિ છે, લોકપંક્તિનુ ફળ લૌકિકજ આવે છે.

આવીજ ક્રિયા પણ જેઓ આત્મજાગૃતિ પૂર્વક આત્માની વિશુદ્ધિરૂપ ધર્મને અર્થે કરે છે તેને તે ક્રિયા કલ્યાણના સાધનરૂપ થાય છે. પણ લોકોને માટે ધર્મ કરવો તે તો અકલ્યાણને માટેજ થાય છે. આત્મસ્વરૂપ પ્રગટ કરવા માટેની બધી પ્રવૃત્તિઓ કર્મની શુદ્ધિનું કારણ બને છે, જેઓ પરમશાંતિની નજીકની ભૂમિકાસુધી પહોંચેલા હોય છે તેવાઓ જ મોક્ષને અર્થે પ્રવૃત્તિ કરે છે પણ સંસારની વાસનાવાળા જીવો તે તરફ પ્રવૃત્તિ કરી શકતા નથી. ભોગ અને તેનાં સાધનોનો ત્યાગ કરનારનાં આવતાં પાપો અટકે છે અને પ્રથમનાં પાપોનો ક્ષય થાય છે. અને તેથી તેની મુક્તિ થાય છે, આ મુક્તિ તરફ તે ભવાભિનંદી જીવોને દ્વેષ હોય છે. આજ સંસારમાં પરિભ્રમણ કરાવનાર ભવબીજ છે. મુક્તિ ઉપર દ્વેષરૂપ ભવ બીજનો વિયોગ થવાથીજ જીવ પોતાના મોક્ષ સંબંધી પ્રયાણમાં

આગળ વધી શકે છે, જેઓને મોક્ષ ઉપર દ્વેષ નથી તેઓને પણ ધન્ય છે. તે મહાત્માઓ અવશ્ય કલ્યાણરૂપ ફળના ભોગી થાય છે.

મોક્ષનો ઉપાય સમ્યક્‌જ્ઞાન દર્શન ચારિત્રરૂપ જે જિનેશ્વર દેવે વર્ણવ્યો છે–બતાવ્યો છે તેના તરફ પ્રવૃત્તિ કરવી તો દૂર રહો પણ પાપી જીવો તો ઉલટા તે સદ્‌ઉપાયને મલીન કરવાની–વખોડવાની પ્રવૃત્તિ કરે છે. તે સમ્યક્ જ્ઞાનાદિની આરાધના કરવાનું જેમ મહાન્ ફળ કહેલું છે તેમજ તેની વિરાધના કરનારને મહાન્ અનર્થની પ્રાપ્તિ પણ કહેલી છે. જેમ ઉંચા સ્થાન ઉપરથી પડવું અને વિષવાળા અન્નથી તૃપ્તિ કરવી તે દુઃખરૂપ થાય છે તેમ જ્ઞાનાદિ સમ્યક્ માર્ગને મલીન કરવાથી–તેની નિંદા કરવાથી–તે તરફ દ્વેષ રાખવાથી અનર્થની પ્રાપ્તિ થાય છે.

## પ્રમાદ.

જીવો મરશે કે પીડા પામશે તેની દરકાર રાખ્યા વિના અયતનાએ પ્રવૃત્તિ કરતાં, જીવો મરે કે ના મરે છતાં પ્રમાદી જીવને તો હિંસા લાગે જ છે. પણ જેઓ નીચી દૃષ્ટિ રાખી ઉપયોગની જાગૃતિ પૂર્વક ચાલે છે છતાં શરીરની અસ્થિરતાને લઈને જીવની વિરાધના થઇ જાય તો પણ યતના પૂર્વક ચાલનારાને–પ્રવૃત્તિ કરનારાને કર્મનો બંધ થતો નથી, કેમકે તે પોતાની જાગૃતિનો ઉપયોગ બીજાને નુકશાન ન થાય તેવી લાગણી પૂર્વક કરી રહ્યો છે.

જેમ આસક્તિ વિનાનાને વસ્તુનો સંગ્રહ કર્મ બંધનું કારણ થતો નથી તેમ પ્રમાદનો ત્યાગ કરનારને મારવાની લાગણી વિના કર્મનો બંધ થતો નથી.

સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે છે પણ વિષનો ત્યાગ કરતો નથી તેમ પ્રમાદી મનુષ્ય ઉપરથી બહારનો પરિગ્રહ ત્યાગી દે છે પણ રાગદ્વેષાદિ અંતર્ ગ્રંથીનો ત્યાગ કરતો નથી તેથી તેનો બહારનો ત્યાગ કર્મની નિર્જરા અર્થે થતો નથી. અંતર્‌ની શુદ્ધિ કર્યાં વિના બહારની શુદ્ધિ વિશ્વાસ કરવા યોગ્ય નથી, અંતરની શુદ્ધિ હોય તોજ બહારની શુદ્ધિની કિંમત છે. બહારથી બગલાં ઘણાં ધોળાં હોય છે પણ અંતરની મલિનતાને લીધે અનેક માછલાંઓને મારે છે, આ તેનું મલીન ધ્યાન તેના નાશનું–અધોગતિનું કારણ થાય છે. જે યોગી છ જીવની કાયાના જીવોના રક્ષણ કરવામાં પ્રમાદી બને છે તે યોગી તેના પ્રમાદને લીધે બંધાય છે, કમળો જેમ પાણીમાં રહેવા છતાં નિર્લેપ રહી શકે છે તેમ અપ્રમત્ત યોગી–અપ્રમાદી જીવ ઉપયોગની જાગૃતિને લીધે બંધાતો–લેપાતો નથી. જેને આલોકની કે પરલોકના સુખની કાંઈ અપેક્ષા નથી–એટલે હું જે આ ધર્મ પરાયણ થઈને અનેક પ્રકારનાં વ્રત, તપ, જપ, જ્ઞાન, ધ્યાનાદિ કરૂં છું તેના ફળ તરીકે આ લોકમાં મનુષ્યો મને બહુ માન આપે, મારી પ્રશંસા કરે અને પરલોકમાં કોઈ દેવ તરિકે કે રાજા પણે ઉત્પન્ન થાઉં, મારા ઈષ્ટ મનુષ્યોનો મેળાપ થાય કે મારી

ધારણા પ્રમાણે અનુકૂળ સંયોગોની પ્રાપ્તિ થાય એવી એવી કાંઈ પણ ઈચ્છા વાસના કે તૃષ્ણા નથી, પણ આ સર્વ ધર્મ ક્રિયાથી મારૂં આત્મસ્વરૂપ જ પ્રગટ થાય એવી જેની લાગણી છે તથા જેના આહાર વિહારાદિ સાત્વિક અને આત્માની ઉન્નતિને અનુકુળ છે તે સમભાવવાળો શ્રમણ નવાં કર્મ બાંધતો નથી, આવા યોગીઓ ક્રોધાદિ કિષાયોને નિર્બળ બનાવે છે, સ્ત્રીની કથા, દેશની કથા, ભોજનની કથા અને રાજ ખટપટની કથાનો ત્યાગ કરે છે, નિદ્રાનો જય કરે છે, રાગને બદલે વૈરાગ્ય ધારણ કરે છે, ઇન્દ્રિયોનો વિજય કરે છે, જીવન મરણના બન્ને પ્રસંગોને સરખા અનુભવે છે. શત્રુ અને મિત્રમાં સમાન દ્દષ્ટિ ધરાવે છે, તને સુખ દુઃખ સમાન ભાસે છે, આહારાદિની ગવેષણા કરતાં પણ જેઓ નિરંતર આત્માની શુદ્ધિ કરે છે, પોતાની શરીરની શક્તિને ન-છુપાવતાં તપશ્ચર્યા કરે છે, આત્માની શુદ્ધિ કરવામાં દેહની પણ દરકાર કરતા નથી, તેઓ કર્મની નિર્જરા કરીને આત્માને ઉજ્વળ કરે છે.

જેઓ આહાર માટે, સંયમ માર્ગમાં ઉપયોગી ઉપકરણો માટે, રહેવાના સ્થાન માટે, દેશ કાળ, બળ, પરિશ્રમ, લાભાલાભનો વિચાર કરીને વર્તે છે તેઓને કર્મનો બંધ ઘણોજ અલ્પ થાય છે, અર્થાત્ નથી થતો: જે કામ કરવાથી સંયમને ધક્કો પહોંચે, લોકો વિરોધી થાય, અને પોતાને પરિણામે ક્લેશ થાય તેવું કાર્ય પ્રભુ માર્ગના પ્રવાસીઓએ કરવું નહિં.

## આગમ જ્ઞાન.

જ્યાં સુધી પ્રત્યક્ષજ્ઞાન–કેવલજ્ઞાન પ્રગટ થતું નથી ત્યાં સુધી પદાર્થોનો નિશ્ચય આગમથી–શાસ્ત્રોથી થાય છે, માટે મુનિઓએ આગમ તરફ આદરભાવ રાખવો. પરલોક સંબંધી ઘણી હકીકત જાણવામાં પ્રાયેકરી શાસ્ત્ર ઉપયોગી છે, એટલે શાસ્ત્ર આધાર ભૂત છે માટે નજીકભવી–હળુ કર્મી જીવોને તેમાં પરમ આદર હોય છે. પૈસા મેળવવા અને કામવાસના તૃપ્ત કરવા, જીવો ઉપદેશ આપ્યા વિના પણ પ્રાયે કરીને પ્રવૃત્તિ કરે છે. પણ ધર્મ માર્ગમાં પ્રવૃત્તિતો ઉપદેશ વિના નથી કરતા. આ ઉપદેશ કેવળજ્ઞાનીઓના પરોક્ષ કાળમાં તેમનાં કહેલાં શાસ્ત્રોથી મળે છે, માટે શાસ્ત્ર તરફ પૂજ્યભાવ રાખવો તે હિતકારી છે. જો અર્થ અને કામમાં પ્રવૃત્તિ કરવામાં ન આવે તો તે મનુષ્યને બન્નેની પ્રાપ્તિ થતી નથી પણ જો ધર્મમાં પ્રવૃતિ કરવામાં ન આવે તો અર્થ અને કામની પ્રાપ્તિ થતી નથી. અને વિશેષમાં અનર્થની–દુઃખની પણ પ્રાપ્તિ થાય છે. માટે ધર્મના અર્થી જીવોએ શાસ્ત્ર ભણવામાં તથા શ્રવણ કરવામાં નિરંતર પ્રયત્ન રાખવો. આ મોહથી અંધકારરૂપ બનેલા જગત્માં શાસ્ત્રો પ્રકાશ કરનારાં છે. આત્મભાન જાગૃત કરનારાં છેઃ માયારૂપ રોગને શાંત કરવામાં શાસ્ત્ર ઔષધ તુલ્ય છે. ભવ્યનું કારણ પણ શાસ્ત્ર છે, શાસ્ત્ર સર્વગત ચક્ષુ કળીકાળમાં છે, અને સર્વ અર્થનું સાધક શાસ્ત્ર છે. જે મનુષ્યોને આ શાસ્ત્ર તરફ ભક્તિ નથી

તેની સર્વ ધર્મ ક્રિયા અંધની ક્રિયાની માફક કર્મના દોષને લઈને નિષ્ફળ થાય છે. પાણી વડે જેમ મલીન વસ્ત્રની શુદ્ધિ કરાય છે તેમ રાગાદિ દોષથી મલીન થયેલા મનની શુદ્ધિ શાસ્ત્ર વડે કરાય છે. જે મનુષ્યની બુદ્ધિ શાસ્ત્રમાં બહુજ તિવ્ર, સૂક્ષ્મ બાબતોનો વિષય કરનારી અને શ્રદ્ધાળુ છે તે બુદ્ધિ ખરેખર મોક્ષરૂપી સ્ત્રીનો મેળાપ કરાવી આપનાર દૂતી સમાન છે, માટે ભવભીરૂ જીવોએ શાસ્ત્ર તરફ ભલી લાગણી રાખવી. જેમ દુઃખે પ્રવેશ કરી શકાય તેવી અટવીમાં ભુલો પડેલો મુસાફર ખાડા પ્રમુખથી દૂર રહીને–ખાડા ટેકરા, જાળાં, ઝાંખરાંને વટાવીને–ઉલંઘીને પોતાના ઇચ્છિત સ્થાને પહોંચવાનો માર્ગ પોતાની મેળે પામી શકતો નથી, તેમ આ ભવરૂપ અટવીમાં ભૂલો પડેલો મનુષ્ય, અજ્ઞાનરૂપ ઉન્માર્ગને ઉલંઘીને, શાસ્ત્રજ્ઞાનરૂપ ભોમિયાની મદદવિના મોક્ષમાં પહોંચી શકાય તેવો માર્ગ પામી શકતો નથી.

## પરિણામ પ્રમાણે ફળ.

ખેતીમાં પાણી મીઠું હોય, મોળું હોય, ઝાઝું હોય, થોડું હોય તેના પ્રમાણમાં તેના ફળમાં તફાવત પડે છે તેમ અનેક મનુષ્યોની ક્રિયાઓ એક સરખી દેખાતી હોય છતાં તેના પરિણામના પ્રમાણમાં ફળો સારાં ખોટાં થોડાં ઘણાં એમ તફાવતવાળાં આવે છે. મનુષ્યો કર્મનાં ફળો અનેક પ્રકારે ભોગવે છે છતાં તે ફળ ભોગવનાર મનુષ્યોની બુદ્ધિ જ્ઞાન

સંમોહ આદિમાં ભેદવાળી હોવાથી-રાગદ્વેષ સમતા આદિમાં તરતમતા યાને વિવિધતાવાળી હોવાથી તેનાં ફળોમાં પણ તરતમતાવાળી વિવિધતા અનુભવવામાં આવે છે.

દરેક મનુષ્યોના અભિપ્રાયો બુદ્ધિ જ્ઞાન અને અસંમોહ રૂપે ત્રણ પ્રકારના હોયછે. તેના ભેદને લઇને મનુષ્યોનાં બધાં કર્મોમાં ભેદ પડે છે. ઇન્દ્રિયોના આશ્રયવાળી બુદ્ધિ કહેવાય છે. આગમના આશ્રયવાળું જ્ઞાન કહેવાય છે અને આત્મજાગૃતિવાળું સદ્અનુષ્ઠાન સહિત જ્ઞાન તે અસંમોહ કહેવાય છે.

જે મનુષ્યો ઇન્દ્રિયોના આશ્રયવાળી બુદ્ધિ પૂર્વક જેટલાં કર્મકાંડ-અનુષ્ઠાન કરે છે તેનો વિપાક વિરસ-ખરાબ આવતો હોવાથી તે કર્મો સંસાર ફળને આપે છે. તેનાં તેજ કર્મો પણ જ્ઞાન પૂર્વક કરવામાં આવે તો કાળાંતરે મોક્ષનાં હેતુરૂપ થાય છે, કેમકે તે અનુષ્ઠાનમાં શ્રુતજ્ઞાનની શક્તિ દાખલ થાય છે તેથી તેનું ભાવી પરિણામ સુખરૂપ આવે છે. ત્રીજું અસંમોહરૂપ જે કાર્ય કરાય છે તે અત્યંત શુદ્ધ હોવાથી પ્રભુના માર્ગના પ્રવાસીને મોક્ષ સુખ દેવાવાળું થાય છે.

કર્મથી ઉત્પન્ન થતા સુખ દુઃખાદિ ભાવોમાં જેનું મન રાગદ્વેષાદિ પરિણામે પરિણમતું નથી પણ શાંત અને પ્રવૃત્તિ વિનાનું રહી શકે છે, તેવા ભાવ તથા ભોગોથી વિરક્ત જીવો મોક્ષ માર્ગના ખરેખરા અધિકારી છે. દશા ભેદને લીધે જુદી જુદી ભુમિકામાં જુદી જુદી અવસ્થાને લીધે ભેદ તો

પડે છે, છતાં દરેક જીવ પરત્વે સામાન્ય ધર્મ જેમ એક હોય છે, તેમ સમ્યક્દૃષ્ટિવાળા સર્વ જીવોનો માર્ગ સદા એ-કજ હોય છે, દુર, નજીક અતિ નજીક એ સર્વ ભેદો હો-વા છતાં તે પ્રભુ માર્ગના સર્વ પથિકો–મુસાફરોજ છે, મોક્ષનો માર્ગ એક છે છતાં કોઇ ઉપશમ ભાવવાળા કોઈ ક્ષયોપશમવાળા તો કોઈ ક્ષાયિક ભાવના માર્ગે પ્રયાણ કરી રહ્યા છે, એ દશાની અપેક્ષાએ ભેદ કહેવાય છે છતાં એકજ સાધ્ય હોવાથી સર્વની ગતિ છેવટે એકજ છે.

નિશ્ચય દૃષ્ટિએ વિચાર કરતાં સંસારની પેલી પારનું નિર્વાણ નામનું તત્ત્વ છે, તે શબ્દના ભેદે જુદું લાગે છે, પણ ખરી રીતે એકજ છે, કોઈ તેને મુક્ત નિવૃત્તિ સિદ્ધ પરબ્રહ્મ અભવ અને શિવ વિગેરે શબ્દોથી સંબોધે છે, છતાં એ બધા શબ્દો સમાન અર્થના–એકજ અર્થના વા-ચક હોવાથી તેમાં તાત્ત્વિક ભેદ નથી.

મોક્ષના લક્ષણમાં કોઇ પ્રકારનો વિસંવાદ નથી તો પછી તેને કોઇ નિરાબાધ કહે, કોઇ કર્મોથી રહિત કહે, અને જન્મ મરણનો વિયોગ તેમાં હોવાથી કોઇ તેને કાર્ય કારણથી પર કહે તેમાં કાંઇ વાંધો નથી; ભ્રાંતિ રહિતપણે નિશ્ચય દૃષ્ટિએ નિર્વાણ તત્ત્વને જાણવા પછી તેને ગમે તેવા નામથી બોલાવે [illegible] મુ[illegible] ને કાંઈ વિવાદ કરવાનું કારણ નથી. [illegible] દેખ્યો છે, અને તે સિંધ્ધો ને સ [illegible] વખત ભેદ પડતો

નથી, છતાં વૈદ્ય જેમ વ્યાધિને અનુસારે ઔષધ આપે છે તેમ આચાર્યો પણ તે જીવોની યોગ્યતા પ્રમાણે વિવિધ પ્રકારે દેશના–ઉપદેશ આપે છે અને કર્મ રોગ મટાડે છે.

આંહી જે આ ચારિત્રનું વર્ણન આપવામાં આવ્યું છે તે વ્યવહાર દૃષ્ટિએ મોક્ષનું કારણ છે પણ પરમાર્થ દૃષ્ટિએ–નિશ્ચય દૃષ્ટિએ તો શુદ્ધ આત્માનું ધ્યાન કરવું તેજ મોક્ષ નો માર્ગ છે; વ્યવહાર ચારિત્ર કારણ રૂપે છે અને તેમાંથી નિશ્ચય ચારિત્ર રૂપ કાર્ય ઉત્પન્ન કરવાનું છે; વ્યવહાર ચારિત્ર તેની યોગ્યતામાં સુધારો કરીને તેના સાધ્ય તરફ લઈ જાય છે.

વ્યવહારનો માર્ગ બે પ્રકારનો છે, એક મોક્ષને અનુકુળ છે અને બીજો સંસારને અનુકુળ છે; મોક્ષને અનુકુળ વ્યવહાર માર્ગ આત્મ જાગૃતિ પૂર્વક જિનેશ્વરોએ કથન કરેલો ચારિત્ર માર્ગ છે અને સંસારને અનુકુળ વ્યવહાર માર્ગ તે આત્મ દૃષ્ટિ સિવાયનો અસમ્યક્ ચારિત્રની પ્રવૃત્તિ કરવી તે છે.

સમ્યક્ ચારિત્રનું આચરણ કરતાં કષાય તથા ઇંદ્રિયોને જય થાય છે, કષાય તથા ઇન્દ્રિયોના જયથી સ્વાધ્યાયમાં વૃદ્ધિ થાય છે, સ્વાધ્યાય કરવાથી ધ્યાન પ્રગટે છે, ધ્યાન છેવટે મોક્ષની પ્રાપ્તિ કરાવે છે.

આત્મ જાગૃતિ પૂર્વક આ ચારિત્રનું આરાધન કરવાથી શુભ ધ્યાનના જે જે વિરોધી તત્ત્વો છે તેનો નિરોધ થાય છે, આ ધ્યાન સિવાય અનંત શક્તિવાન્ શુદ્ધ આત્માને

પડે છે, છતાં દરેક જીવ પરત્વે સામાન્ય ધર્મ જેમ એક હોય છે, તેમ સમ્યક્દૃષ્ટિવાળા સર્વ જીવોનો માર્ગ સદા એ-કજ હોય છે, દુર, નજીક અતિ નજીક એ સર્વ ભેદો હો-વા છતાં તે પ્રભુ માર્ગના સર્વ પથિકો—મુસાફરોજ છે, મોક્ષનો માર્ગ એક છે છતાં કોઇ ઉપશમ ભાવવાળા કોઈ ક્ષયોપશમવાળા તો કોઈ ક્ષાયિક ભાવના માર્ગે પ્રયાણ કરી રહ્યા છે, એ દશાની અપેક્ષાએ ભેદ કહેવાય છે છતાં એકજ સાધ્ય હોવાથી સર્વની ગતિ છેવટે એકજ છે.

નિશ્ચય દૃષ્ટિએ વિચાર કરતાં સંસારની પેલી પારનું નિર્વાણ નામનું તત્ત્વ છે, તે શબ્દના ભેદે જુદું લાગે છે, પણ ખરી રીતે એકજ છે, કોઇ તેને મુક્ત નિવૃત્તિ સિદ્ધ પરબ્રહ્મ અભવ અને શિવ વિગેરે શબ્દોથી સંબોધે છે, છતાં એ બધા શબ્દો સમાન અર્થના—એકજ અર્થના વા-ચક હોવાથી તેમાં તાત્ત્વિક ભેદ નથી.

મોક્ષના લક્ષણમાં કોઇ પ્રકારનો વિસંવાદ નથી તો પછી તેને કોઇ નિરાબાધ કહે, કોઇ કર્મોથી રહિત કહે, અને જન્મ મરણનો વિયોગ તેમાં હોવાથી કોઈ તેને કાર્ય કારણથી પર કહે તેમાં કાંઇ વાંધો નથી; ભ્રાંતિ રહિતપણે નિશ્ચય દૃષ્ટિએ નિર્વાણ તત્ત્વને જાણવા પછી તેને ગમે તેવા નામથી બોલાવો તે માટે મુમુક્ષુ જીવોને કાંઈ વિવાદ કરવાનું કારણ નથી. મુક્તિનો માર્ગ સર્વજ્ઞોએ દેખ્યો છે, અને તે સિધ્ધો ને સરલ માર્ગ છે તેમાં કોઇ વખત ભેદ પડતો

જ્ઞાનાદિને જીવનો સ્વભાવ ન માનતાં જો વિભાવિક ગુણ માનવામાં આવે તો તે કર્મનો સ્વભાવિક ગુણ છે કે કર્મનો વિભાવિક ગુણ છે? જ્ઞાન કર્મનો સ્વભાવ ગુણ છે એમ જો માનો તો કર્મ ચૈતન્ય રૂપ થશે. તે વાત યોગ્ય નથી, જો જ્ઞાનને કર્મનો વિભાવ ગુણ કહો તો તે જ્ઞાનને કોનો સ્વભાવ ગુણ માનશો ? જો આત્માનો સ્વભાવ ગુણ જ્ઞાન છે એમ કહો તો તે અમે કહીએજ છીએ.

જો ચૈતન્યને કર્મજનિત વિભાવ પર્યાય માનો તો કર્મમાં જ્ઞાન પણું માનવું પડશે. કેમકે કારણના જેવુંજ કાર્ય થાય છે. જ્ઞાન પ્રકૃતિનો ધર્મ નથી; જો જ્ઞાનને પ્રકૃતિનો ધર્મ માનો તો તેમાં ચૈતન્યપણું માનવું પડશે, કેમકે જ્ઞાન ચૈતન્ય સ્વરૂપ છે. જો પ્રકૃતિને ચૈતન્યપણું માનો તો કર્મમાં અને આત્મામાં કાંઇ ભેદ રહેશે નહિ. અને પ્રકૃતિને અનિચ્છાએ આત્માપણું માનવું પડશે. માટે જ્ઞાન રૂપ આત્માનો ચૈતન્ય સ્વભાવ છે એ માનવું યોગ્ય છે. તે વિભાવ પર્યાય થઇ શકતો નથી.

## મોક્ષમાં આત્માનો અભાવ થતો નથી.

મોક્ષમાં આત્માનો અભાવ થાય છે એમ જે કહે છે એ વાત બીલકુલ માનવા જેવી નથી. કેમકે જે પદાર્થની ।—અખંડ હૈયાતિ હોય તેનો અભાવ કહેવો નથી. નિર્મળ ચંદ્રમાં રહેલી કાન્તિ પણ જેમ

મેળવવાને કોઇ પણ જીવ શકિતવાન્ થતો નથી.

જે બુધ્ધિવાન્ જીવો લોક પ્રવાહની અપેક્ષા રાખ્યા વિના રાગ દ્વેષ પ્રપંચ ભ્રમ મદ કામ ક્રોધ અને લોભાદિથી રહિત પવિત્ર ચારિત્ર આચરે છે અને નિત્ય અનુભવગમ્ય કર્મમળ રહિત આત્માના શુધ્ધ સ્વભાવનુ ધ્યાન કરે છે તે, કર્મ શત્રુના સમૂહનો નાશ કરીને પરમ સુખમય નિર્ભય સિધ્ધિ રૂપ મહેલમાં પ્રવેશ કરીને સદા આનંદમય થઇ રહે છે.

ઇતિ અષ્ટમ ચારિત્ર અધિકાર સમાપ્ત.

## પ્રકરણ ૯ મું.

## સર્વ તત્ત્વ રહસ્ય.

મુકત થએલ આત્મા જ્ઞાન દર્શન સ્વભાવ વાળો છે અને સદા આનંદમય છે. મુકત અવસ્થામાં ચૈતન્ય સ્વભાવનો નાશ થતો નથી. જો ચૈતન્ય સ્વભાવનો નાશ એજ મુકિત, એમ માનવામાં આવે તો મુકત આત્માનોજ નાશ થશે. ગુણ અને ગુણીનો અભેદ સંબંધ છે, જો ગુણનો નાશ માનવામાં આવે તો ગુણીનોજ નાશ થાય કેમકે ગુણવાન્ ગુણથી જુદો નથી. કોઇ ચૈતન્યને આત્માનો કર્મજનિત વિભાવિક ગુણ કહે છે પણ તેમ નથી. ચૈતન્ય ને કર્મનો સ્વભાવગુણ કહેવો કે વિભાવિકગુણ કરવો એ વિચારજ યુક્તિ યુક્ત નથી.

અલગ થયેલું સોનું શુદ્ધ સુવર્ણ કહેવાય છે તેમ કર્મરૂપ મળ દૂર થવાથી આત્મા શુદ્ધ થાય છે.

આકાશમાં સંધ્યા વેળાએ ગંધર્વનગરના જેવા આકારમાં ગોઠવાયેલાં વાદળોની માફક ક્ષણમાં વિનાશી અને અવાસ્તવિક એવા ભોગોને મુગ્ધ બુદ્ધિવાળા—અજ્ઞાની જીવો વાસ્તવિક અને સ્થિર સમજે છે.

## સંસાર.

આ સંસાર ચિત્તને વિભ્રમ ઉત્પન્ન કરનાર છે. તીવ્ર-રાગદ્વેષાદિને ઉત્પન્ન કરવાનું કારણ છે મહાન્ વ્યાધિથી ભરપૂર છે. વિવિધ પ્રકારની જન્મ મરણાદિ વિક્રિયા ઉત્પન્ન કરનાર છે. અનાદિ છે અને કર્મોનું કારણ છે. તેમાં એકેંદ્રિયાદિ વિવધ પર્યાયો ધારણ કરીને આ જીવ પરિભ્રમણ કરી રહ્યો છે.

જન્મ આપનાર સર્વ વિકારોના અભાવે આત્મા મુક્ત થાય છે. મુક્ત થયા પછી ફરીને બંધાતો નથી, સિદ્ધ થયા પછી ફરીને અસિદ્ધ થતો નથી, જ્ઞાનમય થયા પછી ફરીને અજ્ઞાનમય થતો નથી. જેમ બીજને શેકી નાખ્યા પછી કે કે રાંધી નાખ્યા પછી તેનામાં ફરીને ઉગવાની શક્તિ રહેતી નથી તેમ કર્મોથી મુક્ત થયા પછી ભવની—ફરી જન્મ લેવાની પ્રાપ્તિ થતી નથી, પછી તો પરમસ્વસ્થતા—સ્વરૂપમાં લીનતાજ પ્રાપ્ત થાય છે.

અન્ય કાર્યમાં પ્રવૃત્તિ કરવા છતાં પણ જેનું મન શુદ્ધ

સદા નિર્મળ હોય છે છતાં તેના સ્વભાવમાં જે વિકૃતિ દેખાય છે તે વાદળોના આવરણોથી ઉત્પન્ન થયેલી છે, તેમ નિર્મળ આત્મામાં નિર્મળજ્ઞાન સદા રહેલ છે છતાં તેના સ્વભાવમાં જે વિકૃતિ દેખાય છે તે આઠ કર્મના આવરણોની કરેલી છે. વાદળો દૂર થવાથી જેમ ચંદ્રમાં તેની કાન્તિ પ્રગટ દેખાય છે તેમજ કર્મો દૂર થવાથી આત્માની અંદર શુદ્ધજ્ઞાન વિકાસ પામે છે.

જેમ પ્રચંડ પવન, સૂર્યની આડે આવેલાં વાદળોને વિખેરી નાખે છે તેમ યોગી શુદ્ધ આત્માના ધ્યાનવડે થોડા વખતમાં કર્મનાં આવરણોને વિખેરી નાખે છે.

જે યોગ વડે શુદ્ધ આત્માનું જ્ઞાન થાય છે તેનેજ જ્ઞાનીઓ યોગ કહે છે; તે યોગથી ઉત્પન્ન થતું સુખ સર્વથી ઉત્તમ છે. તે સુખમાં કામ વાસનાની પીડા નથી પણ સમભાવ ભરેલો હોય છે-સ્થિરતા જામેલી હોય છે, તે સુખ આત્માની અંદર છે અને જન્મ મરણ તથા વૃદ્ધાવસ્થાનો નાશ કરનાર તે સુખ છે. જેટલી પરાધીનતા એ બધું દુઃખ છે અને જેટલી સ્વાધીનતા એ બધું સુખ છે, આ સુખ દુઃખનું ટુંકામાં લક્ષણ છે. આ ઉપરથી સમજવાનું એ છે કે પુન્યથી ઉત્પન્ન થયેલા ભોગો, પુન્યને આધિન હોવાથી પરવશ હોવાને લીધે દુઃખ રૂપ છે પણ યોગથી ઉત્પન્ન થયેલું જ્ઞાન આત્માનું સ્વરૂપ હોવા સાથે સ્વાધીન હોવાથી તે સુખરૂપ છે. જેમ મેલથી

અલગ થયેલું સોનું શુદ્ધ સુવર્ણ કહેવાય છે તેમ કર્મરૂપ મળ દૂર થવાથી આત્મા શુદ્ધ થાય છે.

આકાશમાં સંધ્યા વેળાએ ગંધર્વનગરના જેવા આકારમાં ગોઠવાયેલાં વાદળોની માફક ક્ષણમાં વિનાશી અને અવાસ્તવિક એવા ભોગોને મુગ્ધ બુદ્ધિવાળા–અજ્ઞાની જીવો વાસ્તવિક અને સ્થિર સમજે છે.

## સંસાર.

આ સંસાર ચિત્તને વિભ્રમ ઉત્પન્ન કરનાર છે. તીવ્ર-રાગદ્વેષાદિને ઉત્પન્ન કરવાનું કારણ છે મહાન્ વ્યાધિથી ભરપૂર છે. વિવિધ પ્રકારની જન્મ મરણાદિ વિક્રિયા ઉત્પન્ન કરનાર છે. અનાદિ છે અને કર્મોનું કારણ છે. તેમાં એકેંદ્રિયાદિ વિવધ પર્યાયો ધારણ કરીને આ જીવ પરિભ્રમણ કરી રહ્યો છે.

જન્મ આપનાર સર્વ વિકારોના અભાવે આત્મા મુક્ત થાય છે. મુક્ત થયા પછી ફરીને બંધાતો નથી, સિદ્ધ થયા પછી ફરીને અસિદ્ધ થતો નથી, જ્ઞાનમય થયા પછી ફરીને અજ્ઞાનમય થતો નથી. જેમ બીજને શેકી નાખ્યા પછી કે કે રાંધી નાખ્યા પછી તેનામાં ફરીને ઉગવાની શક્તિ રહેતી નથી તેમ કર્મોથી મુક્ત થયા પછી ભવની–ફરી જન્મ લેવાની પ્રાપ્તિ થતી નથી, પછી તો પરમસ્વસ્થતા–સ્વરૂપમાં લીનતાજ પ્રાપ્ત થાય છે.

અન્ય કાર્યમાં પ્રવૃત્તિ કરવા છતાં પણ જેનું મન શુદ્ધ

જ્ઞાનમાં નિત્ય લીન રહે છે તેવા મનુષ્યમાં આસક્તિનો અભાવ હોવાથી ભોગો તેને સંસારના કારણરૂપ થતા નથી. બુદ્ધિમાન્ મનુષ્ય ઝાંઝવાનાં પાણીને અસત્ય માને છે અને તેના તરફ પાણી માનીને તે લેવા માટે પ્રવૃત્તિ કરતો નથી; તેમ વસ્તુગતે જેઓ આ સંસારના ભોગોને માયા જેવા જાણે છે તેઓ તે ભોગોમાં રહેવા છતાં પણ તેનાથી લેપાતા નથી. તાત્વિક દૃષ્ટિએ જેઓ ભોગોના ખરા સ્વરૂપને દેખે છે તે ભવસાગરમાં પાછા આવતા નથી. જેના તરફ જેને અભાવ થયો છે તે વસ્તુ તરફ તેઓ પ્રવૃત્તિ કરતા નથી. ઝાંઝવાના પાણીને બરોબર ઓળખનાર શું તેના તરફ પ્રવૃત્તિ કરશે ખરો કે ? નહિંજ. પણ જે મનુષ્ય ઝાંઝવાના પાણીને પાણી છે કે બીજું છે ? તેવી શંકાવાળો થઈને જો હું તે તરફ પાણી લેવા જઇશ અને તે નહિં મળે તો આંટો થશે, અથવા તે સાચે સાચું પાણી હશે અને હું તે તરફ પાણી માટે નહિં જાઉં તો પાણી વિના રહીશ, આમ સંશ-યવાળો ભયથી ઉદ્વેગી થઈ ત્યાંજ ઉભો રહે છે, તેમ નિર્વાણના માર્ગમાં પણ ભયથી ઉદ્વેગ પામેલો જીવ, મોક્ષમાં તાત્વિક સુખ હશે કે કેમ ? તે શંકાને લીધે પ્રવૃત્તિ કરતો નથી, અથવા ત્યાં તાત્વિક સુખ–પરમશાંતિ હશે તો હું તે વિના રહી જઈશ, અથવા ત્યાં શાંતિ નહિં હોય તો આ વર્તમાન કાળમાં મળેલા ભોગોનો ત્યાગ કરીને છેવટે હું દુઃખી થઇશ, આમ સંશયાત્મક થઈને ત્યાંથી આગળ ન વધતાં છેવટે

ભોગરૂપ માયામાં મોહિત થઈને આગળ વધતાં અટકી પડે છે.

## પુન્ય પણ સંસારમાં રખડાવે છે.

ચંદનથી ઉત્પન્ન થયેલો અગ્નિ પણ શું વસ્તુને બાળતો નથી ? અર્થાત્ બાળે છે. તેમ પુન્યથી પણ પ્રાપ્ત થયેલા ભોગો દુઃખની પરંપરાનેજ આપે છે. વિપત્તિની બ્હેનપણીના સરખી આ લક્ષ્મી વિદ્વાનોને આનંદને માટે થતી નથી, તેમ પાપના મિત્ર સમાન આ ભોગો પણ મનુષ્યોને કલ્યાણકારી–સુખદાઇ થતા નથી. સમ્યક્જ્ઞાનરૂપ દીપકના પ્રકાશવડે ભોગોનું નિર્ગુણપણું–નીરસપણું જ્યારે મનુષ્યોના જોવામાં–અનુભવવામાં આવે છે ત્યારે જીવને પરમાર્થિકપણે ભોગ અને સંસારથી નિર્વેદ–વૈરાગ્ય પ્રગટે છે. અનેક દુઃખોના બીજ તુલ્ય મિથ્યા જ્ઞાનનો નાશ થવા પછી મોક્ષના પરમગુણો જાણવામાં આવતાં મોક્ષ તરફ પરમ ભક્તિ ભાવ જીવને પ્રગટે છે. માટે બાહ્ય વસ્તુનો ત્યાગ કરવા ઈચ્છતા જીવે પ્રથમ તાત્વિક રીતે આ મિથ્યાત્વનો સર્વ પ્રકારે ત્યાગ કરવો.

સૂર્ય જેમ અંધકાર વડે લેપાતો નથી તેમ જ્ઞાની પણ પાપ વડે લેપાતો નથી, લોખંડી બખતર પહેરનારો જેમ બાણ વડે વિંધાતો નથી તેમ નિર્મળ જ્ઞાન પણ વિષયો વડે વિંધાતું નથી,–નાશ પામતું નથી. જ્ઞાન વડે ઉત્તમ પ્રવૃત્તિ કરી શકાય છે, મોહરૂપ અંધકારને હઠાવી શકાય

જ્ઞાનમાં નિત્ય લીન રહે છે તેવા મનુષ્યમાં આસક્તિનો અભાવ હોવાથી ભોગો તેને સંસારના કારણરૂપ થતા નથી. બુદ્ધિમાન્ મનુષ્ય ઝાંઝવાનાં પાણીને અસત્ય માને છે અને તેના તરફ પાણી માનીને તે લેવા માટે પ્રવૃત્તિ કરતો નથી; તેમ વસ્તુગતે જેઓ આ સંસારના ભોગોને માયા જેવા જાણે છે તેઓ તે ભોગોમાં રહેવા છતાં પણ તેનાથી લેપાતા નથી. તાત્વિક દૃષ્ટિએ જેઓ ભોગોના ખરા સ્વરૂપને દેખે છે તે ભવસાગરમાં પાછા આવતા નથી. જેના તરફ જેને અભાવ થયો છે તે વસ્તુ તરફ તેઓ પ્રવૃત્તિ કરતા નથી. ઝાંઝવાના પાણીને બરોબર ઓળખનાર શું તેના તરફ પ્રવૃત્તિ કરશે ખરો કે? નહિં જ. પણ જે મનુષ્ય ઝાંઝવાના પાણીને પાણી છે કે બીજું છે? તેવી શંકાવાળો થઈને જો હું તે તરફ પાણી લેવા જઇશ અને તે નહિં મળે તો આંટો થશે, અથવા તે સાચે સાચું પાણી હશે અને હું તે તરફ પાણી માટે નહિં જાઉં તો પાણી વિના રહીશ, આમ સંશયવાળો ભયથી ઉદ્વેગી થઈ ત્યાંજ ઉભો રહે છે, તેમ નિર્વાણના માર્ગમાં પણ ભયથી ઉદ્વેગ પામેલો જીવ, મોક્ષમાં તાત્વિક સુખ હશે કે કેમ? તે શંકાને લીધે પ્રવૃત્તિ કરતો નથી, અથવા ત્યાં તાત્વિક સુખ—પરમશાંતિ હશે તો હું તે વિના રહી જઈશ, અથવા ત્યાં શાંતિ નહિં હોય તો આ વર્તમાન કાળમાં મળેલા ભોગોનો ત્યાગ કરીને છેવટે હું દુઃખી થઇશ, આમ સંશયાત્મક થઈને ત્યાંથી આગળ ન વધતાં છેવટે

નથી. જેમ નિર્મળ શ્વેત સ્ફાટિકને પુષ્પોની ઉપાધિથી ઉત્પન્ન થયેલ લાલ પીળા કાળા આદિ વિકારો મનાય છે, તાત્ત્વિક રીતે તે વિકારો સ્ફાટિકના નથી તેમ જીવને કર્મની ઉપાધિથી ઉત્પન્ન થયેલા રાગદ્વેષાદિ પરિણામો છે, પણ તાત્ત્વિક રીતે તે જીવના પરિણામ નથી. જેમ માટીના પિંડ વડે કુંભ, સરાવ આદિ ઉત્પન્ન થાય છે તેમ બધા કષાયાદિ પરિણામો ચેતનાના નિમિત્તે કરી કર્મો વડે ઉત્પન્ન થાય છે. ઘડાની ઉત્પત્તિમાં માટી ઉપાદાન–મૂલ કારણ છે અને કુંભાર, ચાક, દંડ, દોરી આદિ નિમિત્ત કારણો છે; તેમ આત્મામાં ક્રોધાદિની ઉત્પત્તિ મનાય છે. તેમાં ઉપાદાન કારણરૂપ તો કર્મ છે અને ચેતના–આત્મા નિમિત્ત કારણ છે માટે ક્રોધાદિ આત્માનું કાર્ય નથી પણ કર્મોનું કાર્ય છે.

## કષાય એટલે શું ?

પાણીમાં જેમ કલ્લોલ–તરંગ ઉત્પન્ન થાય છે તેમ કર્મના ઉદયથી આત્મામાં જે મલીન પરિણામ થાય છે તે કષાય છે. આ મલીનતાનો અભાવ થવાથી કર્મનો પણ અભાવ થાય છે. બીજ અને અંકુરાની માફક એકનો નાશ થવાથી બીજાનો નાશ થાય છે. જેમ જેમ સોનાનો મળ દૂર થાય છે તેમ તેમ ઉત્તરોત્તરતેની શુદ્ધતા પ્રગટતી જાય છે. તેમ આ પરિણામી જીવમાંથી મલીનતાનો અભાવ થતો જાય છે તેમ તેમ ઉત્તરોત્તર તેના પરિણામો શુદ્ધ થતાં જાય છે. મેલ

છે, પુરૂષાર્થમાં પ્રેરનાર જ્ઞાન છે, અને મોક્ષનું સત્ય સાધન પણ જ્ઞાન છે, અનેક ચિંતાઓથી નિરાશ થયેલા જીવોએ તે તત્ત્વનું ચિંતન કરવું કે જેના ચિંતનથી વિકારો પણ નિર્વિકારતાને પામે, અને અજ્ઞાન જ્ઞાનતાને ભજે. નિરાબાધ, નિરાકુળતામય, અને સુખ સ્વરૂપ આત્માની અંદર જે નિર્મળ જ્યોતિ છે તેજ પરમ તત્ત્વ છે, તે શિવાય બાકી જે કાંઈ આ વિશ્વમાં રહેલું છે તે તત્ત્વ નથી પણ તે નિર્મળ તત્ત્વને પરમ ઉપદ્રવ કરનાર કારણો છે. મોક્ષાભિલાષી જીવોએ આત્મતત્ત્વ સિવાય બીજા કોઈ પણ તત્ત્વને વિષે આગ્રહ કરવો નહિં, કેમકે બધી બાજુ તરફથી આસક્તિ ખેંચી લીધા પછીજ નિર્વાણ સાધી શકાય છે. વધારે આગળ વધ્યા પછી તો " હું કર્ત્તા છું, મોક્ષ કાર્ય છે, જ્ઞાન હેતુ છે, સુખ એ ફળ છે " આવો એક પણ વિકલ્પ કલ્પનાતીત મોક્ષ માટે કરવાનો રહેતો નથી.

## આકાશમાં રહેલાં પુદ્ગલો આકાશ રૂપ થતા નથી.

જેમ આકાશમાં રહેલાં પુદ્ગલો આકાશપણાને પામતાં નથી, તેમ આત્માની અંદર રહેલી કર્મની વર્ગણાઓ આત્મપણાને પામતી નથી. સૂર્યની નજીક અને આડે આવેલાં વાદળાંઓ સૂર્યરૂપ થતાં નથી તેમ પૃથ્વિ, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિરૂપ સ્થાવર નામ કર્મના વિકારો જેઓ આત્માની આજુબાજુ આવેલા છે તે આત્મારૂપ થતા

જીવ અને કર્મનો અન્યોઅન્ય વધ્ય ઘાતક સંબંધ નથી. એક મરનાર અને બીજો મારનાર આવા સંબંધને વધ્ય ઘાતક સંબંધ કહે છે. આવો સંબંધ જીવ અને કર્મનો નથી પણ સંયોગ સંબંધ છે. તેથીજ બન્ને જુદાં પડી શકે છે. પણ એક બીજાના ગુણનો નાશ કરતાં નથી. અર્થાત્ કર્મોજીવના ગુણોનો નાશ કરતાં નથી અને જીવ કર્મના ગુણોનો નાશ કરતાં નથી, પણ એક બીજાની સાથે એકરસ થઈને ભેગાં મળીને રહે છે. જીવ અને કર્મમાં પરિણામ થયા કરે છે, તે પરિણામમાં જ્યારે એક બીજાની નિમિત્તતા રહેતી નથી ત્યારે પરસ્પર જોડાઈ રહેલા જીવ અને કર્મનું જુદા થવાપણું થાય છે, અને તેનેજ મોક્ષ કહે છે.

પુદ્ગલના જ્ઞાનાવરણ દર્શનાવરણ આદિ પરિણામ થવામાં, આત્મામાં થતા રાગ દ્વેષાદિ પરિણામ નિમિત્ત કારણ છે, અને આત્માને થતા રાગદ્વેષાદિ પરિણામમાં જ્ઞાના-વરણ આદિ પરિણામ નિમિત્તકારણે છે. જ્યારે પુદ્ગલ આત્માના પરિણામમાં કારણ રૂપ થતાં નથી અને આત્મા પુદ્ગલના પરિણામમાં કારણ રૂપ થતો નથી, ત્યારે આત્મા અને કર્મ બન્ને જુદા પડે છે.

## આત્માને આત્માકારે પરિણમાવો.

સ્ફટિક મણિની માફક આત્મા જે જે ભાવો સાથે જોડાય છે. ત્યાં ત્યાં તે તે ભાવે તન્મય ભાવને પામે છે.

બધો દૂર થતાં સોનું શુદ્ધ થાય છે તેમ કર્મની મલિનતા સર્વથા દૂર થતાં આત્મા સર્વથા શુદ્ધ થાય છે. વાયુ વિના જેમ સમુદ્ર તરંગ વિનાનો થઇ રહે છે :તેમ કર્મની મલિનતાના અભાવે આત્મા નિશ્ચળતા અને નિર્વિકારતા ધારણ કરે છે.

ઇન્દ્રિયજન્યવિષયજ્ઞાન વિનાનું જે જ્ઞાન અંતરૂમાં પ્રતિભાસે છે તે સમ્યક્જ્ઞાન આત્માનું સ્વરૂપ છે, જ્ઞાનીઓ તેને જાણી અને અનુભવી પણ શકે છે. જેઓ તે અતીંદ્રિય જ્ઞાનને જાણી તથા અનુભવી શકે છે તે જ જ્ઞાની કહેવાય છે. જે પ્રકાશના અભાવે આ વિશ્વમાં બધું અંધકારમય ભાસે છે અને જેની હૈયાતિથી બધું પ્રકાશમય અનુભવાય છે તે પરમાત્માની—શુદ્ધ આત્માની જ્યોતિ છે, આ અંધકાર અને પ્રકાશ બન્નેને જાણવાની શક્તિવાળી આ જ્યોતિ છે.

સર્વ પદાર્થો સ્વભાવથીજ પોતપોતાના સ્વરૂપમાં રહેલા છે. તેને પર પદાર્થવડે કોઇ વખત અન્યથા કરી શકાતા નથી. આકાશની માફક આત્મા નિર્મળ, અમૂર્ત્ત અને અવિનાશી છે. સંયોગ સંબંધે આવી મળતાં પર-દ્રવ્યો તેના સ્વરૂપને પોતાપણે કે અન્યથા રૂપે કરવાને સમર્થ થતાં નથી. દેહ અને આત્માનો સદા ભેદ છે; કેમકે તે બન્ને ભિન્નજ્ઞાનથી જાણી શકાય છે અને ભિન્ન-જ્ઞાનથી પ્રાપ્ત કરી શકાય છે. ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતા જ્ઞાનવડે દેહ જાણી શકાય છે. અને આત્મા સ્વસંવેદન-સ્વાનુભવવાળા જ્ઞાનથી જાણી શકાય છે.

જીવ અને કર્મનો અન્યોઅન્ય વધ્ય ઘાતક સંબંધ નથી. એક મરનાર અને બીજો મારનાર આવા સંબંધને વધ્ય ઘાતક સંબંધ કહે છે. આવો સંબંધ જીવ અને કર્મનો નથી પણ સંયોગ સંબંધ છે. તેથીજ બન્ને જુદાં પડી શકે છે. પણ એક બીજાના ગુણનો નાશ કરતાં નથી. અર્થાત્ કર્મોજીવના ગુણોનો નાશ કરતાં નથી અને જીવ કર્મના ગુણોનો નાશ કરતાં નથી, પણ એક બીજાની સાથે એકરસ થઇને ભેગાં મળીને રહે છે. જીવ અને કર્મમાં પરિણામ થયા કરે છે, તે પરિણામમાં જ્યારે એક બીજાની નિમિત્તતા રહેતી નથી ત્યારે પરસ્પર જોડાઈ રહેલા જીવ અને કર્મનું જુદા થવાપણું થાય છે, અને તેનેજ મોક્ષ કહે છે.

પુદ્‌ગલના જ્ઞાનાવરણ દર્શનાવરણ આદિ પરિણામ થવામાં, આત્મામાં થતા રાગ દ્વેષાદિ પરિણામ નિમિત્ત કારણ છે, અને આત્માને થતા રાગદ્વેષાદિ પરિણામમાં જ્ઞાનાવરણ આદિ પરિણામ નિમિત્તકારણે છે. જ્યારે પુદ્‌ગલ આત્માના પરિણામમાં કારણ રૂપ થતાં નથી અને આત્મા પુદ્‌ગલના પરિણામમાં કારણ રૂપ થતો નથી, ત્યારે આત્મા અને કર્મ બન્ને જુદા પડે છે.

## આત્માને આત્માકારે પરિણમાવો.

સ્ફટિક મણિની માફક આત્મા જે જે ભાવો સાથે જોડાય છે. ત્યાં ત્યાં તે તે ભાવે તન્મય ભાવને પામે છે.

સ્ફાટિક મણિની પાસે લાલ પીળું કે કાળું જેવું જેવું પુષ્પ રાખ્યું હોય તેવો તેવો તે મણિ દેખાય છે, તેમ આત્માની પાસે જે જે શુભાશુભ નિમિત્તો રાખવામાં આવે છે તેવા તેવા પરિણામે આત્મા પરિણમે છે. આ નિમિત્તો બે પ્રકારનાં છે, એક બાહ્ય નિમિત્ત, બીજું અંતરંગ નિમિત્ત; બાહ્ય નિમિત્તરૂપે પાંચ ઇન્દ્રિયોના શુભાશુભ વિષયો છે. ખરો વૈરાગ્ય જાગૃત થયા વિના આ નિમિત્તો દેખીને આત્મા શુભાશુભ પરિણામો કરે છે, શુભાશુભ પરિણામો ઉત્તરોત્તર બીજાં પરિણામો ઉત્પન્ન કરે છે. શુભપરિણામ રાગનું કારણ બને છે. રાગ પુન્યનું કારણ થાય છે. અશુભ પરિણામ રાગદ્વેષ મોહ અજ્ઞાન અને પાપનું કારણ બને છે, આમાટે જ જ્યાં સુધી વિશ્વના તમામ પદાર્થો ઉપરથી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય આત્મજાગૃતિના બળે પ્રગટ ન થાય ત્યાં સુધી જ્ઞાનીઓ તેવાં નિમિત્તોથી દૂર રહેવા વારંવાર ભલામણો કરે છે, કેમકે સત્તામાં બીજ પડેલાં છે તે દૂર ન થાય ત્યાં સુધી બાહ્ય નિમિત્તો તેને તેના માર્ગમાંથી ચલિત કર્યા વિના રહેતાં નથી.

બીજા અભ્યંતર નિમિત્તમાં સત્તામાં રહેલાં કર્મનો ઉદય થાય છે તે છે. એટલે સત્તાગત કર્મો ઉદયમાં આવીને નિમિત્તકારણ રૂપ થાય છે. તેમાંથી રાગ દ્વેષ મોહ અજ્ઞાન પુન્ય પાપ વિગેરે અનેક ભાવોની વૃદ્ધિ કે હાનિ થયા કરે છે.

બાહારનાં કેટલાંક સારાં નિમિત્તોથી વૈરાગ્ય જાગૃત

થાય છે, વિરક્તતા આવે છે, આત્મભાન પ્રગટે છે અને શુભકે શુદ્ધ કર્ત્તવ્ય તરફ પ્રવૃત્તિ કરવાનું પ્રોત્સાહન પણ મળે છે. તેમજ અંતર્ગત સારાં કર્મોનો ઉદય થતાં પણ જ્ઞાન ધ્યાન વૈરાગ્ય આત્મજાગૃતિ અને ઉત્તમોત્તમ શુભકે શુદ્ધ પ્રવૃત્તિ તરફ પ્રયાણ કરવાનો ઉત્સાહ પ્રગટે છે.

આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે આત્માના પરિણામ શુભ હોય તો આત્મા શુભરૂપે પરિણમ્યો કહેવાય છે અને જો આત્માના અશુભ પરિણામ થાય તો આત્મા અશુભરૂપે પરિણમ્યો કહેવાય છે. માટે વિદ્વાનોએ—સમજુ લોકોએ પોતાને-આત્માને આત્મભાવનાના અભ્યાસમાં વારંવાર જોડવો જોઇએ. તેથી આત્મા શુભાશુભ ભાવથી પાછો ફરીને આત્માકારે પરિણમી રહેશે. અર્થાત્ આત્માને શુદ્ધ સ્વરૂપમાંજ પરિણમાવવાથી પરપદાર્થ તરફ પરિણમતો અટકી જઇને તે શુદ્ધ થશે. એકવાર જો આત્મા સર્વથા કર્મથી છુટો પડે તો પછી ફરીને તે કર્મ સાથે કદી જોડાવાનો નહિં અને શુભાશુભ પરિણામો કરવાના બીજ રૂપ કર્મો ન રહેવાથી તેમાંથી પરિણામો ઉત્પન્ન થશે નહિં. સેકાઇ ગયેલાં બીજમાંથી અંકુરા પ્રગટ થતા નથી તેમ કર્મ બીજ બળી જવા પછી કર્મો ઉત્પન્ન થાય નહિં.

## ઉપાદાન કારણ.

જેમ દંડ, ચક્ર અને કુંભાર આદિ સામગ્રી તૈયાર

હોય છતાં પણ ઉપાદાન—મૂળકારણરૂપ માટી વિના ઘડો ઉત્પન્ન થતો નથી, તેમ મન વચન શરીરની ક્રિયારૂપ સામગ્રી તૈયાર હોય છતાં તેના ઉપાદાન કારણ વિના કર્મ ઉત્પન્ન થતાં નથી. ઘડો ઉત્પન્ન થવામાં ઉપાદાન કારણ જેમ માટી છે, તેમ કર્મનું ઉપાદાન કારણ રાગદ્વેષની મલિનતા છે તે હોય તોજ કર્મ ઉત્પન્ન થાય.

કુંભાર જેમ સહકારી કારણ—સાથે રહી કરનાર મદદગાર નિમિત્તકારણ પણે ઘડો બનાવે છે છતાં પણ કોઇ વખત કોઇપણ પ્રકારે કુંભાર ઘડામય—ઘડારૂપ થતો નથી. તેમ આત્મા પણ સહકારી કારણપણે કષાયાદિને કરે છે, છતાં પણ આત્મા કોઇ વખત કષાયાદિ રૂપે થતો નથી.

જે કર્મને કર્મરૂપે જાણે છે, અને અકર્મને અકર્મરૂપે જાણે છે તે બધી જાતનાં કર્મો કરવા છતાં છેવટે કર્મનો નાશ કરે છે. જેને સત્ય સ્વરૂપનું જ્ઞાન હોય છે તે કોઇ વિકટ પ્રસંગે ત્યાગ કરવા યોગ્ય બાબતોનું ગ્રહણ પણ કરે છતાં તે થોડા વખત પછી તેનો ત્યાગ કરી શકશે, કેમકે તેને સત્ય અસત્યનું જ્ઞાન છે. જેને સત્યનું જ્ઞાનજ નથી તે મનુષ્ય તેને હિતકારી જાણીને ગ્રહણ કરે છે અને અહિતકારી હોવા છતાં તેવા જ્ઞાનના અભાવે પ્રસંગે તેનો ત્યાગ કરી શકતો નથી.

જેમ કાદવમાં પડેલો નિર્મળ સ્ફટિક અંદર ખાનેથ

કાદવ વડે લેપાતો નથી-કાદવ સ્વરૂપે પરિણમતો નથી, તેમ જે મનુષ્યને વિષયો પરત્વે મમત્વ રહેલો નથી તે વિશુધ્ધ આત્મા વિષયોરૂપ કાદવ વડે લેપાતો નથી. કોઈપણ કામમાં આશક્તિ હોવી તેજ કર્મોથી લેપાવાનું-બંધાવાનું કારણ છે, તે ન હોવાથી કોઇ વિષમ પ્રસંગે તેવા મનુષ્યોની વિષયો તરફ પ્રવૃત્તિ દેખવામાં આવે તો અંદરના ઉંડાણની અને સત્ય તરિકે માનીને કરાતી ન હોવાથી તે જીવ તેમાં લેપાતો નથી. અર્થાત્ જેમ રત્ન કાદવમાં પડવાથી ઉપરથી ખરડાય છે પણ તે થોડાપાણીથી તરતજ શુદ્ધ થાય છે. તેમ તે મનુષ્ય અંદરથી લેપાતો ન હોવાથી તરતજ વિશુધ્ધ થઇ શકે છે. જેને તત્ત્વ દૃષ્ટિએ દેહ તથા આત્માનો ભેદ ખરેખર સમજાયો છે તેને વિષયોને વિષે કોઈ પણ વખત આશક્તિ થતી નથી.

શુભ, અશુભ અને શુધ્ધ એમ જીવમાં ત્રણ પ્રકારના ભાવો થાય છે અને તે અનુક્રમે પુન્ય, પાપ અને મોક્ષના કારણરૂપ જીવોને થાય છે. ભગવાનનું પૂજન, દાન, વ્રત, તપ, જપ, સ્વાધ્યાયાદિ તે જીવનો શુભ ભાવ છે તેથી પુન્ય બંધાય છે; હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, અભિમાન, કપટ, લોભ, રાગ સ્નેહ દ્વેષ-ઈર્ષા, ક્લેશ, કંકાસ-લડાઈ. જુઠું આળ આપવું, ચાડીખાવી, હર્ષશોક, નિંદા, કપટ સહિત જુઠું બોલવું, અને અસત્યમાં સત્યની ભ્રાંતિ; સત્યમાં અસત્યની માન્યતા આ સર્વે આત્માના અશુભ ભાવો છે તેથી પાપબંધાય છે.

કર્મ મલ રહિત શુદ્ધ આત્મા સંબંધી વિચાર કરવો, તેનું ધ્યાન કરવું, તેમાં તદાકાર થઇ રહેવું તે આત્માનો શુદ્ધ ભાવ છે તે મોક્ષનું કારણ છે. પુન્યથી દેવ, રાજા, ચક્રવર્તિ આદિની ઋધ્ધિ મળે છે, પાપથી પશુ પક્ષી વૃક્ષ નરકાદિની ગતિ મળે છે અને તેનાં દુઃખ ભોગવવાં પડે છે. શુધ્ધ આત્માના ધ્યાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે શુભ અશુભ બન્ને ભાવોનો ત્યાગ કરી શુધ્ધભાવ ધારણ કરવો, તેથી કર્મનો આવવાનો માર્ગ રોકાય છે અને પૂર્વનાં કર્મો જે બાંધેલાં છે તેનો ક્ષય થાય છે, છેવટે આત્મા સદાને માટે વિશુદ્ધ થાય છે.

## શુદ્ધભાવ કેમ કરવો ?

આત્માને શુદ્ધ ભાવમાં લાવવાની ઇચ્છાવાળા જીવોએ પ્રથમ પોતાના મનને પાંચે ઇન્દ્રિયોના વિષયોમાંથી ખેંચી લેવું-પાછું હઠાવવું અને તે મનને આત્મામાં નિશ્ચળ કરવા માટે તે કાંઇ પણ ચિંતન ન કરે તે તરફ લક્ષ આપ્યા કરવું-યા જોયા કરવું. લાંબા વખતના અભ્યાસે મન આત્મામાં લીન થાય છે, સંકલ્પ વિકલ્પો કરતું બંધ થાય છે અને આ બાજુ આત્માનો જ્ઞાતા દૃષ્ટા પણાનો ભાવ પણ મજબુત થાય છે. મન નિર્વિકલ્પ બને છે અને આત્મા પોતાના સ્વભાવમાં સ્થિર થાય છે. આ નિર્વિકલ્પ અને સ્વરૂપસ્થ દશામાં-અવસ્થામાં પૂર્વનાં બાંધેલા-સત્તામાં રહેલાં

અને ઉદય આવેલાં કર્મોનો નાશ થાય છે. આ પ્રમાણે આત્માનો શુદ્ધ ભાવ પ્રગટ કરી શકાય છે.

જે મનુષ્યે પોતાના આત્માને પરમાર્થના માર્ગથી વિમુખ કર્યો છે, પાછો હઠાવ્યો છે અને પોતાની શક્તિ વડે વિષયોનું દૃઢતા પૂર્વક સ્મરણ કરવા માંડયું છે, તે મનુષ્ય જ્યાં સુધી આવી પ્રવૃત્તિ ચાલુ રાખે છે ત્યાં સુધી સદાને માટે દીન અને દુઃખી થાય છે, તેમજ તેનો આ અને આવતો બન્ને ભવ તે પોતાને હાથેજ બગાડે છે.

એક મનુષ્ય ભોગ ભોગવતો નથી છતાં ભોગ મેળવવા માટે પ્રયત્ન કરી રહયો છે. બીજો મનુષ્ય ભોગ ભોગવે છે છતાં તેના ત્યાગને માટે પ્રયત્ન કરે છે. ભોગાંતરાય કર્મના ઉદયને લીધે જીવને તેની ઇચ્છાનુસાર ભોગોની પ્રાપ્તિ થતી નથી તેને લઇને તે ભોગ ભોગવતો નથી પણ તે ભોગવવા માટેની તેનામાં તીવ્ર ઇચ્છા રહેલી હોવાથી તે તેને માટે પ્રયત્ન કરે છે. બીજો મનુષ્ય વિશુદ્ધિ વાળો જાગૃત આત્મા જ્ઞાની પુરૂષ છે, તેને પૂર્વના શુભ કર્મના ઉદયને લઇને ઉત્તમોત્તમ ભોગની પ્રાપ્તિ થઇ છે અને તેનો ઉપભોગ પણ તે લે છે, છતાં તે જ્ઞાની હોવાથી ભોગોનાં દુઃખદાઈ પરિણામને જાણતો હોવાથી તેનો ત્યાગ કરવાની ભાવના નિરંતર તેના મનમાં રહ્યા કરે છે અને તેને છોડવાનો પ્રયત્ન પણ કરે છે. પૂર્વનું ભોગાવળી કર્મ ભોગવ્યા વિના

છુટતું નથી એટલે તે કર્મ ભોગવીને કર્મો ઓછાં કરે છે. અર્થાત્ આ બીજો પુરૂષ ભોગ ભોગવીને કર્મો છોડે છે, ત્યારે પ્રથમનો પુરૂષ ભોગ ભોગવતો નથી અને નવીન કર્મો તે ભોગને નિમિત્તે બાંધે છે. આ બન્ને દૃષ્ટાંતમાં ગ્રહણ અને ત્યાગની અધિકતા પ્રયત્ક્ષ દેખાઈ આવે છે, અને તેને લઈને જ્યાં એક બંધાય છે ત્યાં બીજો છુટે છે.

એક મનુષ્ય પરમાર્થના માર્ગને જાણતો નથી છતાં તે વિષયોનું સ્મરણ કે ઇચ્છા કરતો નથી. જે અવસરે જે મળી આવે તેમાં સંતોષ માને છે. તે જીવ આ ભવમાં તેમજ પરભવમાં નિરંતર સુખી થાય છે. આનું કારણ એ છે કે વિષયોમાંથી વિરક્ત થવું એ લાગણીઓમાંજ કોઈ અપૂર્વ ચમત્કાર રહેલો છે કે પરમાર્થ તરફ પ્રવૃત્તિ ન કરવા છતાં વિષયોથી વિરક્ત પણાના પરિણામ તેને પરમાર્થના માર્ગ તરફ પ્રવૃત્તિ કરનારના જેવું ભાવી ફળ આપે છે.

એક રાગી મનુષ્ય ભોગ ભોગવતો નથી છતાં કર્મો વડે સારી રીતે બંધાય છે, બીજો વિરાગી મનુષ્ય પૂર્વના પુન્યો વડે મળી આવેલા ભોગો ભોગવે છે છતાં કર્મ વડે બંધાતો નથી. આ સ્થળે કર્મ બંધમાં રાગની મુખ્યતા છે અને કર્મ છોડવામાં વિરાગની મુખ્યતા છે.

પાંચે પ્રકારના વિષયોને જાણવાથી જ્ઞાની બંધાતો નથી. જો જાણવા માત્રથીજ કર્મનો બંધ થતો હોય તો

કેવલજ્ઞાની પોતાની જ્ઞાન શક્તિથી ત્રણે લોકને જાણે છે તે પણ બંધાવા જોઈએ, પણ બંધાતા નથી. જેનામાં જ્ઞાન છે પણ રાગ નથી તે બંધાતો નથી, પણ જેનામાં રાગ છે પણ જ્ઞાન નથી તે બંધાય છે. આંહી કર્મ બંધનમાં રાગની મુખ્યતા છે. અજ્ઞાની જીવો ઈન્દ્રિયોના વિષયોને ગ્રહણ નથી કરતા, છતાં પણ કર્મોથી બંધાય છે. એકેંદ્રિયાદિ જીવો વિષયોને બહુ ગ્રહણ કરતા નથી છતાં શું કર્મોથી બંધાતા નથી ? અર્થાત્ બંધાય છે. આંહી કર્મના બંધનમાં અજ્ઞાન તથા મિથ્યાત્વની મુખ્યતા છે.

જેઓ રાગ દ્વેષથી નિવૃત્ત થયા છે તેને પચ્ચખાણાદિ કરવાં તે નિરૂપયોગી છે. અને જેઓ રાગદ્વેષમાં પ્રવૃત્તિ કરે છે તેને પણ પચ્ચખાણાદિ કરવાં નિરૂપયોગી છે. વ્રત, તપ, જપ, જ્ઞાન આદિ ક્રિયાઓ રાગદ્વેષનો નાશ કરવા માટે છે, જે રાગદ્વેષ કરતો નથી તેને આ વ્રતાદિ કરવાં તે નકામાં છે અર્થાત્ તે રાગદ્વેષ કરતો ન હોવાથી તેનાથીજ તેનો આત્મા નિર્મળ થાય છે અને નવાં બંધન પામતો નથી. જે રાગદ્વેષ કરે છે તેનાં કરેલાં વ્રત તપ જપાદિ વૃથા છે, વૃથા એટલે નકામાં એટલા માટે છે કે, રાગદ્વેષના ત્યાગ માટે તો આ વ્રતાદિ કરવાનાં છે, તે રાગાદિનો ત્યાગ તો તે કરી શકતો નથી તો પછી આ વ્રતો તેનું ધારેલું ફળ આપતા ન હોવાથી કર્યાં તો પણ ન કર્યાં બરોબર છે. આંહી કર્મક્ષય કરવાની મુખ્યતા છે. વ્રતાદિથી પુન્ય બંધ થાય તે વાત

ગૌણ છે. અપેક્ષાએ વ્રતાદિ કરવા છતાં રાગદ્વેષનો ત્યાગ કરવામાં ન આવે તો વૃથા કહેલાં છે, નહિંતર પુન્ય બંધ તો થાય છે એટલે વ્રતાદિ સર્વથા નિરૂપયોગી તો નથીજ.

જે મનુષ્ય કોઇ ઠેકાણે રાગ કરતો નથી તેમજ દ્વેષ પણ કરતો નથી. સર્વ સ્થળે સદા ઉદાસીન ભાવ રાખે છે તે પ્રત્યાખ્યાન વડે સર્વ દોષોને ઉલંઘી જાય છે. પ્રત્યાખ્યાન એટલે આ વસ્તુના સંબંધમાં રાગદ્વેષ નહિં કરૂં તેવી પ્રતિજ્ઞા કરવી. તેવો દ્દઢ નિશ્ચય કરવો તે. આવા પ્રત્યાખ્યાન વડે રાગદ્વેષને ઓછા કર્યા છે, પ્રત્યાખ્યાન કરવાની સાથેજ રાગદ્વેષનો ત્યાગ કરીને ઉદાસીન ભાવમાં આવી ગયો છે, અથવા ઉદાસીન વૃત્તિ જે રાગદ્વેષના અભાવવાળી છે તે તેનામાં આવી હોવાથી તે પ્રત્યાખ્યાનની હદને ઉલંઘી ગયો છે. પ્રત્યાખ્યાન દ્વારા તેને જે કાર્ય કરવાનું હતું તે થઇ ગયેલ હોવાથી હવે તેને પ્રત્યાખ્યાનની જરૂર રહી નથી–અર્થાત્ પચ્ચખાણ કર્યા વિના પણ પ્રત્યાખ્યાન કરેલાની માફક તેનું વર્ત્તન થઇ રહેલું છે, તે મનુષ્ય સંવર ભાવમાં રહેલો છે અને કર્મની નિર્જરા કરે છે. તેને પ્રત્યાખ્યાનની શી જરૂર છે? જે મનુષ્ય રાગી છે તેનામાં સંસારના હેતુ ભૂત દોષો સદા નિવાસ કરીને રહે છે, પણ જે જ્ઞાની છે વીતરાગ છે તેની અંદર કોઇપણ દોષો ટકી શકતા નથી. જીવોને ઉદયિક ભાવ બંધનું કારણ છે પણ પરિણામિકભાવ મોક્ષનું કારણ છે. કર્મના ઉદયથી જે ભાવ

થાય તે ઉદયિક ભાવ છે. મનુષ્યાદિ ચાર ગતિ, ક્રોધાદિ ચારકષાય, સ્ત્રીવેદઆદિ ત્રણવેદનો ઉદય, કૃષ્ણ લેશ્યાદિ છલેશ્યા, મિથ્યાદર્શન, અજ્ઞાન, અસંયમ અને અસિદ્ધત્વ એ એકવીશ ઉદયિક ભાવો છે. આનો ઉદય હોય ત્યારે સામાન્ય રીતે સૂક્ષ્મપણ બંધ હોય છે પણ અભવ્યને મૂકીને જીવત્વ, ભવ્યત્વ, આ બે પરિણામિક ભાવો કર્મના ઉદય આદિની અપેક્ષા રાખતા નથી, તેથી તેનાથી કર્મનો બંધ થતો નથી, તે મોક્ષનું કારણ છે.

ઇષ્ટ વિષયોનો અનુભવ થવો તે બાહ્ય ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતું સુખ છે. અને આત્માનો અનુભવ થવો તે આત્માથી ઉત્પન્ન થતું આંતરસુખ છે. વિષયો થી ઉત્પન્ન થતું સુખ વિનાશી છે. આત્માથી પ્રગટ થતો આનંદ અવિનાશી છે. આ બન્ને સુખમાં જમીન અને આકાશ જેટલો તફાવત છે, તે જાણીને વિષય સુખનો ત્યાગ કરીને નિરંતર આત્માના અનુભવમાં રહેવા પ્રયત્ન કરવો. વિષયો સંબંધી જ્ઞાન મનુષ્યોને થાય છે તે ઇન્દ્રિય જન્ય જ્ઞાન છે, તે સર્વ પુદ્ગલિક જ્ઞાન છે. આત્મિકજ્ઞાન તેનાથી ઉલટું છે. તે આત્માથી પ્રગટ થાય છે અને તેનો સંબંધ પણ આત્માની સાથેજ છે. ઇન્દ્રિય જન્યજ્ઞાન પણ ચૈતન્ય સ્વરૂપ તો છેજ, જ્ઞાન પુદ્ગલ સ્વરૂપ તો નજ હોય. છતાં તે જ્ઞાનની વિભાવિક પરિણતિ હોવાથી તેની ઉત્પત્તિમાં પુદ્ગલમય ઇન્દ્રિયો કારણ રૂપ

ગૌણુ છે. અપેક્ષાએ વ્રતાદિ કરવા છતાં રાગદ્વેષનો ત્યાગ કરવામાં ન આવે તો વૃથા કહેલાં છે, નહિંતર પુન્ય બંધ તો થાય છે એટલે વ્રતાદિ સર્વથા નિરૂપયોગી તો નથીજ.

જે મનુષ્ય કોઇ ઠેકાણે રાગ કરતો નથી તેમજ દ્વેષ પણુ કરતો નથી. સર્વ સ્થળે સદા ઉદાસીન ભાવ રાખે છે તે પ્રત્યાખ્યાન વડે સર્વ દોષોને ઉલંઘી જાય છે. પ્રત્યાખ્યાન એટલે આ વસ્તુના સંબંધમાં રાગદ્વેષ નહિં કરૂં તેવી પ્રતિજ્ઞા કરવી. તેવો દૃઢ નિશ્ચય કરવો તે. આવા પ્રત્યાખ્યાન વડે રાગદ્વેષને ઓછા કર્યા છે, પ્રત્યાખ્યાન કરવાની સાથેજ રાગદ્વેષનો ત્યાગ કરીને ઉદાસીન ભાવમાં આવી ગયો છે, અથવા ઉદાસીન વૃત્તિ જે રાગદ્વેષના અભાવવાળી છે તે તેનામાં આવી હોવાથી તે પ્રત્યાખ્યાનની હદને ઉલંઘી ગયો છે. પ્રત્યાખ્યાન દ્વારા તેને જે કાર્ય કરવાનું હતું તે થઇ ગયેલ હોવાથી હવે તેને પ્રત્યાખ્યાનની જરૂર રહી નથી—અર્થાત્ પચ્ચખાણુ કર્યા વિના પણુ પ્રત્યાખ્યાન કરેલાની માફક તેનું વર્ત્તન થઇ રહેલું છે, તે મનુષ્ય સંવર ભાવમાં રહેલો છે અને કર્મની નિર્જરા કરે છે. તેને પ્રત્યાખ્યાનની શી જરૂર છે ? જે મનુષ્ય રાગી છે તેનામાં સંસારના હેતુ ભૂત દોષો સદા નિવાસ કરીને રહે છે, પણુ જે જ્ઞાની છે વીતરાગ છે તેની અંદર કોઇપણુ દોષો ટકી શકતા નથી. જીવોને ઉદયિક ભાવ બંધનું કારણુ છે પણુ પરિણામિકભાવ મોક્ષનું કારણુ છે.કર્મના ઉદયથી જે ભાવ

થાય તે ઉદયિક ભાવ છે. મનુષ્યાદિ ચાર ગતિ, ક્રોધાદિ ચારકષાય, સ્રીવેદઆદિ ત્રણવેદનો ઉદય, કૃષ્ન લેશ્યાદિ છલેશ્યા, મિથ્યાદર્શન, અજ્ઞાન, અસંયમ અને અસિદ્ધત્વ એ એકવીશ ઉદયિક ભાવો છે. આનો ઉદય હોય ત્યારે સામાન્ય રીતે સૂક્ષ્મપણ બંધ હોય છે પણ અભવ્યને મૂકીને જીવત્વ, ભવ્યત્વ, આ બે પરિણામિક ભાવો કર્મના ઉદય આદિની અપેક્ષા રાખતા નથી, તેથી તેનાથી કર્મનો બંધ થતો નથી, તે મોક્ષનું કારણ છે.

ઇષ્ટ વિષયોનો અનુભવ થવો તે બાહ્ય ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતું સુખ છે. અને આત્માનો અનુભવ થવો તે આત્માથી ઉત્પન્ન થતું આંતરૂસુખ છે. વિષયો થી ઉત્પન્ન થતું સુખ વિનાશી છે. આત્માથી પ્રગટ થતો આનંદ અવિનાશી છે. આ બન્ને સુખમાં જમીન અને આકાશ જેટલો તફાવત છે, તે જાણીને વિષય સુખનો ત્યાગ કરીને નિરંતર આત્માના અનુભવમાં રહેવા પ્રયત્ન કરવો. વિષયો સંબંધી જ્ઞાન મનુષ્યોને થાય છે તે ઇન્દ્રિય જન્ય જ્ઞાન છે, તે સર્વ પુદ્ગલિક જ્ઞાન છે. આત્મિકજ્ઞાન તેનાથી ઉલટું છે. તે આત્માથી પ્રગટ થાય છે અને તેનો સંબંધ પણ આત્માની સાથેજ છે. ઇન્દ્રિય જન્યજ્ઞાન પણ ચૈતન્ય સ્વરૂપ તો છેજ, જ્ઞાન પુદ્ગલ સ્વરૂપ તો નજ હોય. છતાં તે જ્ઞાનની વિભાવિક પરિણતિ હોવાથી તેની ઉત્પત્તિમાં પુદ્ગલમય ઇન્દ્રિયો કારણ રૂપ

છે માટે તેને વ્યવહારથી પુદ્ગલ સ્વરૂપ કહે છે. પાંચ જ્ઞાનમાં મતિ તથા શ્રુત જ્ઞાનને ઇન્દ્રિય જનિત કહેલાં છે માટે આ અપેક્ષાએ વ્યવહારનયે તે પુદ્ગલિક જ્ઞાન છે. અવધિજ્ઞાનાદિ ત્રણ જ્ઞાન આત્મા અપેક્ષી છે. તે પ્રગટ થવામાં ઇન્દ્રિયોની અપેક્ષા ન હોવાથી તે ત્રણ આત્મિક જ્ઞાન છે. તે ત્રણમાંપણ તાત્ત્વિક રીતે આત્મિકજ્ઞાન તો એક કેવળજ્ઞાનજ છે.

## જ્ઞાનમાં ભેદ નથી.

ગાયોનો આપસમાં ભેદ હોવા છતાં પણ દુધમાં ભેદ હોતો નથી, તેમ પુરૂષોમાં ભેદ રહેવા છતાં પણ તેના જ્ઞાનમાં ભેદ હોતો નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ઇત્યાદિ પુરૂષોના અનેક ભેદ હોય છે છતાં જ્ઞાતાપણા વાળો જ્ઞાનનો સ્વભાવ બધામાં એક સરખો છે. અનંત જ્ઞાનીઓનું એકજ જ્ઞાન છે. તેમની બહારની પુન્ય પ્રકૃતિમાં ફેર હોય છે પણ જ્ઞાનાવરણકર્મ સર્વથા દૂર થતાં તે બધાનું જ્ઞાન તો એક સરખું રહે છે.

જેમ દીવા વડે જોવા લાયક પદાર્થને જોઇને દીવો દૂર મૂકવામાં આવે છે, તેમ જ્ઞાન વડે જાણવા યોગ્ય પદાર્થોને કે માર્ગને જાણીને તે જ્ઞાનનો ત્યાગ કરવામાં આવે છે. આંહી એટલી અપેક્ષા સમજવાની છે કે જે જ્ઞાન આત્માનું સ્વરૂપ છે, સૂક્ષ્મ છે, વ્યપદેશ રહિત છે. (આ આમ અને આ તેમ આવા વિકલ્પો જેમાં નથી તેને વ્યપદેશ રહિત કહેછે.) અનેઅવિનાશીછે,આત્માની સાથે અભેદસંબંધ

વાળું છે તે જ્ઞાન તો બન્યુંજ રહે છે, પણ જે જ્ઞાન વ્યવહારૂ છે, સાધન રૂપે છે, વિકાર પામનારૂં છે, ઇન્દ્રિયોની અપેક્ષા રાખનારૂં છે તે જ્ઞાનનો ત્યાગ કરવામાં આવે છે. વિકૃત જ્ઞાનથી પદાર્થો અને કર્ત્તવ્યને જાણીને જે વખતે સ્વ સ્વરૂપજ્ઞાનનું આલંબન લેવામાં આવ છે તે વખતે તે વિકૃતજ્ઞાન છુટી જાય છે—ખસી જાય છે. અથાત્ તેનો ત્યાગ કરવામાં આવે છે.

થડ કાપવાથી જેમ ફરીને પલ્લવો—ડાળાં પાંખડાંઓ ફુટી નીકળે છે પણ વૃક્ષના મૂળને કાપી નાખવા પછીથી ડાળાં પાંખડાઓ ફુટતાં નથી, તેમ જન્મ મરણ આપનાર કર્મના એક ભાગને છેદવાથી વિકારો ફરીવાર પ્રગટ થાય છે, પણ તેના મૂળનો નાશ કરવાથી ફરીને વિકરો પ્રગટ થતા નથી. જન્મમરણ આપનાર કર્મનો એક ભાગ તે શુભ તપશ્ચર્યા, વ્રતો, જપ, અહિંસા, પરોપકારાદિ કરીને અશુભ પર્યાયનો નાશ કર્યો, નાશ કર્યો એટલે આવતાં અશુભ કર્મો અટકાવ્યાં, કેમકે શુભ કર્મ કરવાનો વખત એટલો બધો લીધો કે અશુભ કર્મ કરવાનો વખત ન મળ્યો તેથીં અશુભ કર્મ ઓછાં બાંધ્યાં, પણ તે શુભ કર્મને લઇને ઉત્તમ ગતિમાં, ઉત્તમ જાતિમાં, ઉત્તમ ગોત્રમાં જન્મ ધારણ કરવો પડવાનો, ત્યાં બધા અનુકૂળ સંયોગો મળ્યા, મન ગમતા પાંચ ઇન્દ્રિયોના વિષયો ભોગવવાનો મળ્યા, તેવા અનુકૂળ સંયોગોમાં રાગ કરવાથી અને પ્રતિકૂળ બાબતોમાં દ્વેષ કરવાથી તેમજ પાપ વધારનારાં આચરણો

કરવાથી ફરી પાછાં અશુભ કર્મનાં ડાળાં પાંખડાં ઉગી નીકળવાનાં, અને તેને લઇને વારંવાર જન્મમરણ કરવાં પડવાનાં, માટે શુભાશુભ બન્ને કર્મનો નાશ કરવો જોઇએ. તે મૂળનો નાશ કરવા બરોબર છે. તેથી ફરીને ભવ વૃક્ષમાંથી જન્મમરણાદિ ડાળાં પાંખડાં ઉગતાં અટકી જશે.

મૂળનો છેદ કરનાર તો શુદ્ધ આત્મધ્યાનનો જ માર્ગ છે માટે આ નજીકનો સિધ્ધો સરલ માર્ગ જેના હાથમાં આવ્યો છે,જેને તે બરોબર સમજાયો છે, તેને પુન્યના લાંબા અને ક્લિષ્ટ રસ્તે જવાની કાંઇ જરૂર નથી, પોતાના આત્મામાં—અંતરંગમાં બીરાજમાન શુદ્ધ આત્મસ્વરૂપનું ધ્યાન કરવાથી તેને મોક્ષની પ્રાપ્તિ થઈ શકે તેમ છે.

આ જડ માયારૂપ દેખાતા બાહ્ય જગતને મહાન્ પુરૂષો, અનાત્મિય, ઇન્દ્રજાળ સમાન વિનાશ પામનાર જાણીને, જોઇને, સ્થિર આત્મતત્વનું ધ્યાન કરવા વડે મિથ્યાત્વરૂપ પહાડોને, અવિરતિરૂપ નદીઓને, કપાયરૂપ અગ્નિને અને લોભરૂપ સમુદ્રને ઓલંઘીને નિર્વાણરૂપ શાંતિ સ્થાને પહોંચી જાય છે. તેવા આત્મસ્વરૂપમાં સ્થિર થયેલ વીર પુરૂષોનો જન્મ થવા અને વિશ્વમાં લાંબો કાળ જીવવું તે સફળ છે.

શુદ્ધ આત્મા સર્વ પદાર્થોમાં ઉત્તમ છે, સ્વસ્વરૂપમાં પ્રતિષ્ટિત છે, નિત્ય આનંદ સ્વરૂપ છે, કર્મ રહિત છે, સૂક્ષ્મ છે, અતીંદ્રિય પદાર્થને જાણનાર જ્ઞાનીઓને ગમ્ય છે. એજ પ્રમાણે આ ગ્રંથ બધા ગ્રંથોમાં ઉત્તમ છે, આત્મ

સ્વરૂપને બતાવનારો છે, નિત્ય આનંદ આપનારો છે, નિર્દોષ છે, સૂક્ષ્મવિચારોથી ભરપૂર છે અને અનુભવ કરવાથી લક્ષ્યમાં આવી શકે તેમ છે. સંસારથી વિરક્ત થયેલાઓને શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ માટે આ ગ્રંથ વિશેષ ઉપયોગી છે.

જે મનુષ્ય ચિત્તને નિર્મળ કરીને એકાગ્રતા પૂર્વક આ ગ્રંથ ભણશે અને તે પ્રમાણે વર્તન કરવા પ્રયત્ન કરશે તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરીને સદાને માટે પરમશાંતિ પ્રાપ્ત કરશે.

ॐ शान्तिः शान्तिः शान्तिः

इति श्री तपागच्छिय गच्छाधिपति श्रीमान् मुक्तिविजय गणि शिष्यश्रीमदाचार्य विजयकमलसूरिस्तेषांमुख्यपट्टधर शिष्य श्रीमदाचार्य श्री विजयकेशरसूरिणा संकलितो सुसंस्कारितश्च श्री महावीरतत्त्वप्रकाश नामक ग्रंथः विक्रमीय संवत एकोन विंशति शतत्र्यशीति वर्षे मार्गशीर्ष शुक्ल द्वितीयायां भावनगरे समाप्तम्गमत् श्री श्रमण संघस्य शांतिरस्तु.

સમાપ્ત.

શ્રીવિજયકમલકેશર ગ્રંથમાલા.

દેવપુષ્પ ૧૨ મું.

# આત્મવિશુદ્ધિ.

લેખક.

શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી વિજયકેશર સૂરીશ્વરજી.

પ્રકાશક.

શ્રીવિજયકમલકેશર ગ્રંથમાલા તરફથી

શા. ભીખાભાઇ મગનલાલ દહેગામવાળા.

વીર સં. ૨૪૫૩. અમદાવાદ વિક્રમ સં. ૧૯૮૩

આવૃત્તિ પહેલી.] [પ્રત ૨૫૦૦.

કાચું પૂંઠું મૂલ્ય. રૂ. ૦-૪-૦.

# અનુક્રમણિકા.

# શ્રી વિજયકમલકેશર ગ્રંથમાલાના અપૂર્વ પુસ્તકો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| યોગશાસ્ત્ર . | આવૃત્તિ | ૪ થી | રેશમી | પાકું પુઠું | ૨—૦—૦ |
| મલયસુંદરી ચરિત્ર. | ,, | , | .. | ,, | ૧—૪—૦ |
| દેવભક્તિમાલા. | ,, | ૧ લી | ,, | ,, | ૧—૦—૦ |
| દેવ વિનોદ | ,, | ,, | , | ,, | ૧—૦—૦ |
| રેખા દર્શન. | ,, | ,, | ,, | ,, | ૧—૦—૦ |
| આનંદ અને પ્રભુ મહાવીર | , | ,, | ,, | ,, | ૦—૮—૦ |
| મહાવીર તત્ત્વપ્રકાશ. | ,, | ,, | ,, | , | ૦—૮—૦ |
| નીતિવિચાર રત્નમાળા. | .. | ,, | .. | કાચું | ૦—૪—૦ |
| આત્મજ્ઞાન પ્રવેશીકા. | ,, | ત્રીજી | .. | ,, | ૦—૩—૦ |
| ધર્મોપદેશ તત્ત્વજ્ઞાન. | ,, | ,, | .. | ,, | ૦—૧—૦ |
| શાંતિનો માર્ગ. | , | ત્રીજી | , | પાકું | ૦—૪—૦ |
| મહાવીર તત્ત્વપ્રકાશ<br>નીતિવિચાર રત્નમાલા<br>આત્મવિશુદ્ધિ. | ત્રણે સાથે કીમત પાકું રેશમી પુઠું | | | | ૧—૦—૦ |
| આત્મવિશુદ્ધિ. | , | , | | કાચું પુઠું | ૦—૪—૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું.

**શા. ભીખાભાઈ મગનલાલ તલાટી—દેહગામ.**

પ્રાંતિજ લાઈન.

**શા. ખોડીદાસ માધવજી—વઢવાણ કાંપ.**

જૈન દેરાસર સામે ડેલામાં

ॐ अर्हँनमः

# પ્રસ્તાવના.

આ વિશ્વમાં જ્યાં જ્યાં નજર કરવામાં આવે છે ત્યાં ત્યાં સર્વ સ્થળે જીવો ત્રિવિધ તાપથી તપતા જોવામાં આવે છે. પછી તે સામાન્ય મનુષ્ય હોય કે મોટો રાજા મહારાજા હોય પણ કોઇને કોઇ દુઃખથી તે પીડાતોજ હોય છે, વધારે સંપત્તિ કે ઉપાધિવાળાને વધારે દુઃખ અને થોડી સંપત્તિ કે ઉપાધિવાળાને થોડું પણ દુઃખ હોય છે.

આત્મા સિવાય એક એવી વસ્તુ છે કે જેની સર્વ જીવોને જરૂરીયાત મનાણી છે. અને તેને મેળવવા સર્વ જીવો પ્રયત્ન કરી રહ્યા છે. આ વસ્તુ મેળવતાં અને મેળવ્યા પછી તેનો ઉપયોગ કરવામાં કે તેનું રક્ષણ કરવામાં જીવને જીવનનો મોટો ભાગ તેની પાછળ ખરચવો પડે છે, છતાં તે વસ્તુથી છેવટે તો આ જીવ નિરાશજ થાય છે, કેમકે તે વસ્તુ તેનું રોગથી, વ્હાલાના વિયોગથી, વૃદ્ધાવસ્થાથી કે મરણથી રક્ષણ કરી શકતી નથી. છેવટે નિરાશ થયેલ જીવ આ સર્વ દુઃખથી મુક્તિ મેળવવા પ્રયત્ન કરે છે. આ મુક્તિ આ વસ્તુઓની હયાતિથી મળતી નથી પણ તેનો ત્યાગ કરવાથીજ મળે છે, તેના તરફના મોહ મમત્ત્વવાળા સ્નેહભાવનો ત્યાગ કરવાથીજ મળે છે, આ છેવટના નિશ્ચયવાળું જ્ઞાન છે. આ જ્ઞાન થયા પછી તે સર્વસ્વના ત્યાગ માટે તેને પુરૂષાર્થ કરવો પડે છે. આ ત્યાગ કાંઈ માથે ઉપાડેલો બોજો ફેંકી દેવા જેટલો સ્હેલો નથી. પણ યુક્તિ પૂર્વક ધીમે ધીમે પોતાની લાયકાત પ્રમાણે ત્યાગ કરવાની જરૂર પડે છે. આસક્તિ અને જરૂરીયાતો ઓછી કર્યા વિનાનો ત્યાગ રૂપાંતરે તેને ફસાવનારો, અને અજ્ઞાન તથા અભિમાન વધારનારો થાય છે.

વસ્તુતત્ત્વના નિશ્ચય પછીનો ત્યાગ, પોતાના ખરા કર્તવ્યને સમજ્યા પછીનો ત્યાગ તેનો માર્ગ સરલ કરી આપનારો, વિઘ્નોને હઠાવનારો

અને આત્માની નિર્મળતા કરાવી આપનારો થાય છે. આ ગ્રંથનો ઉદ્દેશ એજ છે. અને એટલા માટે આ ગ્રથનું આત્મવિશુદ્ધિ એવું નામ આપવામાં આવ્યું છે. કેમકે આ ગ્રંથની અંદર વસ્તુતત્ત્વનો નિશ્ચય કરાવીને જીવને પોતાના ખરા કર્ત્તવ્ય તરફ દોરવામાં આવેલ છે.

આ માયાના ખરા સ્વરૂપને સમજીને જીવ તે તરફથી પાછો હઠી પોતાના સત્ય સ્વરૂપ આત્મા તરફ વળે તે આ ગ્રથનો ઉદ્દેશ છે. માયાના–પુદ્દગલના ત્યાગ વિના આત્મસ્વરૂપ પ્રગટ થતુ નથી. માયા, અજ્ઞાન, કર્મો, પુદ્દગલો, આસક્તિ વિગેરે જે કાંઈ આત્માને આવરણ રૂપ થઈને તેના ખરા સ્વરૂપને પ્રગટ કરવા દેતું નથી તેનો ત્યાગ કરવોજ જોઇએ, એ આ ગ્રથનો વિષય છે. એટલા માટે જુદાં જુદાં સાધનો દ્વારા શુદ્ધ આત્માને પ્રગટ કરવાનું આ ગ્રથમાં બતાવવામાં આવેલ છે.

આ ગ્રંથ ઘણો નાનો છે, છતાં ઉપયોગી વિષયોથી ભરપુર છે. આ ગ્રથનાં અઢાર પ્રકરણો છે. જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તે **શુદ્ધ આત્માનું** પ્રતિપાદન કરનારું પ્રથમ પ્રકરણ છે. આ શુદ્ધ આત્માજ આરધવા યોગ્ય છે, બાકી વગર ઉપદેશે પણ જીવો માયાની આરાધના તો કરી રહ્યાજ છે એટલે શુદ્ધ આત્માના **આરાધન કરવાનો ઉત્સાહ** ઉત્પન્ન કરનાર બીજું પ્રકરણ છે. આ શુદ્ધ આત્માની પ્રાપ્તિમાં ઉપયોગી સાધનોની જરૂરીયાત જીવોને હોય છે. તેના વિના આરાધના કેવી રીતે કરી શકાય? તેટલા માટે ત્રીજા પ્રકરણમાં આત્મપ્રાપ્તિનાં **સાધનો** બતાવવામાં આવ્યાં છે. આ સાધનોમાં મનના અનેક પ્રકારના વિકલ્પો આડે આવે છે. આ **વિકલ્પો** એજ દુઃખનું બીજ છે તે સમજાવવા માટે ચોથુ પ્રકરણ આપવામાં આવેલ છે. વિકલ્પો એજ દુઃખનું બીજ છે એમ જ્યારે જીવને બરોબર સમજાય છે ત્યારે જીવ પોતાની પાછલી જીંદગી અને તેમાં કરેલાં સત્ય માર્ગથી વિરૂદ્ધ વર્ત્તનો યાદ કરીને તેનો **પશ્ચાત્તાપ** કરે છે, તે બાબતને જણાવનારૂ પાંચમું પ્રકરણ છે. આમ પોતાના ખરા જીવનનો દુરૂપયોગ

કરનાર પશ્ચાત્તાપ કરીને નિરાશ ન થઇ જાય પણ શુરવીર થઇને થયેલી ભૂલોને સુધારે અને પ્રભુના માર્ગમાં આગળ વધે તેટલા માટે જાગૃત થયેલ આત્મા આગળ વધવા માટે **આત્મસ્મરણની પ્રતિજ્ઞા** કરે છે એ વાતને જણાવનારૂં છઠું પ્રકરણ આપવામાં આવેલ છે. આત્મસ્મરણની પ્રતિજ્ઞા કરનાર જીવ જો પોતાને કરવા યોગ્ય માર્ગનો અજાણ હોય તો આત્મસ્મરણથી પ્રગટ થતી શકિતનો ઉપયોગ એક માર્ગે કરી બેસે, અથવા એકલા વ્યવહારને માર્ગે દોરવાઈ જઈ ખરૂં કર્ત્તવ્ય ભૂલી જાય અથવા એકલા નિશ્ચયના માર્ગને જાણીને કર્ત્તવ્ય કરતો અટકી બેસે તેટલા માટે **નિશ્ચય અને વ્યવહાર માર્ગની** સમજ આપનારૂં સાતમું પ્રકરણ આપવામાં આવ્યું છે. આ નિશ્ચય અને વ્યવહારને જડ વસ્તુની બનેલી વિવિધ આકૃતિઓમાં તથા ચેતન આત્મામાં બનતા વિવિધ ઉપયોગોમાં યથાયોગ્ય પણે મૂળ વસ્તુનું ભાન કાયમ રાખીને યોજવાની જરૂર છે. જો તેમ કરવામાં ન આવે તો નિશ્ચય વ્યવહારના એકલા જ્ઞાનથી વિશેષ લાભ થતો નથી એટલા માટે આઠમા પ્રકરણમાં **જડ ચેતનનો વિવેક** બતાવવામાં આવ્યો છે. આમ જડચેતનના વિવેકનું જ્ઞાન કરનાર જીવે મોહનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. જો મોહનો ત્યાગ કરવામાં ન આવે તો જડ ચેતનનો વિવેક નકામો છે એ બતાવવા માટે નવમા પ્રકરણમાં **મોહનો ત્યાગ** કરવા સંબધી વિવેચન કરવામાં આવેલ છે. મોહનો ત્યાગ કરનાર જરૂર અહકારનો ત્યાગ કરે, કેમકે અહકાર એ ભવ વૃક્ષનું બીજ છે. અહવૃત્તિ કામ ક્રોધાદિ મોહના બધા સુભટોનું જીવન છે, તે હોયતોજ તેમની હૈયાતિ છે. અહકારમાંથી તેમને પોષણ મળે છે માટે દશમા પ્રકરણમાં **અહંકારનો ત્યાગ** કરવાનું કહેવામાં આવ્યું છે.

વ્યવહારમાં મોહ તથા અહકાર વિગેરેનો ત્યાગ કરનારા મળી આવે છે પણ તેઓ આત્મ તરફ પ્રવૃત્તિ કરતા ન હોવાથી આત્માની ઉજ્વળતા પ્રગટ કરી શકતા નથી. આત્માની ઉપાસના વિના આત્માની નિર્મળતા પ્રગટ થતી નથી એ બતાવવા માટે **આત્માની ઉપાસના** કરનારા જીવો કોઇકજ હોય છે તે બાબતનું અગીયારમું પ્રકરણ છે.

આત્માની ઉપાસના તેના ગુણો દ્વારા બની શકે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર એ આત્માના મુખ્ય ગુણો છે તેની ઉપાસના કરવા માટે **જ્ઞાનાદિ રત્નત્રયના** સ્વરૂપને બારમા પ્રકરણમાં બતાવવામાં આવેલ છે. જ્ઞાનાદિ રત્નત્રયમાં પ્રવેશ કરવા માટે સાધનોની જરૂર છે. કેમકે સાધન વિના આત્માની નિર્મળતા થવી મુશ્કેલ છે એટલે તેરમા પ્રકરણમાં **વિશુદ્ધિનાં** અનેક સાધનો બતાવવામાં આવ્યાં છે: આ સાધનોનું સેવન કરવા છતાં પોતાનું મૂળ સાધ્ય સાધકોએ ભૂલવું ન જોઇએ. મૂળ નિશાન તરફ લક્ષ રાખીને બધાં સાધનો સેવવાં. અને સાધનોનો મૂળ સાધ્ય સાથે સંબંધ જોડાય છે કે કેમ તે બરોબર લક્ષમાં રહે તે માટે ચૌદમા પ્રકરણમાં **આત્મલક્ષ** રાખવા સાધકોનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે.

મૂળ સાધ્ય તરફ લક્ષ રાખવા છતાં પૂર્વના લાંબા કાળના સંસ્કારને લીધે વારંવાર આત્મા સિવાય પરદ્રવ્યના ચિંતનમાં મન દોડ્યું જાય છે, તે સંબંધી જાગૃતિ આપવા માટે દૃઢતાથી પણ **પર વસ્તુના ચિંતનનો ત્યાગ** કરવાનું પન્નરમા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે.

આત્મા નિમિત્તને આધિન છે. નિમિત્તો મળતાં વારવાર ઉપયોગ બદલાઇ જાય છે, એટલે ઇચ્છા ન છતાં પરદ્રવ્યનું ચિંતન નિમિત્તોના કારણે થઈ જાય છે તે અટકાવવા માટે બાહ્ય નિમિત્તો પણ દૂર કરવાની આ જીવને અમુક હદ સુધી જરૂર છે તે જણાવવા માટે **નિર્જન સ્થાન** નામનુ સોળમું પ્રકરણ કહેવામાં આવ્યું છે.

આ નિર્જન સ્થાનમાં રહી જ્ઞાતા અને જ્ઞેય–જાણવા લાયક પદાર્થો અને જાણનારો એ બે ભાવોનો પરસ્પર લોહુ અને લોહચુંબકની માફક જે ખેંચાણવાળો–આકર્ષણ કરવાવાળો રાગદ્વેષની લાગણીથી સંબંધ જોડાયેલો છે-તેને જુદો પાડવા–મધ્યસ્થતાવાળા જ્ઞાતા અને દૃષ્ટા ભાવે રહેવા માટે સત્તરમા પ્રકરણમાં **જ્ઞાતા અને જ્ઞેય** સંબંધી હકીકત બનાવવામાં આવી છે.

આમ જ્ઞાતા અને જ્ઞેયનો નિશ્ચય કર્યા પછી સાધકના માટે બે માર્ગો પ્રયાણ કરવાના રહે છે. એક ક્રમનો ધીમો માર્ગ, બીજો ઉત્ક્રમનો ઉતાવળો માર્ગ. પોતાની યોગ્યતાનો તપાસ કરીને સાધક એમાંથી એક માર્ગ ગ્રહણ કરીને તે માર્ગે પોતાની બધી શક્તિ કામ લગાડવી. આ વાતને જણાવવા માટે **કીટિકા અને વિહંગમ માર્ગ**—એક જમીનનનો યા આધારવાળો માર્ગ અને બીજો આકાશી નિરાલંબન માર્ગ અઢારમા પ્રકરણમાં બતાવવામાં આવ્યો છે, અને આ પ્રમાણે ગ્રંથની પૂર્ણાહુતી કરવામાં આવી છે.

આમ આ પ્રકરણોનો અન્યોઅન્ય કાંઇક સંબંધ છે એમ જણાવવા સાથે આ ગ્રંથનો વિષય બતાવવામાં આવ્યો છે. આ ગ્રંથના અધિકારી આત્મસુખના અભિલાષી જીવો છે, તેમને આ ગ્રંથમાંથી કાંઇક કર્તવ્યના ભાન થવા સાથે વર્તનમાં મૂકવાનો માર્ગ હાથ લાગે અને તેઓ આ માર્ગે પ્રવૃત્તિ કરી પરમશાંતિ પામે એ આ ગ્રંથ લખનારનો હેતુ છે.

આ ગ્રંથ મેં કાંઇ સ્વતંત્ર લખ્યો નથી પણ પૂર્વના અનુભવી મહાન્ પુરૂષોના સંગ્રહી રાખેલા વિચારોનુ દોહન કરીને આત્માર્થિ જીવો માટે આ આકારમાં ગોઠવ્યો છે. એટલે ગ્રંથના કર્તા તરિકેનુ ખરૂં માનતો તે મહાત્માઓને ઘટે છે. જે સારૂ તે મહાન્ પુરૂષોનુ છે અને તેને આ ભાષામાં ઉતારતાં ભૂલ થઇ હોય તે મારી છે

આ ગ્રંથ ગયા ચતુર્માસમાં રાણપુર મુકામે તૈયાર કરવામાં આવ્યો હતો, સંવત ૧૯૮૨ નુ ચતુર્માસ ભાવનગરમાં રહીને તેમાં સુધારો વધારો કરીને ફરી લખવામાં આવ્યો છે. આ ગ્રંથનો લાભ અનેક મનુષ્યોને આત્મશાંતિ માટે થાય એમ ઇચ્છિને તથા પ્રભુ પાસે પ્રાર્થના કરીને વિરમું છું. સંવત. ૧૯૮૩ માગસર વદ ૫.

લી. **કેશરવિજયજી. મુ. શીહોર.**

"ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસમા" મુળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.
ઠેકાણું:—પાનકોરના નાકા,—અમદાવાદ.

ॐ अर्हंनमः

# આત્મવિશુદ્ધિ.

## પ્રકરણ પહેલું. ૧.

### શુદ્ધ આત્મા.

अर्थान यथास्थितान सर्वान्, समं जानाति पश्यति ।
निराकुलो गुणी योऽसौ, शुद्धचिद्रूप उच્यते ॥ १ ॥

"વિશ્વમાં રહેલા સર્વ પદાર્થોને. જેવી રીતે છે તેવી રીતે ખરેખર જે જાણે છે અને જુએ છે, તે વ્યાકુલતા વિનાના અને ગુણી આત્માને શુદ્ધ જ્ઞાન સ્વરૂપ કહેવામાં આવે છે."

શુદ્ધ આત્મા સત્તામાંથી પોતાના ખરાસ્વરૂપમાં પ્રકાશિત થાય છે ત્યારે તે દેહ અને કર્મનાં કોઈપણ અણુઓથી વિંટાએલો હોતો નથી. તે એકી વખતે આ વિશ્વને જાણે છે અને જુએ છે. વિશ્વના તમામ પદાર્થોને તેના ખરા સ્વરૂપમા જાણે છે. તે સ્પર્શ, રસ, ગધ, વર્ણઅને શબ્દરહિત હોવાથી નિરજન છે. ઇન્દ્રિયો તેને કોઈપણ રીતે ગ્રહણ કરી શકતી નથી. પોતાના અનુભવથીજ તે જાણી શકાય છે. તે શુદ્ધ આત્માને ત્યાગ કરવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્ય કે જાણવા યોગ્ય કાંઈ બાકી રહેતું નથી. તેને હવે ધ્યાન કરવા યોગ્ય કોઈ ધ્યેય નથી, કેમકે પોતાનુ પૂર્ણ સ્વરૂપ પ્રગટ થઈ ગયું છે, તેનાથી આગળ કોઇ ભૂમિકા ન હોવાથી તે સર્વથી ઉત્કૃષ્ટ તત્ત્વ છે. જ્ઞાતા અને દૃષ્ટા

એ આત્માનો સ્વભાવ પૂર્ણ સ્વરૂપે પ્રકાશિત થયેલો છે. અન્ય સર્વ દ્રવ્યોથી તે મુક્ત હોવાથી શુદ્ધ છે. નિર્મોહી મનુષ્યોને તે ઘણી સ્હેલાઈથી પ્રાપ્ત થવા યોગ્ય છે. મોહવાળાં પ્રાણીઓ આ આત્માને મેળવી કે અનુભવી શકતા નથી. આ આત્માની આદિ નથી, તેમ તેનો નાશ પણ નથી. અપેક્ષાએ સ્થિતિ ઉત્પત્તિ અને વ્યય સ્વરૂપ છે. આત્મા જ્યારે કોઈ વસ્તુને પોતાના જ્ઞાનદ્વારાએ જુવે છે ત્યારે આ જોવારૂપ ઉપયોગે પરિણમવું તે રૂપે તેની ઉત્પત્તિ છે. જાણવારૂપ ઉપયોગમાંથી ખસીને જોવા રૂપ ઉપયોગે પરિણમવુ તે તે સ્થિતિનો વ્યય નાશ છે. અને જોવા તથા જાણવાના બન્ને ઉપયોગમાં પોતાની હૈયાતિ હોવી તે તેની સ્થિતિ છે. એમ ઉપયોગની અપેક્ષાએ આત્મા ઉત્પન્ન થાય છે. પૂર્વ ઉપયોગે નાશ પામે છે અને સ્વ સ્વરૂપે કાયમ ટકી રહેતો હોવાથી આત્મા અમર છે. ઉપયોગ બે પ્રકારના છે. એક સાકાર ઉપયોગ અને બીજો નિરાકાર ઉપયોગ. સાકાર ઉપયોગ તે જ્ઞાન છે. નિરાકાર ઉપયોગ તે દર્શન છે. આત્મા જ્ઞાનદ્વારા પોતાની વિશ્વ પ્રકાશક શક્તિરૂપે પ્રકાશે છે તે જ્ઞાન ઉપયોગ છે. જ્ઞાનદ્વારા આ વિશ્વને જાણે છે. વિશેષ પ્રકારે જાણવુ તે જ્ઞાન છે. સામાન્ય પ્રકારે જાણવુ તે દર્શન છે. અથવા સ્વ પરસ્વરૂપ વિશ્વ છે તે જ્ઞાનથી જાણવામાં આવે છે. ત્યારે નિરાકાર સ્વરૂપ દર્શન ઉપયોગે આત્મા પોતાના સ્વરૂપમાં લીન રહે છે.

જ્યાં સુધી કર્મની સાથે તે જોડાયેલો રહે છે ત્યાં સુધી તે અશુદ્ધ છે અને કર્મથી મુક્ત થતાં તે શુદ્ધ થાય છે. આ વ્યવહાર દૃષ્ટિ છે. ખરી રીતે સત્તાગત તેના સ્વરૂપમાં ફેરફાર થતો નથી. જેમ કે દુધની અંદર પાણી ભેળવવામાં આવ્યું હોય છતાં જે દૂધના પરમાણુ છે તે દૂધનાં છે અને પાણીનાં પરમાણુ છે તે પાણીનાજ છે. દુધ પાણી

ચતું નથી અને પાણી છે તે દુધ થતું નથી. હસની ચાંચ લાગતાંજ દુધ અને પાણી હતાં તેમ જુદાં થઇ જાય છે. તેમ આત્મા અને કર્મનાં અણુઓ અનુભવ જ્ઞાન થતાં પોતપોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થઇ રહે છે. અથવા લોઢુ અગ્નિમાં પડવાથી લાલચોળ જેવું થઈ રહે છે. એકરૂપ થઇ જાય છે. લોઢુ અને અગ્નિ એ વખતે જુદાં ન પાડી શકાય તેવાં લાગે છે છતાં બન્ને પોતપોતાના સ્વભાવમાં જુદાજ છે અને વિશેષ પવન લાગવાથી ધીમે ધીમે અગ્નિના પરમાણું લોઢાથી અલગ થઇ જાય છે અને બાકી જેવું હતું તેવું લોઢુજ પડયું રહે છે. અથવા પાણી નાખવાથી અગ્નિનાં ઉષ્ણ પરમાણુ હવામાં ઉડી જાય છે અને લોઢુ જુદુ થઈ રહે છે. અથવા એક રત્ન છે, તેના ઉપર રેશમી કપડું લપેટયું, તેને દોરેથી બાંધી એક નાની ડબીમાં મૂકયું, ડબી નાની પેટીમાં મૂકી, નાની પેટી એક મોટી પેટીમાં મૂકી, મોટી પેટી તેજુરીમાં મૂકી, તેજુરી ઓરડામાં મૂકી,ઓરડો ઘરની અંદર આવ્યો છે ત્યાં તાળુ વાસ્યું, હવે વિચાર કરતાં સમજાશે કે તે રત્નની ઉપર ઘણાં આવરણો આવેલાં છે છતાં રત્ન જ્યાં છે ત્યાં તો જેમ છે તેમજ છે, નથી તેમાં ઘટાડો થયો કે નથી તેમાં ફેરફાર થયો. જેવું પ્રથમ પ્રગટ હતુ તેવુંજ બધન વખતે પણ છે; તેમજ આત્મા સત્તાગતે જેવો છે તેવોજ પ્રગટ થાય છે ત્યારે પણ છે. ફેરફાર એટલો થાય છે કે જેવું બાહાર પ્રગટ રત્ન દેખાય છે તેવું આ દૃષ્ટિએ સત્તામાં પડેલું દેખી શકાતું નથી. એટલા માટેજ તે રત્ન ઉપરનાં આવરણો દૂર થાય તો પ્રત્યક્ષ અનુભવ અને ઉપયોગ થઈ શકે છે. તેમજ સત્તાગત આત્મા પ્રગટ થાય તો આનદરૂપે તેનો અનુભવ થાય છે અને કર્મબધનોને લઇને વારવાર અશાંતિ, જન્મ મરણ કરવાં પડે છે તે બધ થઈ જાય છે.

સાત ધાતુના બનેલા આ અચેતન દેહની અંદર રહેવા છતાં કર્મનાં આવરણો દૂર થતાં આત્મા આ વિશ્વને જાણે છે; જુએ છે. જન્મથી માંડીને થયેલા અનુભવો તે સર્વને જે જાણે છે, સંભારે છે, જુવે છે, તે કર્મથી બધાયેલો છતાં હું આત્મા છુ; ત્રણે કાળમાં રહેલી જડ ચૈતન્ય વસ્તુને જે જાણે છે, જોવે છે તે જ્ઞાન સ્વરૂપ હું આત્મા છું.

સર્વજ્ઞ ભગવાનની વાણીરૂપ સમુદ્રનું મથન કરવાથી છેવટે આજ શુદ્ધચિદ્રૂપ આત્મરત્નની પ્રાપ્તિ થાય છે.

## પ્રકરણ બીજું ૨.

### શુદ્ધ આત્માનું આરાધન.

येयाता यांतियास्यंति, योगिनः सर्वसंपदं ।
समाराध्यैवचिद्रूपं, शुद्धमानंदमंदिरं ॥ १ ॥

"જે યોગીઓ આત્માની સર્વ સંપત્તિને પામ્યા છે, પામે છે અને પામશે, તે સર્વે શુદ્ધ અને આનંદના મંદિર સમાન જ્ઞાનસ્વરૂપ આત્માનુ આરાધન કરીનેજ છે."

જેમ માટી વિના ઘડો ન બને, સુતર વિના વસ્ત્ર ન થાય, ધાતુ વિના ઘરેણાં ન બને, લાકડાં વિના ગાડુ ન થાય અને બીજ વિના ધાન્યની ઉત્પત્તિ ન બને, તેમ બીજાં અનેક મદદગાર સાધનો હોવા છતાં શુદ્ધ આત્માના સ્મરણ વિના મોક્ષની પ્રાપ્તિ ન થાય. શુદ્ધ આત્માનુ સ્મરણ કરવું તે મોક્ષવૃક્ષનુ બીજ છે, સંસાર સમુદ્ર તરવાની તે નાવા છે. દુઃખરૂપ અટવીને બાળનાર અગ્નિ છે. કર્મોથી ભય પામેલાનુ રક્ષણ કરનાર કિલ્લા સમાન છે. વિકલ્પોરૂપી

ક્ષુદ્રને ઉડાડી દેનાર વાયુ છે. આત્મ સ્મરણથી પાપનો નિરોધ થાય છે. મોહને જીતવાનુ તે બળવાન્ શસ્ત્ર છે. અશુદ્ધ પરિણામ રૂપ રોગનુ તે અવંધ્ય ઔષધ છે અને તપ, વિદ્યા તથા ગુણોને રહેવાના ઘર સમાન છે.

શુદ્ધજ્ઞાન સ્વરૂપ આત્માના ધ્યાનથી જે કાંઇ આનદ પ્રગટે છે તેના એક અંશ જેટલો પણ આનદ આ દુનીઆના સ્વામીને પ્રાપ્ત થતો નથી. શુદ્ધ આત્માના સ્મરણથી આત્મિક સુખ થાય છે, મોહ અંધકાર દૂર થાય છે, આવતા આશ્રવો કર્મને આવવાના માર્ગો રોકાય છે, દુષ્કર્મનો નાશ થાય છે. વિશુદ્ધિ વધે છે, ભગવાનની તાત્વિક આરાધના થાય છે, જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાપ્તિ થાય છે, મનુષ્ય જન્મ સફળ થાય છે, સસારના ભયનો નાશ થાય છે, સમતા વધે છે, સત્પુરૂષોનો મેળાપ થાય છે અને યશ કીર્તિમાં વધારો થાય છે.

શુદ્ધ આત્મભાવમાં રહેનારમાં શ્રુતજ્ઞાન, વિરતિભાવ અને શીયળ ગુણ પ્રગટે છે, ઇન્દ્રિયોનો જય થાય છે, તપ વધે છે. સમ્યક્દૃષ્ટિ ખુલે છે, સદ્ભાવના વધે છે, મૂળ ઉત્તમ ગુણો રૂપ ધર્મ નજીક આવે છે, ઉત્તમ ગુણોનો સમુદાય પ્રગટે છે, પાપ ઓછું થાય છે, બાહ્ય-અભ્યતર સંગમાંથી આસક્તિ ઘટે છે, ઉગ્ર ઉપસર્ગો દૂર થાય છે અને અંતરગ વિશુદ્ધિમાં વધારો થાય છે.

શુદ્ધ આત્માનું સ્મરણ કરવું તેના જેવું કોઈ ઉત્તમ તીર્થ નથી. શ્રુત સમુદ્રથી ઉત્પન્ન થએલું તે ઉત્તમ રત્ન છે. શુદ્ધ આત્માનુ સ્મરણ એ સુખનુ નિધાન છે. મોક્ષનુ શીઘ્રગામી વાહન છે.

પહાડોમાં જેમ મેરૂપર્વત, વૃક્ષોમાં કલ્પવૃક્ષ, ધાતુઓમા સુવર્ણ, પીવાલાયક પદાર્થોમાં અમૃત, મણિમાં ચિંતામણિ, પ્રમાણિક પુરૂષોમાં

તીર્થંકર, ગાયોમાં કામધેનુ, મનુષ્યોમાં ચક્રવર્તી, અને દેવોમાં જેમ ઇન્દ્ર ઉત્તમ છે તેમ સર્વ પ્રકારનાં ચિંતનમાં અને સર્વ પ્રકારના ધ્યાનમાં, શુદ્ધ આત્માનુ ચિંતન અને તેનું ધ્યાન સર્વથી ઉત્તમ છે, જેઓને આ શુદ્ધ ચિદ્રૂપ આત્માની પ્રાપ્તિ થાય છે તેઓને નવ નિધાન, કલ્પવૃક્ષો, કામધેનુ, ચિંતામણિ, દેવાંગનાઓનો સમાગમ, સુખદાઇ ભોગોની પ્રાપ્તિ, લબ્ધિઓ અને ઇન્દ્રાદિકની ઋદ્ધિ ઈત્યાદિ દુર્લભ વસ્તુઓ કાંઇ પણ સંતોષ આપી શકતી નથી.

કોઈ મનુષ્ય અસુંદર રૂપવાળો, કાનવિનાનો, વામણો, કુબડો, નાક છેદાયેલો, અમધુર કંઠવાળો, મુંગો, હાથ પગ વિનાનો, ભણ્યા વિનાનો, બહેરો અને કોઢાદિ રોગવાળો હોય, છતાં પણ જો તે શુદ્ધ આત્માનુ સ્મરણ કરનારો હોય તો તે આત્મભાન ભૂલેલા વિદ્વાનો કરતાં પણ વિશેષ પ્રશંસા કરવાને લાયક છે.

હે આત્મદેવ! તુ તારા જ્ઞાન સ્વરૂપ આત્માનુ દરેક ક્ષણે સ્મરણ કર, તેના સ્મરણથી તત્કાળ કર્મોનો ક્ષય થાય છે, 'હું શુધ્ધ ચિદ્રૂપ છું' હું શુધ્ધાત્મા છું. 'शुद्धचिद्रूपोऽहं' આ શબ્દના જેવું ઉત્તમ સ્મરણ વિશ્વમાં બીજું કોઈ નથી. એના અર્થનો ભાસ મનમાં થાય તેવી રીતે આ શબ્દનો જાપ કરવો, મનને તેમાં એકતાર કરવું તેજ શુધ્ધઆત્માનુ સ્મરણ છે. ભગવાનના કથન કરેલા દ્વાદશાંગ રૂપ બાહ્યશ્રુતમાં આ ચિદ્રૂપજ ગ્રહણ કરવા યોગ્યજ છે. જે યોગીઓ શુધ્ધ આનંદમંદિરમાં ગયા છે, જાય છે અને જશે તે સર્વ આ શુધ્ધ ચિદ્રૂપનુ આરાધન કરીનેજ તે સ્થિતિ પામ્યા છે. વિશ્વમાં એવો કોઈ પણ બલવાન દોષ નથી કે જે આ શુધ્ધ આત્માનુ સ્મરણ કરનારમાં ટકી શકે અને એવો કોઇ પણ ગુણ નથી કે શુધ્ધાત્માનુ સ્મરણ કરનારમાં તે પ્રગટ ન થાય અર્થાત્ શુધ્ધાત્માના સ્મરણ

થી સર્વ દોષો નાશ પામે છે અને સર્વ ગુણો પ્રગટ થાય છે, જે નિરતર શુધ્ધાત્માનુ સ્મરણ કરે છે તેણે પગથી ચાલીને બધી તીર્થ ભૂમિઓ સ્પર્શ કરી લીધી એમ સમજવું. અરે ! આ શુધ્ધાત્માનું સ્મરણ કરનારને દેવો પણ નમન કરે છે અને તેની સેવા પણ કરે છે.

લોઢાથી લોઢા પાત્ર બને છે અને સોનાથી સોનાનુ પાત્ર બને છે એમ શુદ્ધઆત્માના સ્મરણથી આત્મા પરમાત્મ રૂપ થાય છે ત્યારે જડ માયાનું સ્મરણ કરવાથી આત્મા અજ્ઞાન રૂપે પરિણમે છે અને વારવાર દેહ ધારણ કરે છે. શુધ્ધ આત્મામાં મગ્ન થયેલામાં બીજુ પુસ્તકોનું જ્ઞાન ન હોય છતાં તે જ્ઞાની છે, કેમકે છેવટે આત્મ જ્ઞાનજ આત્મ કલ્યાણ કરનાર છે,

હે આત્મ દેવ ! હવે તમે જાગો, ઉઠો, અને આ સાત ધાતુમય મળમૂત્રના ભાજન રૂપ જે શરીર તેને શુધ્ધઆત્માનુ સ્મરણ કરવા વડે જગતને પૂજનિક બનાવો.

## પ્રકરણ ત્રીજું. ૩.

### આત્મ પ્રાપ્તિનાં સાધનો.

चिद्रूपः केवलः शुद्ध आनंदात्मेत्यहस्मर ।
मुक्त्यै सर्वज्ञोपदेशः श्लोकार्धेन निरूपितः ॥ १ ॥

" મોક્ષ માટે સર્વજ્ઞનો ઉપદેશ અર્ધશ્લોકમાં કહેલો છે કે કેવળ શુદ્ધ જ્ઞાન સ્વરૂપ આનંદમય આત્મા હુ છું તેનુ સ્મરણ કરો. "

કોઈપણ કાર્ય સિદ્ધ કરવુ હોય તો તેમાં એક સાધન મુખ્ય હોય છે કે જેના વિના ચાલી શકેજ નહિ. ત્યારે બીજાં અનેક સાધનો

ગૌણ તરીકે મદદગાર હોય છે. એટલે મૂળ ઉપાદાન કારણ એક હોય છે અને નિમિત્ત કારણો અનેક હોય છે તે બન્નેની મદદથી કાર્ય સિદ્ધ થાય છે. આંહી આત્મા એજ પરમાત્મા થાય છે એટલે આત્માનું સ્મરણ કરવું, દરેક ક્ષણે આત્માકારે પરિણમવું એ ઉપાદાન કારણ હોઈ તે મુખ્ય છે, અને હૃદયની વિશુદ્ધિ કરવા માટે અનેક નિમિત્ત કારણોની જરૂરીઆત રહે છે.

ઉપર આનંદ સ્વરૂપ શુદ્ધ આત્મા હું છું—એનુ સ્મરણ કરવાનુ બતાવી હૃદય વિશુદ્ધિમાં ઉપયોગી બીજાં સાધનો બતાવે છે કે, તમે જિનેશ્વર ભગવાન કે જે શુદ્ધ આત્માનો આદર્શ છે તેના જેવું તમારે થવાનુ છે; તેનું સ્નાન કરો, તેમની પૂજા કરો, તેમના ગુણોની સ્તુતિ કરો, તેમના નામનો જાપ કરો, તેમનુ મદિર બંધાવો, સાધુ સંતો ને દાન આપો, આત્મ જાગૃતિ થાય તેવું જ્ઞાન ભણો, ઇંદ્રિયોનો જય કરો. ગૃહસ્થનાં વ્રતો અથવા ત્યાગ માર્ગનાં વ્રતો ગ્રહણ કરો, બ્રહ્મચર્ય પાળો, તીર્થ ભૂમિમાં પ્રવાસ કરો, સંયમ પાલન કરો, ધ્યાન કરો, ક્ષમાદિ દશ પ્રકારનો ધર્મ પાળો. ' આ સર્વ શુદ્ધ આત્માની પ્રાપ્તિમાં મદદગાર ઉપાયો છે,

દેવ, ગુરૂ,જ્ઞાન, તીર્થ અને પ્રભુની આકૃતિ આ શુદ્ધ આત્માનું ધ્યાન ધરવામાં ઉપયોગી સાધનો છે, માટે બુદ્ધિમાનોએ વારંવાર તેની સેવા કરવી.

શુદ્ધ આત્માનુ સ્મરણ કાયમ બન્યું રહે તે માટે તેમાં વિઘ્ન રૂપ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને લાગણીઓનો ત્યાગ કરવો અને આત્માને હિતકારી દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવવાળાં સાધનો ગ્રહણ કરવાં. આ શુદ્ધ આત્માના અખડ સ્મરણ માટે જ્ઞાની પુરૂષો સર્વત્ર નિઃસ્પૃહ થઈને

સંગનો ત્યાગ કરીને નિર્જન વનમાં કે પાહાડોની ગુફામાં જઇને બેસે છે, કેમકે જ્યાં સંગ છે ત્યાં જરૂર ચિંતા પ્રગટે છે, અને આત્મા સિવાય અન્ય કાર્યની ચિંતા શુદ્ધ ચિદ્રૂપના ધ્યાન રૂપ પર્વતને ભાંગવામાં વજ્રની માફક કાર્ય કરે છે. તેમજ આત્મધ્યાન રૂપ સૂર્ય અત્યત નિર્મળ હોય છે છતાં મનુષ્યોની સોબતથી ઉત્પન્ન થતા વિકલ્પો રૂપ વાદળોથી તે ઢકાઈ જાય છે માટે સર્વ સગ અને સર્વ વિકલ્પોનો ત્યાગ કરવાની આત્મ પ્રાપ્તિમાં મુખ્ય જરૂરીઆત છે.

આ સાથે શુદ્ધ આત્માનુ ધ્યાન કરનારમાં લાયકાતની પણ જરૂરીઆત છે, ગમે તેટલો પુરૂષાર્થ કરવા છતાં વાઝણીને પુત્રની પ્રાપ્તિ થતી નથી, ગધેડાને શીગડાં ઉગતાં નથી તેમ અભવ્ય જીવોમાં શુદ્ધ ચિદ્રૂપના ધ્યાનની ઉત્પત્તિ થતી નથી. જેમ અજીર્ણના વિકારવાળાને અન્નની રૂચિ થતી નથી તેમ દૂરભવ્ય જીવોને શુદ્ધ ચિદ્રૂપ આત્માના ધ્યાનની રૂચિ થતી નથી. જેમ પિતા વિના પુત્રાદિની ઉત્પત્તિ સભવતી નથી તેમ ભેદજ્ઞાન વિના શુદ્ધ આત્માની પ્રાપ્તિ સભવે નહિં. ક્રિયામાં શરીરમાં અને સર્વસંગમાં નિર્મમતા રૂપ માતા હોય તોજ આત્મધ્યાન રૂપ પુત્રની પ્રસૂતિ થાય. માતા વિના પુત્રની પ્રસૂતિ ન હોય તેમ વિશ્વના સર્વ પદાર્થોમાંથી મમતાભાવ ગયા વિના આત્મધ્યાન પ્રગટ નજ થાય.

ચિંતા વિનાનું હ્રદય, જીવોના સસર્ગ વિનાનુ સ્થાન, થોડા ભવમાં મોક્ષ જવાની લાયકાતવાળી આસન્નભવ્યતા, જડ ચૈતન્યના વિવેકવાળુ ભેદજ્ઞાન અને પરભાવમાં મમતા વિનાનુ જીવન આ સર્વ આત્મ પ્રાપ્તિ થવાનાં સાધનો છે.

જ્ઞાની પુરૂષો પોતે જ્ઞાતા અને દૃષ્ટા રૂપે આ વિશ્વને જાણતા

અને જોતા હોવાથી આ વિશ્વના કોઇપણ પદાર્થો તેને પોતા તરફ આકર્ષી શકતા નથી. દેવો અને દેવાંગનાઓ, સુંદર પુરૂષો અને સ્ત્રીઓ, મોહક પશુ પક્ષીઓ, તેઓની સ્થિતિ, ગતિ, વચનો, નૃત્યો, સમજ શક્તિ અને શૃંગારાદિ એ સર્વને નાટક સમાન ગણીને, પોતાના જ્ઞાતા દૃષ્ટા પણાને કર્ત્તા ભોક્તા થવાના રૂપમાં ખંડિત થવા દેતા નથી.

સભામાં બેઠેલા ઇન્દ્રને અને ચક્રવર્તીને દેખીને તેની આ વિભાવ દશાની આસક્તિ માટે જ્ઞાનીઓને તેના ઉપર દયા આવે છે. રૂપાદિ ગુણવાન સ્ત્રીઓના પરિવારમાં બેઠેલા ઇન્દ્રાદિકને દેખીને આત્મભાન ભૂલવા માટે ઘૃણા ઉત્પન્ન થાય છે, ઇન્દ્રિયોના સુખોનું સ્મરણ થતાં આત્મજાગૃતિનો નાશ થતો જોઇને તેમને અતિકષ્ટ થાય છે આવા મહાત્માઓ તત્ત્વજ્ઞાનીઓમાં શ્રેષ્ટ હોય છે.

તેવામહાત્માઓ એકાંતમાં બેસીને ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતા સુખની અને આત્મ સ્થિરતામાંથી પ્રગટ થતા સુખની સરખામણી જ્યારે કરે છે ત્યારે તેમને એટલું બધું આંતરૂ દેખાય છે કે ક્યાં ઝાડનાં પાંદડાની બનાવેલી ઝુંપડી અને ક્યાં બાદશાહી મહેલ, ક્યાં કેરડાનું ઝાડ અને ક્યાં કલ્પવૃક્ષોની ઘટા, ક્યાં કોહાયેલી કાંજી અને ક્યાં અમૃતરસનું પાન, ક્યાં પથ્થર અને ક્યાં સોનું ! આમ બન્નેના વચમાં મહાન્ અંતર દેખાય છે.

કેટલાક આત્મ જાગૃતિ વિનાના જીવો રાજાદિકોની વાર્ત્તાઓમાં, વિષય રતિની ક્રીડાઓમાં, આપસઆપસના ક્લેશમાં, ધન પ્રાપ્તિની ચિંતામાં, સંતાનની ઉત્પત્તિના ઉપાયોમાં, બાગબગીચાઓ બનાવવાના વિચારમાં, ગાય, બળદ, ઘોડા પ્રમુખ ઉછેરવાની પ્રવૃત્તિમાં, અન્યની સેવા નોકરી કરવામાં, કેટલાક લાંબો વખત નિદ્રા લેવામાં, ઔષધાદિની શોધમાં,

દેવમનુષ્યાદિને રંજન કરવામા અથવા દેહાદિનું પોષણ કરવામાં આયુ-ષ્યના અમૂલ્ય દિવસો નકામા પસાર કરે છે, પણ શુદ્ધ આત્માના ચિંતનમાં કે તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનારા કોઈ વિરલ જીવોજ હોય છે.

જે જે ક્રિયાઓ કરવામાં આવે તે તે ક્રિયાઓ શુદ્ધ આત્માની પ્રાપ્તિના કારણ રૂપ છે કે નહિં? તેનો વિચાર કરી તેમાં મદદરૂપ કે સાધન રૂપ હોય તો તે ક્રિયા કરવી. તેની વિરોધી ક્રિયા હોય તો ન કરવી. આત્મા જ્ઞાતા અને દૃષ્ટા રૂપ છે, તે આત્મા પોતાનેજ જ્ઞેય અને દૃશ્ય રૂપે બનાવી, તેમાંજ ચિત્તને ધારી રાખવાથી ઉત્તમ જ્ઞાન દર્શનનો લાભ ઘણી સ્હેલાઈથી મેળવે છે. આત્મ પ્રાપ્તિના ઉપાયરૂપ જે કાંઇ હોય તે સર્વ આત્માને પ્રિય હોવું જોઈએ. કેમકે પોતે તેનોજ અર્થી છે, તેમાં પ્રીતિ ન હોય તો તે વસ્તુ મળી શકતીજ નથી.

જેમ આંધળા આગળ નાચવુ અને બહેરા આગળ ગાવું નકામુ છે, તેમ જેનુ મન, બહાર વિષયોમાં ભટકતુ છે તેની આગળ શુદ્ધ આત્માની વાત કરવી તે નિરૂપયોગી છે.

ભુખ્યા અને તરસ્યા આગળ ભોજન તથા પાણી ધરવાં તે જેમ સફળ છે તેમ આંતર્ દૃષ્ટિ કે આંતર્ વૃત્તિવાળાની આગળ શુદ્ધ આત્માની વાતો કરવી તે હિતકારી છે.

શુદ્ધ ચિદ્રૂપનીપ્રાપ્તિના અનેક ઉપાયો છે પણ તેમાં ધ્યાન સમાન બીજો કોઈ ઉપાય ઉપયોગી થયો નથી અને થશે પણ નહિં.

# પ્રકરણ ચોથું. ૪.

## વિકલ્પથી ઉત્પન્ન થતું દુઃખ.

विकल्पजालजंबाला–न्निर्गतोय सदा सुखी,
आत्मा तत्र स्थितो दुःखी–त्यनुभूयप्रतीयतां ॥ १ ॥

"વિકલ્પોના સમૂહરૂપ કાદવમાંથી નીકળેલો આ આત્મા સદા સુખી છે, અને તે વિકલ્પની જાળમાં રહેલો આત્મા સદા દુઃખી છે આ વાતનો અનુભવ કરીને ખાત્રી કરો." અમને તો ખાત્રી છે જ પણ જેને ખાત્રી ન થતી હોય તેમણે જાતે અનુભવ મેળવી નિશ્ચય કરવો.

વિકલ્પો કરવા તે મનનો ધર્મ છે. આત્માનો ધર્મ તેને જાણુવાનો છે. આત્મા જ્ઞાતા દૃષ્ટારૂપ પોતાના ધર્મમાં–પોતાના સ્વભાવમાં રહેતો સુખી થાય છે પણ મનના ધર્મમાં માથુ મારવા જાય, પારકી વસ્તુને પોતાની કરવા જાય તો ત્યાં માર ખાય એ સ્વાભાવિકજ છે. દરેક મનુષ્ય પોતે પોતાના સ્થાનમાંજ શોભા પામે છે. સ્થાનથી ભ્રષ્ટ થતાં સન્માન પામતો નથી. આ વ્યવહારૂ બાબત જેટલી સાચી છે તેટલીજ આત્માના સબંધમાં પણ સાચી છે. આત્મા પોતાનાં સ્વરૂપમાં હોય તે વખતે એ વિશ્વનો બાદશાહ છે. જડ સ્વભાવવાળી માયાએ, તે વખતે તેના ચરણમાં શિર નમાવવુંજ જોઈએ. પણ જ્યારે આત્મા પોતાના સ્થાનથી પતિત થઇ જડ માયામાં સુખ માની તે લેવા ઘરની બાહાર નીકળે છે તે વખતે, પ્રથમ મન અનેક વિકલ્પોની જાળ તેની આગળ પાછળ ઉભી કરીને, આ સારૂં, આ નઠારૂં, આ મારૂં, આ પારકું, આ જોઇએ, આ ન જોઇએ, ઈત્યાદિ રાગ દ્વેષવાળા વિકલ્પની જાળમાં ફસાવે છે, આત્મ ભાન ભૂલાવે છે. જ્ઞાતા

દ્દષ્ટાપણા રૂપ પોતાનો ધર્મ ભૂલી કર્ત્તા ભોક્તા રૂપે બનેલો આત્મા એ મનનું કોકડું ઉકેલવા પ્રયત્ન કરે છે; પણ જેમ જેમ વધારે વિકલ્પો કરે છે તેમ તેમ તેનું કોકડુ વધારેને વધારે ઘુચવાતું જાય છે, આખરે શક્તિ ગુમાવી, ભાન ભૂલી આ માયાના ચકરાવામાં–વમળમાં ગોથાં ખાધા કરે છે. પણ જો આત્મા પોતાના સ્વરૂપમાં પાછો આવે તો જેમ હજારો વરસનું સ્વપ્ન આંખો ઉઘાડતાં નાશ પામે છે તેમ અનંત કાળનું અજ્ઞાન કે લાંબા કાળની ભૂલો તરતજ સુધરી જાય છે અને આત્મા પોતાના સ્વરૂપમાં આનંદ કરે છે. સ્વરૂપમાં પાછું આવવું એટલે હું અનંત શક્તિવાન્ જ્ઞાતાદ્દષ્ટા રૂપ શુદ્ધ આત્મા છું. આ ભાન થવું, આમાં કાંઈ વધારે મહેનત નથી. ફક્ત દિશા બદલાવી નાખવી. પશ્ચિમ ભણી પગ ચાલે છે તેને બદલે પૂર્વ સન્મુખ મુખ રાખવું એટલે પગ પણ પૂર્વ સન્મુખ ચાલવા માંડશે. માયા તરફની પ્રવૃત્તિને મૂકીને આત્મા તરફ પ્રવૃત્તિ કરવી એ દિશા બદલાવવા બરોબર છે. આટલું કરવામાં આવે તો આત્મ પ્રાપ્તિ સુગમ છે. તેટલુ કરવામાં ન આવે તો અનંત કાળે પણ આત્મ પ્રાપ્તિ થવી દુર્લભ છે. આત્મ પ્રાપ્તિ થવી એટલે આત્મા ક્યાંઇથી મળી આવે છે એમ નહિં, પોતેજ આત્મા છે, તેનું તેને ભાન થવું તે આત્મ પ્રાપ્તિ થવા બરોબર છે. આ ભાન થયા પછી તેને ઉદ્દેશીનેજ બધી પ્રવૃત્તિ કરતો હોવાથી તેની પ્રવૃત્તિ આત્મ પ્રેમના પ્રમાણમાં થોડા કે ઝાઝા વખતમાં પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રગટ કર્યા વિના રહેશે નહિં.

'હું શુદ્ધ જ્ઞાન સ્વરૂપ છું' 'હું આત્મા છું' આ વાતનું સ્મરણ કરવુ, આ ભાન ટકાવી રાખવું તે આત્મસૂર્યવાળી પૂર્વ દિશામાં પ્રયાણ કરવા બરોબર છે. આ સ્મરણ કરવામાં ક્લેશ થતો નથી, ધનનો

વ્યય કરવો પડતો નથી, દેશાંતરમાં જવું પડતુ નથી; કોઈની પ્રાર્થના કરવી પડતી નથી, બળનો ક્ષય થતો નથી, પરનો ભય નથી, પીડા ઉત્પન્ન થતી નથી, પાપની પ્રવૃત્તિ કરવી પડતી નથી, રોગનું કારણ નથી, જન્મ મરણનો હેતુ નથી, કોઇની સેવા કરવી પડતી નથી, અને ફળ ઘણું પ્રાપ્ત થાય છે છતાં ઓ વિદ્વાનો! ઓ શાણાઓ! આ તરફ તમારૂ લક્ષ કેમ ખેંચાતું નથી? અનાદિકાળના આ માયાના પાશથી છુટા થાઓ. તમારી અજ્ઞાનમાં મીંચાએલી આંખોને ખોલો.

ભોગભૂમિ, સ્વર્ગનું સ્થાન, વિદ્યાધરની અવની અને નાગ લોકની પૃથ્વી મેળવવામાં થોડું ઘણું પણ કષ્ટ રહેલું છે પણ શુદ્ધ ચિદ્રૂપ આત્માની ભૂમિકાની પ્રાપ્તિ તો તેનાથી પણ વધારે સુગમ છે. નિશાન બરોબર રાખી યોગ્ય પ્રયત્ન કરવાથી સુખની પ્રાપ્તિ, જ્ઞાનનો ઉદય, કર્મનો ક્ષય, મીઠી શાંતિ અને ખરી નિર્ભયતા તમને અહીંજ પ્રાપ્ત થશે, માટેજ આત્મ પ્રાપ્તિ સુગમ છે.

આત્માની નિર્મળતાના કારણરૂપ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવની નિરતર ઇચ્છા કરવી. આત્મ પ્રાપ્તિ થવા પછી તેવા દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવની વિશેષ અગત્યતા રહેતી નથી.

પરમાત્મા, પરબ્રહ્મ, ચિદાત્મા, શિવ ઇત્યાદિ એકજ વસ્તુનાં નામ છે. ગમે તે નામે તેનું સ્મરણ કરો. અમૃતના સમુદ્રનું મથન કરીને તેમાંથી સાર ભૂત પરમાત્માના નામ રૂપ રત્નને મેં ગ્રહણ કર્યું છે, કેમકે સર્વ વસ્તુઓમાં તેજ ઉત્તમ છે.

વિશ્વમાં કેવળ શુદ્ધ ચિદ્રૂપ મારા આત્મા સિવાય બીજું કાંઇ પણ ગ્રહણ કરવા યોગ્ય નથી, એટલે તેના વિના બીજી ચિંતા કરવી તે મારા માટે ફોગટ છે. મારે પોતે તેમાંજ લય પામવાની જરૂર છે. હું અનુભવથી જાણું છું કે આ મારો આત્મા મહાન્ બળવાન છે,

કેમકે લોકાલોક રૂપ વિશ્વને તે પોતાની અંદર લીન કરી દે છે. જ્ઞાન બળથી લોકાલોકને તે જોઈ શકે છે. છતાં આડું કાંઈક છે કે તે તેને બરોબર જાણવા દેતું નથી. પ્રથમ સ્મરણમાં આવતુ નથી, પાછળથી કાંઇક આત્માનું સ્મરણ થાય છે, એજ જણાવી આપે છે કે ચિદાત્માની આડે કર્મનો પડદો છે. પ્રથમ મનમાં કાંઇક સ્ફુરણ થાય છે, પછી જાગૃતિ થતાં મનમાં સ્ફુરણ થતુ નથી. એથી સમજાય છે કે આ કર્મનો ઉદય છે અને આ આત્માની શાંતિ છે, અથવા ઉપશમ ભાવ છે. આ ઉપશમભાવને વધારવાની પ્રથમ જરૂર છે; તેના બળથી ક્ષાયકભાવ પણ પ્રગટ કરી શકાય છે.

જેમ મહાન્ મોહના ઉદયથી મનુષ્યોનું મન લક્ષ્મીમાં તેમજ સ્ત્રીઓમાં રમતું રહે છે તેવીજ રીતે જો પોતાના ચિદ્રૂપમાં હૃદય રમતું થાય તો આત્માની મુક્તિ પાસેજ છે.

જે પ્રમાદી જીવો શુદ્ધ આત્માના ચિંતનને મૂકીને બીજા પુદ્ગલિક કાર્યોનું ચિંતન કર્યા કરેછે તે અમૃતને મૂકીને વિષનું પાન કરે છે. વિષયના અનુભવમાં વ્યાકુળતા સાથે રાગદ્વેષ હોવાથી પરિણામે દુઃખદાયી છે, પણ આત્માના ચિંતનમાં પરમ શાંતિ હોવાથી કેવળ સુખરૂપજ પરિણામ આવે છે એટલે તેમાંજ તાત્વિક સુખ છે. આત્મ ચિંતન કરવાના વખતે આત્મા તન્મય થઇ નિરાકુળ શાંત થઈ રહે છે.

મનુષ્ય જેનું સ્મરણ કરે છે તે તેને મળે છે પથિક જે માર્ગે જાય છે તેજ નગર તેને પ્રાપ્ત થાય છે, તેમ આત્માનું સ્મરણ કરનારને આત્મા મળે છે. જડનું સ્મરણ કરનારને જડ વસ્તુ પ્રાપ્ત થાય છે. આત્માને માર્ગે ચાલનાર આત્માના સ્થાનમાં જઈ પહોચે છે, જડના માર્ગે ચાલનાર જડના સ્થાને જઈ પહોચે છે. જે માર્ગ ઠીક લાગે તે માર્ગે ચાલો. વિશ્વમાં સર્વ માર્ગો ચાલનાર માટે ખુલ્લા છે.

# પ્રકરણ પાંચમું.

## જીવનો પશ્ચાત્તાપ.

**ज्ञात दृष्टं मयासर्वं, सचेतन मचेतनम् ।**
**स्वकीयं शुद्धसद्रूपं, न कदाचिच्च केवलम् ॥ १ ॥**

"સજીવ અને નિર્જીવ બધા પદાર્થો મેં જાણ્યા અને જોયા પણ કેવળ મારૂં પોતાનું શુદ્ધ સ્વરૂપ કોઇપણ વખત મેં જાણ્યું કે જોયુ નથી."

ઉત્તમોત્તમ રત્ન, હીરા માણેક, મોતી, પ્રવાળાં, સોનું, રૂપુ, ઔષધીઓ, રસો, રસાયણો, વસ્ત્રો, પુરૂષો, સ્ત્રીઓ, હાથી, ઘોડાઓ, સુંદર પક્ષીઓ, પશુઓ અને જળચર પ્રાણીઓ ઇત્યાદિ સજીવ અને નિર્જીવ પદાર્થોનાં નામ, ઉત્પત્તિના સ્થાન વિગેરે નિર્મળ બુદ્ધિ અને અનુકૂળ સયોગોને લઇને ઘણે ભાગે મેં જાણ્યા છે અને જોયા છે, પણ ખેદની વાત એ છે કે મ મારૂં પોતાનું શુદ્ધ ચિદ્રૂપ કોઇ વખત જાણ્યું કે જોયું નથી. મેં પહેલાં કોઇ વખત જેની ચિંતા કે વિચાર કર્યો નથી તે વસ્તુ મને કોઇપણ વખત મળી નથી.

મોહના ઉદયને લઇને મારા શુદ્ધ આત્માનુ ચિંતન મેં કોઈ વખત કર્યુ ન હોવાથી તે મને પ્રાપ્ત થયુ નથી.

અહો ! મેં અનેકવાર જીવન ધારણ કર્યા છે પણ કોઇ જીવનમાં 'હું શુદ્ધ આત્મસ્વરૂપ છું 'એવુ શુદ્ધ આત્માનું ચિંતન મેં કર્યુ નથી. અહો ! દુર્લભ કલ્પવૃક્ષો, નિધાનો, ચિંતામણી રત્નો, અને કામધેનુ ઇત્યાદિ પદાર્થો અનેકવાર મેળવ્યાં પણ શુદ્ધ આત્માની સપત્તિ કોઇ વખત મેળવી નહિં. આજ સુધીમાં અનંત પુદ્દગલ પરાવર્તન જેવા

ગહન કાળનો અનુભવ મેં લીધો. પણ તેવા કોઈ પુદ્ગલ પરાવર્તનમાં એકાદ વખત પણ મારા શુદ્ધ સ્વરૂપનો અનુભવ મને ન મળ્યો. દેવો અને વિદ્યાધરોના સ્વામીત્વનું પદ અનેક વાર મે મેળવ્યુ પણ કેવળ મારા પોતાના સ્વરૂપને હું પામી ન શક્યો.

અહો ! ચાર ગતિની અંદર અનેકવાર મે મારા શત્રુઓ ઉપર વિજય મેળવ્યો પણ મારા સદાના વિરોધી મોહશત્રુ ઉપર આત્મ સ્વરૂપની પ્રાપ્તિ માટે વિજય મેળવવા પ્રયત્ન ન કર્યો.

અહો ! મેં અનેક શાસ્ત્રો ભણ્યા અને સાભળ્યા પણ તેની અંદર મારા શુદ્ધ સ્વરૂપને જાગૃત કરે તેવુ એક પણ શાસ્ત્ર હુ ભણ્યો નહિં કે સાંભળ્યું પણ નહિ. મેં વૃદ્ધ પુરૂષોની સેવા કરી, વિદ્વાનોની મોટી સભાઓમાં હું બેઠો ત્યાં પણ મારી ભ્રમણાને લીધે શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય કરવા પ્રયત્ન ન કર્યો. મનુષ્યજીવન, આર્યદેશ, ઉત્તમ કુલ અને પ્રથમ સહનન ઇત્યાદિ અનેકવાર હુ પામ્યો પણ આત્મસ્વરૂપની જાગૃતિ કોઇ વખત ન મળી. શૌચ. સયમ, શીયળ, અને દુષ્કર તપશ્ચર્યા ઇસાદિ મેં અનેકવાર કર્યા પણ તે શુદ્ધ આત્માના લક્ષવિના દુનિયામાં ધર્મિષ્ટ ગણાવાને માટેજ કર્યા.

એકેંદ્રિયાદિ જીવોમાં તે તે જાતના અનેક શરીરો ધારણ કર્યા, પણ અજ્ઞાપણામાં મારા શુદ્ધ આત્માનો અનુભવ મે ન કર્યો. લોકોનો વ્યવહાર, રાજાઓની નીતિ, સબધીઓનાં સગપણ, દેવોનો આચાર, સ્ત્રીઓના સદાચાર અને સાધુઓની ક્રિયાઓ એ બધુ હું સમજ્યો, ક્ષેત્રના સ્વભાવો જાણ્યા, કાળની અકળ ગતિમાં પણ પ્રવેશ કરવા માથું માર્યું પણ તીવ્ર મોહના ઉદયને લઇ 'હુ જ્ઞાન સ્વરૂપ છું' ! આવો દઢ નિશ્ચય પહેલાં મને કોઇ વાર ન થયો. અરે ! શીયાળાના

દિવસોમાં નદીને કિનારે વસ્ત્રો વિના રહ્યો, ગ્રીષ્મઋતુમાં પાહાડી પ્રદેશોના પ્રખર તાપમાં ફર્યો અને વર્ષાઋતુમાં અનેકવાર વૃક્ષોની નીચે રહ્યો પણ મારા શુદ્ધ સ્વરૂપમાં હુ કોઇપણ વખત ન રહ્યો.

અરે ! સ્વર્ગાદિની ઇચ્છાથી સ્વસ્વરૂપને જાણ્યા વિના મેં અનેક કષ્ટો ઉઠાવ્યાં, વિવિધ પ્રકારે કાયકલેશ સહન કર્યો, શાસ્ત્રો ભણવા પાછળ મહેનત કરવામાં પણ મે કચાશ ન રાખી. પણ આત્મ જાગૃતિ વિના ખારી જમીનમાં બીજ વાવવાની માફક મારો સર્વ પ્રયાસ નિષ્ફળ ગયો. આત્મજાગૃતિ કરાવનાર શાસ્ત્ર કે સત્ ક્રિયાની પ્રાપ્તિ મને ન થઇ. વિશ્વમાં પર્યટન કરતાં અનેક ગુરૂઓ કર્યા અને મેળવ્યા પણ શુદ્ધ આત્મ સ્વરૂપને બતાવનાર કહેનાર કે જમાડનાર ગુરૂની પ્રાપ્તિ મને કોઇ વખત ન થઇ. અને તેવા ગુરૂવિના શુદ્ધ આત્મ સ્વરૂપની પ્રાપ્તિ ક્યાંથી થાય ?

આહા ! સચેતન અને અચેતન શુભ દ્રવ્યોમાં અનેકવાર મેં પ્રીતિ ધારણ કરી પણ પ્રબળ મોહના ઉદયને લીધે જ્ઞાન સ્વરૂપ આત્મામાં મે ન કરી. અરે ! દુષ્કરમાં દુષ્કર શુભાશુભ અનેક કર્મો મેં અનેકવાર કર્યા પણ શુદ્ધ આત્માનું ચિંતન કરવાનો વખત મને ન મળ્યો.

પ્રભુની કૃપા થઇ. મોહનો ઉદય મંદ પડ્યો. સદ્ગુરૂનો સમાગમ થયો. આત્મજાગૃતિનો પ્રકાશ પડ્યો. અજ્ઞાન અંધકાર ગયો. સત્શાસ્ત્રોનું શ્રવણ કર્યું. હવે મને શુદ્ધ આત્મા તરફ પ્રીતિ થઇ, તેને લઇને મન ઇચ્છાવિનાનું થયું. હવે પ્રથમનાં આશક્તિવાળાં સ્થાનો અને પાત્રો મને હળાહળ ઝેર જેવાં લાગેછે. આત્મજ્ઞાની મનુષ્યોની સોબત ગમેછે. આત્મજાગૃતિ કરાવનારાં શાસ્ત્રો સારાં લાગે છે. મન પણ વિવિધ ઇચ્છાથી

મુકાણું હોવાથી વિકલ્પો વિનાનું રહે છે, તેથી હવે શુદ્ધ આત્માના ચિંતનમાં હું કચાશ નહિં રાખુ. આત્મજાગૃતિ થવી તેજ ધર્મની યુવાવસ્થાનો કાળ મારા માટે છે.નિરોગી શરીર, લાંબુ આયુષ્ય, અનુકુળ સંયોગો અને સદ્દગુરૂનો સમાગમ; એ આગળ વધવામાં મહાન્ મદદગારો છે, માટે હવે હું મારા આત્માની પ્રાપ્તિ કરવામાં કચાશ નહિં રાખુ.

## પ્રકરણ છઠું.

### આત્મસ્મરણની પ્રતિજ્ઞા.

सुखे दु:खे महारोगे, क्षुधादीना मुपद्रवे ।
चतुर्विधोपसर्गे च, कुर्वेचिद्रुप चिंतनं । १ ।

" સુખમાં, દુઃખમાં, મહાન્ રોગમાં, ક્ષુધા આદિના ઉપદ્રવમાં અને દેવાદિકના ચાર પ્રકારના ઉપસર્ગના પ્રસંગમાં પણ હું આત્માનું ચિંતન કરીશ. ૧."

જેવી રીતે દુઃખમાં અધિક વેદનાને લઇને મનુષ્યો આત્મભાન ભૂલી જાય છે તેવીજ રીતે સુખમાં સુખની અધિકતાને લઈને પણ આત્મભાન ભૂલાય છે. મહાન્ રોગમાં પણ દેહાધ્યાસને લઇને જીવો આત્મભાન ભૂલે છે. ક્ષુધાને લઇને પણ આત્મભાન યાદ આવતું નથી. તેમજ દેવ, મનુષ્ય અને તિર્યંચના તેમજ સ્ત્રી આદિકના અનુકૂળ તથા પ્રતિકૂળ ઉપસર્ગો પણ આત્મભાન ભૂલાવી દે છે. આત્મસ્વરૂપની ખરી દ્દઢતા, અને પૂર્ણ જાગૃતિ હોય તોજ આ ઉપસર્ગોના પ્રસંગમાં આત્મજાગૃતિ બની રહે છે. આત્મભાનમાં જાગૃત થયેલો

આત્મા દૃઢ સંકલ્પ કરે છે કે આવા વિષમ પ્રસંગમાં પણ હું આત્મ-સ્વરૂપનું ચિંતન કરવાનું ભૂલીશ નહિં.

મનુષ્યોની સાથે તેમના વ્યવહારમાં હું નહિ જોડાઉં તેથી કરીને કોઈ મને ઘેલો કહેશે, કોઈ કહેશે કે પિશાચ વળગ્યો છે, કોઇ ગ્રહને લઈને ચિત્તના વિભ્રમવાળો માનશે, અસાધ્ય રોગ થયો છે એમ વૈદો કે સંબધીઓ કહેશે, વ્યવહારથી કટાળેલો કોઇ ગણશે, કોઈ દુઃખમાં ઘેરાયેલો સમજશે, કોઈ મરણની નજીક જઈ પહોંચેલો માનશે. આ પ્રમાણે લોકો ગમે તેમ માને, પણ " હું શુદ્ધ આત્મ-સ્વરૂપ છું" એ મારી જાગૃતિ અને સ્મૃતિમાં ભગ પડવા દઇશ નહિં.

શુદ્ધ આત્મદૃષ્ટિ વિનાના અને ભયના ખરા ભેદને નહિં જાણ-નારા મનુષ્યોને મોહરાજાએ ઉન્મત્ત, ભ્રાંતિવાળા, આત્મનેત્ર વિનાના, દિગ્મૂઢ થયેલા, અજ્ઞાન નિદ્રામાં સુતેલા, આત્મચિંતા વિનાના, મોહ મૂર્છામાં પડેલા, દુનિયાના પ્રવાહમાં તણાતા, બાળક અવસ્થામાં રહેલા, ઘેલાની ગતિને પામેલા અને આકુળ વ્યાકુળ કરીને પોતાને આધિન કરી લીધા છે.

સ્ત્રીઓને જેમ પતિ પ્રિય હોય છે. નિર્બળોને રાજા, રાજાઓને જેમ પૃથ્વી, ગાયોને જેમ પોતાનો વાછડો, ચક્રવાકોને જેમ સૂર્ય, ચાતકોને જેમ વરસાદ, જળચરોને જેમ સરોવરાદિ, મનુષ્યોને જેમ અમરપણું, દેવોને જેમ સ્વર્ગલોક અને રોગાતુરને જેમ વૈદ્ય પ્રિય હોય છે તેમ શુદ્ધ આત્માનું નામ મારા હૃદયને પ્રિય છે.

મનુષ્યો જેમ પોતાને જે વિષય પ્રિય હોય તેમાં જોડાયેલા રહે છે તેમ હું નિરતર શુદ્ધ પરબ્રહ્મના સ્વરૂપમાં જોડાયેલો રહીશ.

જેમ ચંદ્ર સૂર્ય પોતાની અસ્ખિલિત ગતિમાં નિરતર પર્યટન.

કરતા રહે છે, દેવનદીની ધારાનો પ્રવાહ જેમ અખડ વહ્યા કરે છે, વ્યવહાર અને કાળની ગતિ અવિચ્છિન પણે ચાલ્યા કરે છે, દ્રવ્યમાં જેમ પર્યાયો કાયમ જોડાયેલા રહે છે. અને જેમ તીર્થંકરાદિની ઉત્પત્તિ નિયમિત થયા કરે છે તેમ 'હું જ્ઞાન સ્વરૂપ છું' એવું અખંડ આત્મભાન મોક્ષની પ્રાપ્તિ થાય ત્યાં સુધી ભૂલીશ નહિં.

પરમ શાંત દશામાં રહી શુદ્ધ આત્માનું સ્મરણ કરતાં, મન વચન કાયાની ક્રિયા મને અત્યત નિઃસાર દેખાય છે. દરેકક્ષણે શુદ્ધ ચિદ્રૂપના સ્મરણ સિવાય મને કાંઇ બીજું ઉત્તમ લાગતુ નથી.

આ બાહ્ય અને અભ્યતર વસ્તુઓનો સંગ, સુંદર શરીર, દેવો અને મનુષ્યોના રાજાનું પદ, વિદ્યા, વિજ્ઞાન, બળ, શોભા, કીર્તિ, રૂપ, પ્રતાપ. આભૂષણો, અને તીર્થંકરપણું પણ મને અનિત્ય લાગે છે. કેવળ શુદ્ધ આત્માના સ્વરૂપનાં લીન થવું તેજ પરમ અચળ અને શાંતિરૂપ લાગે છે.

પોતાના શુદ્ધ આત્માનુ સ્વરૂપ જાણનારે વસ્તુઓ મળે કે ન પણ મળે છતાં તેને માટે તેણે જરા પણ રાગદ્વેપ કરવો ન જોઇએ. અને તે સ્વરૂપમાંજ નિરતર એકતાર થવામાં આનંદ માનવો જોઇએ.

હુ જ્ઞાનસ્વરૂપ છુ માટે તેજ વસ્તુ મારી છે. તેનેજ હું જોઉં છુ. તેથી હુ સુખી છું. તેનાથીજ બધા કર્મ શત્રુઓથી હુ મુક્ત થઇશ.

નિત્ય આનંદમય પોતાના શુદ્ધ ચિદ્રૂપમાં જ્યારે સ્થિરતા કરવામાં આવે છે ત્યારે પરમાર્થથી પોતામાં સ્થિરતા થઇ કહેવાય છે. પૃથ્વી ઉપર મેરૂ પર્વત નિશ્ચળ રહે છે તેમ આ મારૂં શરીર ન છૂટે ત્યાં સુધી તે શુદ્ધ જ્ઞાનમય આત્મામાં મારાં પરિણામ નિશ્ચળ બન્યાં રહે.

પાંચમી ગતિમાં સિદ્ધ પરમાત્માઓ જેમ સ્થિર રહેલા છે તેમ

મારી શુદ્ધ આત્મ પરિણુતિની અચળ સ્થિરતા થાઓ.

હે ઉત્તમ મુનિઓ! શુદ્ધ ચિદ્રૂપના ઉત્તમ ધ્યાનમાં મનને નિશ્ચલ કરો, તેનો દૃઢ અભ્યાસ વધારો. અનાદિ કાળથી આ વિશ્વમાં ભવભ્રમણ કરતા આવો છો, પણ આ શુદ્ધ આત્મામાં મનને નિશ્ચળ નથી કર્યું તેને લઇનેજ તમે મહાન્ દુ:ખનો અનુભવ કર્યો છે. આ જન્મને તમે હવે નિરર્થક ગુમાવશો નહિ.

જે મહાન્ પુરૂષો ભૂતકાળમાં મોક્ષે ગયા છે, વર્તમાનકાળમાં મોક્ષે જાય છે. અને ભવિષ્યકાળમાં મોક્ષે જશે તે સર્વે પોતાના ચિદ્રૂપમાં મનને નિશ્ચળ કરીનેજ ગયા છે તેમાં જરાપણ સંશય નથી.

નિશ્ચળ થઇને જ્યારે આ જીવ 'હું શુદ્ધ ચિદ્સ્વરૂપ છું' એવું સ્મરણ કરે છે અને તે ભાન ટકાવી રાખે છે તેજ વખતે તે ભાવથી મુક્ત થાય છે અને તેમાં સતત પુરૂપાર્થ કરવાથી અનુક્રમે દ્રવ્યથી પણ મુક્તિ પામે છે.

---

## પ્રકરણ ૭ મું.

### નિશ્ચય અને વ્યવહાર.

व्यवहारं विना केचिन्नष्टाः केवल निश्चयात् ।
निश्चयेन विना केचित् केवलव्यवहारतः । १ ।
द्वाभ्यां दृग्भ्यां विना न स्यात् सम्यग् द्रव्यावलोकनम् ।
यथा तथा नयाभ्यां चेत्युक्त स्याद्वादवादिभिः । २ ।

" જેમ બે નેત્રો વિના વસ્તુનું અવલોકન બરાબર થતું નથી તેમ બે નય વિના દ્રવ્યોનું અવલોકન યથાર્થ થતું નથી. વ્યવહાર નય વિના

કેવલ નિશ્ચય નયથી કેટલાક નાશ પામ્યા છે ત્યારે કેટલાએક જીવો નિશ્ચય નય વિના એકલા વ્યવહાર નયથી માર્ગથી પતિત થયા છે એમ તીર્થંકર દેવોએ કહેલું છે. ”

વ્યવહાર અને નિશ્ચય બન્ને નયોને ગૌણ મુખ્ય રાખી પ્રવૃતિ કરતાં વસ્તુનો યથાર્થ બોધ થાય છે. જે વખતે વ્યવહારની મુખ્યતા હોય તે વખતે નિશ્ચયની ગૌણના હોય અને જે વખતે નિશ્ચયની મુખ્યતા હોય તે વખતે વ્યવહારની ગૌણતા હોય. આમ બન્ને દૃષ્ટિઓમાં જ્યારે જેની જરૂરીયાત હોય ત્યારે તેનો ઉપયોગ, બીજી દૃષ્ટિનો તિરસ્કાર ન કરતાં સમભાવની દૃષ્ટિએ કરવામાં આવે તો વસ્તુ તત્ત્વનો યથાર્થ અનુભવ થાય છે.

જેનો અનુભવ મેળવવાનો હોય છે તે તરફ વ્યવહાર પ્રવૃત્તિ કરાવે છે ત્યારે નિશ્ચય તે વસ્તુ જ્યા છે ત્યાં પહોંચી સ્પર્શજ્ઞાનથી અનુભવ કરાવે છે. શુદ્ધ વ્યવહાર એ કારણરૂપ હોય છે. ત્યારે શુદ્ધ નિશ્ચય એ બરોબર કાર્યની સિદ્ધિના રૂપમાં હોય છે.

જે વ્યવહાર નિશ્ચય તરફ લઈ જતો નથી, નિશ્ચયના અનુભવમાં મદદગાર થતો નથી તે વ્યવહાર શુદ્ધવ્યવહાર નથી. જો વ્યવહારને આપણે સુતર રૂપ માનીએ તો નિશ્ચય તેના બનેલાં કપડાં રૂપે છે. મતલબ કે વ્યવહાર કારણ છે. નિશ્ચય કાર્ય છે. એકલો વ્યવહાર કાર્યનો સાધક નથી તેમ એકલો નિશ્ચય પણ કાર્યનો સાધક નથી. કેટલા એક જીવો કેવળ વ્યવહારમા જ પ્રવૃત્તિ કર્યા કરે છે અને નિશ્ચય શું છે તે સમજતા પણ નથી, અને તેના તરફ લક્ષ પણ દેતા નથી. તો એવો વ્યવહાર લક્ષ વિનાના બાણની માફક કાર્યનો સાધક નહિં બને. તેમ કેટલાએક કેવળ નિશ્ચયનેજ પકડી વ્યવહારનો તિરસ્કાર કરે છે. તેમના હાથમાં નિશ્ચય આવવાનો નથી. હા. નિશ્ચ-

ચમું જ્ઞાન તેમની સમજમાં આવશે, પણ તે પ્રમાણે વ્યવહાર વર્તન ન હોવાથી પાણીમાં પેસી હાથ પગ ન ચલાવનાર માણસ જેમ તરવાની કળાનું જ્ઞાન ધરાવતાં છતાં પાણીમાં ડુબે છે, તેમ તત્ત્વનું જ્ઞાન ધરાવનાર તે તરફ પ્રવૃત્તિ ન કરે તો ખરા નિશ્ચયનો અનુભવ તેને થવાનોજ નહિં. જે ગુણસ્થાને મિથ્યાત્વનો ઉદય નથી તેવા ચોથા ગુણસ્થાનથી લઇને આગળનાં તમામ ગુણસ્થાને એક એકથી ચડીયાતો આત્મબોધ—યા આત્મજાગૃતિ હોય છે, અને કર્મોનું ઓછાપણું એટલે આત્માની વિશુદ્ધતા પણ વૃદ્ધિ પામતી હોય છે.

જે મનુષ્ય મોક્ષનો અર્થિ છે તેનો માર્ગ તાત્ત્વિક છે. અને જે સ્વર્ગનો ઇચ્છક છે તેનો માર્ગ વ્યવહારિક છે. શુદ્ધ આત્મા તરફ દૃષ્ટિ—નિશાનબાંધી તેના તરફ પ્રવૃત્તિ કરનારનો માર્ગ તે મોક્ષનો માર્ગ છે. ખરૂં તત્ત્વ તેજ હોવાથી તે માર્ગને તાત્ત્વિક માર્ગ કહેવામાં આવે છે. ત્યારે આત્મભાન ભૂલેલા અને આ વિશ્વની માયાજાળમાંજ સુખમાનનારા, તે સુખની ઇચ્છાથી ધાર્મિક ક્રિયાઓ દેવલોકનું નિશાન બાંધીને કરે છે તો તે સ્થિતિ તેને પ્રાપ્ત નો થાય છે પણ આ માર્ગ તે વ્યવહાર એટલે દુનિયાનો માર્ગ છે, સંસારના ચક્રમાં પરિભ્રમણ કરવાનો માર્ગ છે. એટલે ખરી રીતે તે માર્ગજ નથી. જેમ ત્યાગીઓનો અને ગૃહસ્થીઓનો માર્ગ જુદો છે, તેમ પરમાર્થનો અને દુનિયાનો માર્ગ જુદો જુદો જ છે. ક્રિયા ભલે બન્ને એકજ જાતિની કરે છતાં દૃષ્ટિનો ભેદ હોવાથી—નિશાન જુદુ હોવાથી, જેમ સાધનો એક સરખાં હોવા છતા બીજના ભેદને લીધે ફળમાં ભેદ પડે છે તેમ આ માર્ગમાં પણ ફળનો ભેદ પડવાનોજ. એક કર્મની નિર્જરા કરશે ત્યારે બીજો શુભ ક્રિયા કરતો હોવાથી પુન્યનો બંધ કરશે.

હે આત્મદેવ ! વ્યામોહ ઉત્પન્ન કરનાર આ વ્યવહારના માર્ગની ગતિને મૂકીને દોષરહિત સુખદાઈ નિશ્ચય નામના માર્ગમાં તું પ્રવૃત્તિ કર. આ માર્ગમાં ચિંતા, ક્લેશ, કષાય, શોક, પરાધિનતા, ભય અને આશા જેવું કાંઈ નથી. કેમકે તે સર્વે દુનિયાની માયામાં છે, પુદ્‌ગલ દશામાં છે, પાંચ ઈંદ્રિયોના વિષયોમાં છે. નિશ્ચયનયનું નિશાન એ શુદ્ધ આત્માજ હોવાથી આત્મામાં આવી અશાંતિ જેવું કાંઈ પણ નથી.

ભક્તોનો સમુદાય, શિષ્યવર્ગ, પુસ્તકાદિ ઉપકરણો, શરીર અને કર્મ સાથે પણ શુદ્ધ આત્માને કાંઈ સંબંધ નથી. આ સર્વ પણ વિભાવ રૂપ ઉપાધિ હોવાથી તેનો પણ ત્યાગ કરી શુદ્ધ આત્મામાંજ મનનો લય કરવાની જરૂર છે.

કેવળ પોતાના શુદ્ધ આત્માને મૂકી કોઈ સ્થળે, કોઈ કાળે, કોઈ પણ પ્રકારે આશુદ્ધ નિશ્ચયનય બીજાનો સ્પર્શ કરતો નથી, છતાં વ્યવહારનું અવલંબન લઈને નિશ્ચયમાં તે પહોંચે છે. આમ વ્યવહારના આલંબનને લઈ નિશ્ચય વર્તતો હોવાથી, તે શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરે છે.

મેલની સોબતથી વસ્ત્ર જેમ મલીન કહેવાય છે, તેમ કર્મના સંબંધથી આત્મા વ્યવહારે અશુદ્ધ છે. તેજ આત્મા નિશ્ચય નયના આશ્રયથી શુદ્ધ છે. અન્ય દ્રવ્ય સાથે મિશ્રણ થવાથી વ્યવહારે સોનું જેમ અશુદ્ધ કહેવાય છે; નિશ્ચય નયની અપેક્ષા એ તેજ શુદ્ધ કહેવાય છે.

બાહારથી જે વસ્તુ આવેલી હોય છે તે તરફ નજર રાખીને વ્યવહાર બોલે છે, ત્યારે નિશ્ચય અંદરમાં પોતાની જે વસ્તુ છે તે તરફ નજર રાખીને વાતો કરે છે. વસ્ત્ર ઉપર લાગેલો મેલ અને સોનામાં

મળેલી માટી, એ તરફ નજર રાખી વ્યવહાર તેને અશુદ્ધ કહે છે, ત્યારે વસ્ત્ર અને સોના સામી દૃષ્ટિ આપી નિશ્ચય કહે છે કે આપણી જે વસ્તુ છે તેતો બરોબર છે. વસ્ત્ર અને સોનું ક્યાંઇ ગયું નથી, માટે નકામી હાય વોય શા માટે કરો છો ? તમે ગમે તેટલો પ્રયત્ન કરો પણ જે અંદર છે તેજ બાહાર આવશે. અને બાહાર આવેલું છે તે આપણું છેજ નહિં. તે ભલે આવ્યુ પણ આપણે તે ગ્રહણ કરવાની જરૂર નથી. અંદર રહેલ આત્મા તે કાયમ છે, બાહારનાં આવેલાં કર્મો ને આપણાં છેજ નહિં, પછી ભલેને તે આંહી રહે કે બીજે સ્થળે રહે તેની સાથે આપણે લેવા દેવા નથી. આપ્રમાણે પોતાની મૂળ વસ્તુ સામે લક્ષ બાંધી નિશ્ચય પોતાના માર્ગમાં આગળ વધે છે. છતાં બાહારનો અને અંદરનો અન્ય સાથેનો સંબધ જેટલે અંશે ઓછો થાય છે તેટલે અંશે વ્યવહારમાં સોનાની માફક આત્માની વિશુદ્ધિ થાય છે.

अलिप्तो निश्चयेनात्मा लिप्तश्च व्यवहारतः

शुध्यत्यलिप्त या ज्ञानी क्रियावान् लिप्तया दृशा ।१।

श्रीमान् यशोविजयजी.

નિશ્ચય નયથી આત્મા લેપાગેલો નથી, વ્યવહાર નયથી લેપાયેલો છે. જ્ઞાની ' હું લેપાગો નથી ' એવી નિર્લેપ દૃષ્ટિએ નિવૃત્તિને માર્ગે શુદ્ધ થાય છે. અને ક્રિયાવાન્ ' હું લેપાયેલો છું' એમ માનીને પ્રવૃત્તિ' કરતાં શુદ્ધ થાય છે.

શુદ્ધ ચિદ્રૂપના સદ્ધ્યાન રૂપ પર્વત ઉપર આરોહણ કરવા માટે બુદ્ધિમાને વ્યવહારનું આલંબન લેવું અને તે ધ્યાનમાં-તે ભૂમિકામાં જ્યાં સુધી સ્થિર રહી શકાય ત્યાં સુધી વ્યવહારના આલંબનનો ત્યાગ કરી નિશ્ચય આત્મસ્વરૂપમાં રહેવું. આ ધ્યાનરૂપ પર્વતથી જ્યારે નીચે ઉતરવાનું થાય ત્યારે તરતજ વ્યવહારનું આલંબન લઇ લેવું.

મહેલ ઉપર ચડતાં જેમ નિસરણી—દાદરનું અને દોરડું પકડવાનું આલંબન લેવામાં આવે છે તે વ્યવહાર રૂપ છે. અને ઉપર ચડી ગયા પછી આ બન્ને આલંબનો મૂકીદઇ ઉપર જે કાર્ય કરવાનું હોય તે રૂપ નિશ્ચયનું આલંબન લેવામાં આવે છે. પાછું જ્યારે ઉતરવાનું હોય છે ત્યારે વ્યવહાર રૂપ દાદરાનું અને દોરડાનું આલંબન લેવું પડે છે. તેમ આત્માના શુદ્ધ સ્વરૂપમાં જવા માટે કોઇ ઉત્તમ વિચાર, સદ્‌ગુણ, જાપ, કે આકૃત્તિ આદિનું આલંબન લેવામાં આવે છે. આ આલંબનની મદદથી મન જ્યારે આત્મામાં લય પામી જાય છે એટલે આત્માનો ઉપયોગ બીજા આલંબનો મૂકી આત્માકારે થઇ રહે છે તે નિશ્ચય છે. આ કાર્ય છે. આ વખતે આલંબનની જરૂર પડતી નથી, છતાં કોઇ કદાગ્રહી આલંબન પકડવા જાય તો આ ભૂમિકામાંથી નીચો પડે છે. આવી નિર્વિકલ્પ સ્થિતિમાંથી પાછો સવિકલ્પ સ્થિતિમાં આવે એટલે તેણે પાછું કોઇ આલંબન પકડી લેવું. આવી રીતે નિશ્ચય અને વ્યવહાર બન્ને ઉપયોગી થાય છે.

જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે તે સર્વે પ્રથમ શુદ્ધ વ્યવહારનું આલંબન લઇને પછી નિશ્ચયનો આશ્રય લઇને પામ્યા છે. આ ઠેકાણે એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે જેને પોતે વ્યવહાર માને છે તે વ્યવહાર શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં મદદગાર થાય છે કે નહિં ? જો આત્મસ્વરૂપ પ્રગટ કરવામા મદદગાર કારણ રૂપ હોય તો તે સાચો વ્યવહાર છે. તેમ ન હોય તો તે અશુદ્ધ વ્યવહાર હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ ન થાય તેમ શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની ઉત્પત્તિ ન હોય. જેના વડે જિનેશ્વર ભગવાનના સિદ્ધાંતની અને તેમના આચરણની પ્રતીતિ થાય તેવા નિશ્ચય વ્યવહારનું વિધિ પૂર્વક સેવન કરવું.

કોઈ વખતે નિશ્ચયનું આલંબન લેવું. તેમાં સ્થિરતા ન કરી શકાય તો તે વખતે વ્યવહારનું આલંબન લેવું. આ પ્રમાણે વિધિ પૂર્વક પ્રભુની વાણીથી વિભૂષિત થઇ જીવન વ્યતિત કરવું.

જેટલાં વિધિ નિયોજીત કાર્યો છે તે સઘળાં વ્યવહાર દષ્ટિએ છે. નિશ્ચયને અંતર્‌માં સુનિશ્ચય પણે ધારણ કરી બહારથી વ્યવહારનાં કાર્યો કરતાં શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ નયોને આધિન જ્યાં સુધી જણાય ત્યાં સુધી નયોનો આદર કરવો. કેવળ શુદ્ધ ચિદ્રૂપમાં કોઇ પણ સંકલ્પને અવકાશ કે પ્રવેશ નથી, તો પછી નય એટલે અપેક્ષા અથવા અભિપ્રાય એવો અર્થ થાય છે તે નયોનો પ્રવેશ પણ ત્યાં ક્યાંથી હોય ? અર્થાત્ શુદ્ધ સ્વરૂપમાં તો કેવળ શાંતિમય સ્થિરતાજ હોય છે.

---

## પ્રકરણ આઠમું.

---

### જડ ચેતનનો વિવેક !

**भेदोविधीयते येन, चेतनाद्देहकर्मणोः ।**

**तज्जात विक्रियादीनां,भेदज्ञानंतदुच्यते ॥ १ ॥**

' ચેતનાથી ( આત્માથી ) દેહ તથા કર્મનો. અને તેનાથી ઉત્પન્ન થયેલી વિક્રિયાદિનો-ઉપાધિનો જે જ્ઞાનવડે ભેદ કરાય છે તેને ભેદજ્ઞાન કહે છે." કતકફળ જેમ પાણીથી મેલને જુદો પાડે છે, અને હંસ જેમ પાણીથી દુધને જુદું કરે છે તેમ જેઓ આત્માને દેહ તથા કર્મોથી જુદો અનુભવે છે તેઓને શુદ્ધઆત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

ગમે તેવુ પાણી મેલું હોય પણ તેમાં કતક નામના ફળનું ચૂર્ણ કરીને નાખવામાં આવતાં મેલ નીચે બેસી જાય છે. અને પાણી

નિર્મળ થઇ ને ઉપર રહે છે. આ દષ્ટાંતે પાણીમાં મેલની માફક આત્મામાં કર્મો એકરસ થઈ રહેલાં છે. તેને કર્મ તથા આત્માના જુદાં જુદાં લક્ષણોદ્વારા જુદાં જુદાં નિર્ણિત કરવામાં આવતાં આત્માને દેહ માંનવાની અને દેહને આત્મા માનવાની ભૂલ દૂર કરાય છે. આનું નામ ભેદજ્ઞાન છે. આ ભેદજ્ઞાનની મદદથી, કર્મો આત્માથી જુદાં થઈ વિખરાઇ જાય છે. અથવા ખરી પડે છે, અને આત્મા નિર્મળ થઈ રહે છે. મનુષ્યો જેમ પથ્થરમાથી સોનાને જુદુ કરે છે, શરીરથી વસ્ત્રને જુદુ અનુભવે છે. તપાવેલા લોઢાથી અગ્નિને જુદી કરે છે, શેલડીમાંથી રસને જુદો કરે છે, કાદવથી જળને જુદુ જોવે છે, મોરપીછમાંથી ત્રાંબુ જુદુ પાડે છે, તલમાંથી તેલને અલગ કરે છે, અને દુધમાંથી અમુક ઉપાયો વડે ઘીને જુદું પાડે છે, તેમ જ્ઞાનીઓ ભેદજ્ઞાનની મદદથી દેહ તથા કર્મોને અને તેમાંથી ઉત્પન્ન થયેલી રાગદ્વેષાદિ અનેક પ્રકારની ઉપાધિઓને જુદી જાણે છે. કરે છે. અને અનુભવે છે.

આત્મામાં જ્ઞાનગુણની મુખ્યતા છે. પુદ્ગલોમાં જડતાની મુખ્યતા છે. જ્ઞાતાપણું અને દૃષ્ટાપણું એ આત્માનાં લક્ષણો છે. જ્ઞાતાપણાના ગુણને લઇને આત્મા આખા વિશ્વને જાણવાની શક્તિ ધરાવે છે અને દષ્ટાપણાના ગુણને લઇને આખા વિશ્વને જોવાની શક્તિ ધરાવે છે. પુદ્ગલોમાં જડતા હોવાથી આ ગુણો તેમાં નથી. તેને અજીવ, જડ, પુદ્ગલ, માયા, વગેરે નામોથી સંબોધવામાં આવે છે. સડવું, પડવું, વિંખરાવું, મળવું, વિવિધ આકારો ધારણ કરવા એ જડતાનો સ્વભાવ છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ, અને સ્પર્શ હોય તે પુદ્ગલો કહેવાય છે. શરીર, વચન, મન અને વિવિધ પ્રકારનાં કર્મો તે જડતામાંથીજ ઉત્પન્ન થાય છે.

કુલની, વર્ણની, પક્ષની, જ્ઞાતિની, પરિજનોની, સંબંધીઓની, ભાઈની, પુત્રની, સ્ત્રીની, દેહની, વિકારોની, ગુણોની, નગરની, દેશની અને રાષ્ટ્રની ઈત્યાદિ વિવિધ પ્રકારની હૃદયમાં રહેલી લાગણીઓને ભેદીને સહજ ગુણના નિધાન રૂપ આત્મા રહેલો છે. સેવાળને દૂર કરીને જેમ તળાવ પ્રમુખમાંથી મનુષ્યો પાણી પીવે છે, તેમ વિકલ્પો રૂપ સેવાલને દૂર કરીને પોતાની અંદર રહેલા આત્માના ધ્યાનરૂપ અમૃતને કર્મ કલેશના નાશ માટે પીવુ જોઇએ.

આત્માના ધ્યાનથી પર બીજુ કોઈ તાત્વિક સુખ નથી, આત્મ-ધ્યાનથી પર બીજું કોઈ તપ નથી. અને આત્મધ્યાનથી પર બીજો કોઈ મોક્ષનો માર્ગ નથી.

આત્મભાન ભૂલી મોહમાં આશક્ત બનેલા કેટલાએક જીવો યશને, સુખને, રાજ્યને, સુંદર સ્ત્રીને, પુત્રને, સેવકને, સ્વામિત્વને, ઉત્તમ વાહનને, બળને, મિત્રોને, શબ્દ પાંડિત્યને અને રૂપાદિકને પામીને હર્ષ પામતા છતાં પોતાના જન્મને સફળ માને છે, પણ ખરી રીતે વિચારતાં તેઓ આત્મભાન ભૂલેલા હોવાથી આ સર્વ વસ્તુઓ તેમને અહિતકારી થાય છે. આ સુખમાંથીજ દુઃખ પ્રગટ થાય છે. આ વસ્તુઓમાં મારા તારા પણાની માન્યતાથી અને રાગદ્વેષથી ઉત્પન્ન થયેલાં કર્મો તેમને દુઃખના અને પુનર્જન્મના ખાડામાં ઘસડી જાય છે. હે મનુષ્યો ! જડ ચૈતન્યના ભેદવાળા દુર્લભ જ્ઞાનને પામીને ખુશી થાઓ. આ ભેદજ્ઞાનની મદદથી નવીન કર્મો આવવાનો માર્ગ અટકાવો અને આત્મ જાગૃતિના બળે પૂર્વના કર્મોને તોડીને તમારા શુદ્ધ સ્વરૂપ ને પ્રગટ કરો. આ દુઃખે ભેદી શકાય તેવા કર્મરૂપ પર્વતોને ભેદ જ્ઞાનરૂપ વજ્રના બળવડે ઘણા થોડા વખતમાં ભેદી નાખો.

અહો ! આ વિશ્વમાં આત્મજ્ઞાનની રૂચિ ઉત્પન્ન કરાવનારા મનુષ્યો મળવા દુર્લભ છે, તેમજ આત્મ સ્વરૂપને પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોની પ્રાપ્તિ થવી તે પણ દુર્લભ છે. આત્મ જ્ઞાનવાળા જીવોનો સમાગમ થવો તે પણ મુશ્કેલ છે. આત્માનો ઉપદેશ કરનારા ગુરૂની પ્રાપ્તિ થવી તેનાથી પણ દુર્લભ છે. તેનાથી પણ ચિંતામણિની માફક ભેદ જ્ઞાનની પ્રાપ્તિ થવી તે વિશેષ દુર્લભ છે. તપ કરનારા તપસ્વીઓ મળી આવવા સુલભ છે, શાસ્ત્રો ભણેલા પંડિતો પણ મળી આવવા સુલભ છે, પણ તેઓની અંદર ભેદ જ્ઞાનની પ્રાપ્તિ કરનારા જીવો ઘણા થોડાજ હોય છે.

અગ્નિ જેમ ઘાસના ઢગલાને ક્ષણ વારમાં બાળીને રાખ કરી દે છે તેમ ભેદજ્ઞાની ચિદ્રૂપની પ્રાપ્તિમા વિઘ્ન રૂપ કર્મના ઢગલાને ઘણા થોડા વખતમા બાળીને ક્ષય કરે છે. ઓ શાસ્ત્રવિશારદ બુદ્ધિમાનો ! તમે શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ માટે અખંડ ધારાએ ભેદજ્ઞાનની ભાવના કરો. પોતાના આત્માનો બોધ થવાથી સાક્ષાત્ સંવર અને નિર્જરાની પ્રાપ્તિ થાય છે, આત્મ બોધ ભેદજ્ઞાનથી પ્રગટ થાય છે, માટે મુમુક્ષુ જીવોએ ભેદ જ્ઞાનની વારવાર ભાવના કરવી.

આ જીવે વસ્તુની પરીક્ષા, શિલ્પાદિ સર્વ કળાઓ, અનેક શક્તિઓ અને વિભૂતિઓ પ્રાપ્ત કરી છે પણ ભેદ જ્ઞાનની પ્રાપ્તિ કરી નથી. ભેદજ્ઞાન રૂપ પ્રચંડ વાયુથી મોહરૂપ રજ ઉડી જાય છે, ભેદ જ્ઞાનના પ્રકરણમાં શુદ્ધ ચિદ્રૂપનું દર્શન થાય છે, મોહરૂપ અંધકાર નાશ પામે છે, ભેદજ્ઞાન રૂપ નેત્રો વડે યોગીઓ ચિદ્રૂપનો અનુભવ કરે છે.

ગરૂડના આવવાથી સર્પો જેમ ચદનના વૃક્ષને મૂકીને ચાલ્યા જાય છે તેમ ભેદ જ્ઞાનના આગમનથી સર્વ કર્મો આત્માને મૂકીને ચાલ્યાં જાય છે. ભેદજ્ઞાનના બળથી શુદ્ધ આત્માને પામીને કેવળજ્ઞાની તેમજ દેવાધિદેવ તીર્થંકર પણ થઈ શકાય છે, માટે હે ભવ્ય જીવો તમે આ ભેદજ્ઞાન પ્રાપ્ત કરવા તમારા સંપૂર્ણ બળથી પુરૂષાર્થ કરો.

# પ્રકરણ નવમું.

## મોહ ત્યાગ.

**यावन्मोहोबलीपुंसि दीर्घ संसारि तापि च**
**न तावत्शुद्ध चिद्रूपे रुचिरत्यंत निश्चला ॥ १ ॥**

" મનુષ્યમાં જ્યાંસુધી મોહની પ્રબળતા અને દીર્ઘ સંસાર પરિભ્રમણ કરવાનું હોય છે ત્યાંસુધી શુદ્ધ આત્મામાં અત્યત નિશ્ચળ રૂચિ થતી નથી. "

મુંઝાવે તે મોહ, આત્મા તરફ પ્રીતિ ન થવા દે તે મોહ, પાચ ઇન્દ્રિયના વિષયોમાં આશક્તિ કરાવે તે મોહ. તેની પ્રબળતા જ્યાં સુધી જીવમાં હોય ત્યાં સુધી આત્મામાં ખરી પ્રીતિ ન થાય, તેમજ સંસારમાં લાંબા કાળ સુધી ભ્રમણ કરવાનું હોય તેવાને પણ આત્મા તરફ લાગણી નજ હોય.

આ મારા અને પારકા, એમ સજીવ તથા નિર્જિવ પદાર્થના સંબધમાં ચિંતન કરવું તે મોહ છે. કેમકે તાત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં વિશ્વમાં કોઇનું કાંઇ પણ નથી. આણે મને માન આપ્યુ, આણે મારૂં અપમાન કર્યું, આણે મારી ઉજ્વળ કીર્ત્તિ વધારી અને આ માણસે મારી અપકીર્ત્તિ કરી, આ ચિંતન કરવું તેજ મોહ છે.

હું શું કરૂં ? ક્યાં જાઉં ? ક્યાંથી કેવી રીતે સુખી થાઉં ? કોનો આશ્રય લઉં ? શું બોલું ? એનુ એવું બધુ મોહનુંજ ચિંતન કહેવાય. સજીવ અજીવ પદાર્થમાં રાગ કરવો કે દ્વેષ ધરવો, આ સર્વ મિથ્યા બુધ્ધિજ ગણાય. કેમકે આત્મા તો કેવળ શુધ્ધ ચિદ્રૂપજ છે. હું દેહ છું અથવા દેહ મારો છે, હું પુરૂષ છું, હું સ્ત્રી છું , અથવા આ સંબધીઓ છે તે મારાં છે; એવું તાત્વિક દૃષ્ટિએ ચિંતવવુ તે મોહ છે, એ મોહને જીતવાનો ઉપાય એ છે કે ' તે હુ નથી અને મારાં તે

નથી. હું શુધ્ધ આત્મા છું. ' આવું વારવાર ચિંતવવું અને તેના દૃઢ સંસ્કાર મન ઉપર પાડવા.

હે આત્મન્! તું તારી પોતાની ચિંતા કર, બીજાની ચિંતા કરવાનુ મૂકી દે. ચિંતા કરવાથી કાર્યની સિધ્ધિ થતી નથી. બીજાના સુખ દુઃખમાં તું વધારો કે ઘટાડો કરી શકે તેમ નથી. જે મનુષ્યે જેવે પરીણામે જેવે રસે જે જે કર્મ બાંધ્યાં છે, તે તે કર્મ તેવા તેવા રસે અને પરિણામે તેને ભોગવ્યા સિવાય છૂટકો નથી. કાળ, કાળનું કામ કરે છે, દિવસ આવે છે, રાત્રી આવે છે, ઋતુઓ નિયમિત આવ્યા કરે છે, શીયાળા પછી ઉનાળો અને ઉનાળા પછી વર્ષાઋતુ, એમ કાળનું યત્ર વ્યવસ્થાસર આ વિશ્વમાં ચાલ્યા કરે છે, તેમ કર્મનું ચક્ર પણ કોઈનો પક્ષપાત કર્યા વિના, રાજાને અને રાંકને, ઈન્દ્રને અને વિષ્ટાના કીડાને તેના યોગ્ય કર્તવ્યનો બદલો આપ્યાજ કરે છે. આમાં પક્ષપાત ચાલતો નથી, સપારસ કામ આવતી નથી, લાંચ રૂશવત આપી શકાતી નથી, ગરીબ અને ધનાઢયોનો ન્યાય, ન્યાયને એક છાબડેજ તોળાય છે. પોતાનો ઉદ્ધાર કે વિનાશ એ પોતાનાં સારાં ખોટાં કર્મોથીજ થાય છે. જેમ કાળ કાળનું કામ કરે છે તેમ કર્મો કર્મોનું કામ કરે છે. પોતાને કે પરને, ઉત્તમ કે અધમ જે જે સુખ દુઃખ મળે છે તે પૂર્વે ઉપાર્જન કરેલ કર્મજ આપે છે. તે છતાં ભાન ભૂલીને આણે મને દુઃખ આપ્યું, અને આણે મને સુખ આપ્યું, આને હું સુખી કરીશ અને આને હું દુઃખી કરીશ, આવું ચિંતન કરવું કે માનવું તે મોહનોજ પ્રભાવ છે. ઓ આત્મદેવ! પારકી ચિંતા મૂકી દે. ખરા શત્રુને શોધી કાઢ, ખરા ગુનેગારને પકડ અને તેને શિક્ષા કર. તારી ભૂલ તું સુધાર. ખરો ગુનેગાર તું પોતેજ છે. આત્મભાન ભૂલી મોહને આધિન થયેલો તારો આત્માજ તારો શત્રુ છે તેને

શિક્ષા કર, તેને સુધાર. તેને સુધારવા માટે ને શુદ્ધ આત્માના ઉપયોગમાં તદાકાર પરિણમી રહે. મોહનું નજીકનું પ્રથમ સ્થાન તારૂં શરીર છે. તેનો વિચાર કર. જેને સુખી કરવા માટે રાત્રી દિવસ ન કરવાનાં કાર્ય કરે છે, અનેક જીવોનો સંહાર કરે છે; અનેક જીવોને કષ્ટો આપે છે, રાગદ્વેષ કરે છે, તે શરીરની ઉત્પત્તિનો વિચાર કર. દુર્ગંધી અને મળના ભાજન રૂપ વીર્ય અને રજમાંથી અમુક વિધિ વડે બનેલું અને પોતાની ઇચ્છાનુસાર મનુષ્યોએ અમુક નામ આપેલું તે આ શરીર તારૂં કેવી રીતે થઈ શકે ? તેનું કોઇ વર્ણન કે સ્તુતિ—કરે કે કોઇ નિંદા કરે તેનાથી તને શો લાભ ? અને કઇ જાતની હાની ? આત્મ દેવ ! તમે તો શુદ્ધ ચિદ્રૂપ છો એટલે તત્ત્વથી તે સ્તુતિ કે નિંદાએ શરીરનીજ છે, તમારી નથી.

અહો ! મોહને લઈ આત્મભાન ભૂલેલા જીવો, કોઈ કીર્તિને માટે વલખાં મારે છે, કોઈ બીજાને ખુશી કરવા પ્રયત્ન કરી રહયા છે, ભાટ ચારણની માફક હાજી હા કહી તેનાજ રાજીયા ગાયા કરે છે, કોઈ ઇન્દ્રિયોના વિષયો મેળવવા તલપી રહ્યા છે, કોઈ આ શરીરને લાંબો વખત ટકાવી રાખવા વિવિધ પ્રકારની ઔષધીઓ અને માત્રાઓનું સેવન કરી રહ્યા છે, કોઈ વંશ વધારવા માટે અનેક બાવા જોગી પાસે ભટકી રહ્યા છે, કોઈ ધન સંચય કરવા માટે દેશ પરદેશ ખેડી રહ્યા છે, કોઈ ધનના રક્ષણ માટે હથીયારથી સજ્જ કરેલા પહેરેગીરોને ઘરની ચારે બાજુ ગોઠવી રહ્યા છે, કોઈ પંડિતતા મેળવવા અનેક પુસ્તકો અને ભાષાઓ શીખી રહ્યા છે, કોઈ પોતાના વાડાના રક્ષણને માટે અનેક વિધિ નિષેધની મોટી મોટી દીવાલો ચણી રહ્યા છે અને વાડામાં બકરાંઓને પુરે તેમ અજ્ઞાની મનુષ્યોને ભરમાવીને—વિવિધ

લાલચો બતાવીને તેમાં પુરી રહ્યા છે, આવી આવી અનેક પ્રવૃત્તિઓમાં આ વિશ્વના જીવો જોડાઇ ગયા છે. આમાં સુખી થવું, શાંતિ મેળવવી, મોટા થવું એ તેમનો ઉદ્દેશ હોય છે. આ ઉદ્દેશ તેમનો પાર પડતો નથી, કેમકે આ ભૂલ ભૂલામણી વાળી મોહ રાજાની બીછાવેલી જાળ છે, તેમાં પક્ષીઓની માફક ઉપર ઉપરની મોહક ચેષ્ટાઓથી ભાન ભૂલી જીવ સપડાય છે અને છેવટે સુખને બદલે દુઃખ પામી પોતાનો પ્રાણ ખોવે છે. ખરા બુદ્ધિમાનો તો એક જ્ઞાન સ્વરૂપ આત્માનેજ સુખ અને શાંતિનું સ્થાન માનીને મોહનો ત્યાગ કરી આત્મામાં પ્રીતિ કરેછે. પુન્ય પ્રકૃતિથી પ્રાપ્ત થયેલાં દેવોના અને મનુષ્યોના સુખ તે સુકા ઘાસ જેવાં છે. તેને જો કેળવી જાણે તો ગાય અગર ભેંસોની માફક સુકા ઘાસમાંથી દુધ અને દુધમાંથી ઘી બનાવી શકાય છે. જો ન કેળવી જાણે તો એટલે તેનો દુરૂઉપયોગ કરે તો ઘાસમાં અગ્નિ મૂકવાથી તેની રાખ થાય છે, તેમ તે સુખનો નાશ થવા સાથે ભાવી જન્મ પણ દુઃખમય પ્રાપ્ત કરે છે. પુન્ય પ્રકૃતને લઇને મળેલી અનુકૂળતાનો લાભ લઇ ને આત્મ માર્ગમા આગળ પણ વધી શકાય છે અને મોહમાં આશક્ત બની શક્તિનો દૂરૂપયોગ કરી અનેક જીવોને દુઃખ આપી વિષયોમાં આશક્ત થઇને પાછળ પણ હઠી જવાય છે. આશ્ચર્ય છે કે અલ્પ બુદ્ધિવાળા જીવો આ મોહના ઘર તુલ્ય લક્ષ્મી, સ્ત્રી, શરીર, સંતતી અને જમીનમાં સુખ માની બેઠા છે !!

આ જીવ પરમાર્થથી બધાયેલો નથી છતાં મોહના પાશથી ભીરૂ બની પોપટની માફક કે વાનરાની માફક પોતાના અજ્ઞાનથી પોનાને બધાયેલો માની તેમાંજ વધુને વધુ હેરાન થાય જાય છે. પવન ચક્રીના એક ભાગ ઉપર બેઠેલો પોપટ આનદ કરતો હતો, તેવામાં પવન ચક્રી ફરવા લાગી પોપટે જાણ્યું કે હું પડી જઈશ, તેથી તે સળીયાને તેણે મજબુતાઇથી

શિક્ષા કર, તેને સુધાર. તેને સુધારવા માટે તે શુદ્ધ આત્માના ઉપયોગમાં તદાકાર પરિણમી રહે. મોહનું નજીકનું પ્રથમ સ્થાન તારૂં શરીર છે. તેનો વિચાર કર. જેને સુખી કરવા માટે રાત્રી દિવસ ન કરવાનાં કાર્ય કરે છે, અનેક જીવોનો સંહાર કરે છે, અનેક જીવોને કષ્ટો આપે છે, રાગદ્વેષ કરે છે, તે શરીરની ઉત્પત્તિનો વિચાર કર. દુર્ગંધી અને મળના ભાજન રૂપ વીર્ય અને રજમાંથી અમુક વિધિ વડે બનેલુ અને પોતાની ઇચ્છાનુસાર મનુષ્યોએ અમુક નામ આપેલું તે આ શરીર તારૂં કેવી રીતે થઈ શકે ? તેનું કોઇ વર્ણન કે સ્તુતિ—કરે કે કોઇ નિંદા કરે તેનાથી તને શો લાભ ? અને કઇ જાતની હાની ? આત્મ દેવ ! તમે તો શુદ્ધ ચિદ્રૂપ છો એટલે તત્ત્વથી તે સ્તુતિ કે નિંદાએ શરીરનીજ છે, તમારી નથી.

અહો ! મોહને લઈ આત્મભાન ભૂલેલા જીવો, કોઈ કીર્તિને માટે વલખાં મારે છે, કોઈ બીજાને ખુશી કરવા પ્રયત્ન કરી રહયા છે, ભાટ ચારણની માફક હાજી હા કહી તેનાજ રાજીપા ગાયા કરે છે, કોઈ ઇન્દ્રિયોના વિષયો મેળવવા તલપી રહ્યા છે, કોઈ આ શરીરને લાંબો વખત ટકાવી રાખવા વિવિધ પ્રકારની ઔષધીઓ અને માત્રાઓનું સેવન કરી રહ્યા છે, કોઈ વશ વધારવા માટે અનેક બાવા જોગી પાસે ભટકી રહ્યા છે, કોઈ ધન સંચય કરવા માટે દેશ પરદેશ ખેડી રહ્યા છે, કોઇ ધનના રક્ષણ માટે હથીયારથી સજ્જ કરેલા પ્રહેરેગીરોને ઘરની ચારે બાજુ ગોઠવી રહ્યા છે, કોઈ પડિતતા મેળવવા અનેક પુસ્તકો અને ભાષાઓ શીખી રહ્યા છે, કોઈ પોતાના વાડાના રક્ષણને માટે અનેક વિધિ નિષેધની મોટી મોટી દીવાલો ચણી રહ્યા છે અને વાડામાં બકરાંઓને પુરે તેમ અજ્ઞાની મનુષ્યોને ભરમાવીને—વિવિધ

લાલચો બતાવીને તેમાં પુરી રહ્યા છે, આવી આવી અનેક પ્રવૃત્તિઓમાં આ વિશ્વના જીવો જોડાઇ ગયા છે. આમાં સુખી થવું, શાંતિ મેળવવી, મોટા થવુ એ તેમનો ઉદ્દેશ હોય છે. આ ઉદ્દેશ તેમનો પાર પડતો નથી, કેમકે આ ભૂલ ભૂલામણી વાળી મોહ રાજાની બીછાવેલી જાળ છે, તેમાં પક્ષીઓની માફક ઉપર ઉપરની મોહક ચેષ્ટાઓથી ભાન ભૂલી જીવ સપડાય છે અને છેવટે સુખને બદલે દુઃખ પામી પોતાનો પ્રાણ ખોવે છે. ખરા બુદ્ધિમાનો તો એક જ્ઞાન સ્વરૂપ આત્માનેજ સુખ અને શાંતિનું સ્થાન માનીને મોહનો ત્યાગ કરી આત્મામાં પ્રીતિ કરેછે. પુન્ય પ્રકૃતિથી પ્રાપ્ત થયેલાં દેવોના અને મનુષ્યોના સુખ તે સુકા ઘાસ જેવાં છે. તેને જો કેળવી જાણે તો ગાય અગર ભેંસોની માફક સુકા ઘાસમાંથી દુધ અને દુધમાંથી ઘી બનાવી શકાય છે. જો ન કેળવી જાણે તો એટલે તેનો દુરૂઉપયોગ કરે તો ઘાસમાં અગ્નિ મૂકવાથી તેની રાખ થાય છે, તેમ તે સુખનો નાશ થવા સાથે ભાવી જન્મ પણ દુઃખમય પ્રાપ્ત કરે છે. પુન્ય પ્રકૃતને લઇને મળેલી અનુકૂળતાનો લાભ લઇ ને આત્મ માર્ગમાં આગળ પણ વધી શકાય છે અને મોહમાં આશક્ત બની શક્તિનો દુરૂપયોગ કરી અનેક જીવોને દુઃખ આપી વિષયોમાં આશકત થઇને પાછળ પણ હઠી જવાય છે. આશ્ચર્ય છે કે અલ્પ બુદ્ધિવાળા જીવો આ મોહના ઘર તુલ્ય લક્ષ્મી, સ્ત્રી, શરીર, સંતતી અને જમીનમાં સુખ માની બેઠા છે !!

આ જીવ પરમાર્થથી બધાયેલો નથી છતાં મોહના પાશથી ભીરૂ બની પોપટની માફક કે વાનરાની માફક પોતાના અજ્ઞાનથી પોતાને બંધાયેલો માની તેમાંજ વધુને વધુ હેરાન થાય જાય છે. પવન ચકીના એક ભાગ ઉપર બેઠેલો પોપટ આનંદ કરતો હતો, તેવામા પવન ચકી ફરવા લાગી પોપટે જાણ્યું કે હું પડી જઇશ; તેથી ને સળીયાને તેણે મજબુતાઇથી

પકડ્યો. તેથી તે પવન ચક્રીની સાથે ઉંચે નીચે ફરવા લાગ્યો. જેમ: જેમ તેને મજબુત પકડે છે તેમ તે પોતાને મજબુત રીતે તેની સાથે જ ચોટાડી રાખે છે. જો તેને મૂકી દે તો તરત જ તેનાથી છુટો થઇ શકે તેમ છે પણ પોતાની ભૂલથી અને તેને છોડી દઈશ તો હું પડી. જઈશ આવા ખોટા ભ્રમથી હેરાન થાય છે. તેમ આ જીવ પણ આ મોહને તથા મોહનાં સાધનોને જેમ જેમ વળગતો જાય છે તેમ તેમ તે વધારે વધારે બધાતો જાય છે. પોપટની માફક ખરી મુક્તિનો ઉપાય તો એજ છે કે તેણે તે સર્વને છોડી દેવું. તે સિવાય આ જીવને છુટવાનો બીજો કોઇ પણ ઉપાય નથી.

સાંકડા મોઢાવાળા વાસણમાં વાનરાએ હાથ નાખી તેમાંની વસ્તુની મુઠી ભરી. મોઢુ સાંકડું એટલે ભરેલી મુઠી નીકળી ન શકી. અજ્ઞાનતા અને મોહને લઈ વાનરાએ જાણ્યું કે અંદરથી મને કોઇએ પકડયો છે, તેથી ચીચીઆરી કરી મૂકી, પણ મુઠી છોડી ન દેવાથી ત્યાંથી તે ખસી શકયો નહિં અને તેનાં માલીકના હાથે માર ખાધો. આ વાંદરાની મુક્તિનો ઉપાય એજ હતો કે તેણે મુઠીમાં ભરેલી વસ્તુ મૂકી દેવી. આજ પ્રમાણે મોહમાં મુંઝાયેલા મનુષ્યો જડ ક્ષણભંગુર વસ્તુને પોતાની માની મમત્ત્વની મૂઠીમાં તેને પકડી રાખીને પછી હેરાન થાય. છે, દુ:ખો અનુભવે છે અને પોતાને બધાયેલો કે કોઇ સંબંધીએ પકડી રાખેલો માને છે, પણ વાંદરાની માફક પોતાની મમત્ત્વની મૂઠી ખાલી કરી દે,—મૂકી દે, તો તે મુક્તજ છે. પોતાની અજ્ઞાનતા યા, પોતાનો મોહજ આ જીવને બંધનમાં નાખનાર છે. તે સિવાય કોઇ તેને પકડી. રાખનાર નથી.

ઇંદ્રિયોના વિષયોમાં અને તેના સાધનોના રક્ષણમાં સદાવ્યગ્ર

થયેલા જીવોમાં આત્માની ચિંતા ક્યાંથી હોય? તેની બુદ્ધિમાં નિર્મળતા ક્યાંથી થાય? તેને શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ ક્યાંથી મળે? અને તેના અભાવે આત્માથી ઉત્પન્ન થતું સુખ કેમ મળે? જીવને પ્રથમ દેહમાં આત્માપણાની ભ્રાંતિ થાય છે, પછી મોહને લઇને જગત્‌માં ભ્રાંતિ થાય છે, પછી પરદ્રવ્યોને અંગે થતી અતિ સંતાપ કરવાવાળી ચિંતામાં સતત વધારો થાય છે. ધન્ય છે તે આત્માઓને! કે જેઓ પરદ્રવ્યનો ત્યાગ કરીને જ્ઞાન અને આનંદના ઘર તુલ્ય પોતાના આત્મભાવમાં પ્રવૃત્તિ કરી રહ્યા છે, તેવા પવિત્ર આત્માઓને વારંવાર નમન કરું છું. જેઓ શુદ્ધ આત્મસ્મરણને મૂકીને બીજાના કાર્યની કે વર્તનની ચિંતા કરી રહ્યા છે તેવા નિર્ભાગી જીવો ચિંતામણિ રત્નનો ત્યાગ કરીને પથ્થરને ગ્રહણ કરે છે.

જ્ઞાન એ સ્વાધિન સુખને પ્રગટ કરનાર છે. આત્મચિંતનથી તેની પ્રાપ્તિ થાય છે, છતાં હતભાગી જીવો તેનો ત્યાગ કરીને કોઇ વિલક્ષણ વસ્તુ પ્રાપ્ત કરવા ઇચ્છે છે.

આંધળા આગળ નાચ, બ્હેરા આગળ ગીત, મરણની છેલ્લી ઘડીએ રોગનો ઉપચાર, અજ્ઞાની જીવોનો તપ, ઉખર જમીનમાં વાવણી, તૃષા વિનાનાને પાણી, સ્વાર્થિ મનુષ્યોની મિત્રતા, અભવ્યને નિર્દોષ વિધિની રૂચિ, કાળી કામળીને ચડાવાતો રંગ અને શ્રદ્ધા વિનાનાને આપેલો મત્ર જેમ વૃથા છે તેમ જડ માયામાં પ્રીતિવાળાને આપવામાં આવતું આત્મજ્ઞાન વૃથા છે. મોહમાં મૂઢ બનેલા જીવો દરેક ક્ષણે પરદ્રવ્યોનું સ્મરણ કરે છે, પણ મોક્ષને અર્થે જ્ઞાનાનંદમય પોતાના આત્માને કોઇ પણ વખત યાદ કરતા નથી.

વિચાર કરતાં જણાય છે કે મોહ કરતાં બીજો કોઈ પણ બળ-

વાન્ શત્રુ નથી, માટે પ્રબળ પુરૂષાર્થ કરીને પણ તેને જીતવો જોઈએ.

આ સંસાર રૂપ કુવાના મોહરૂપ કાદવમાં અનાદિ કાળથી જગત્ ખુચેલું છે તેનો આત્માના જ્ઞાન અને ધ્યાન રૂપ દોરડાં વડે ઉદ્ધાર કરવો. આત્માના ઉદ્ધાર સિવાયનાં બીજાં બધાં કાર્યો મોહથી ઉત્પન્ન થયેલાં છે. મોહથી કર્મ બંધ થાય છે અને કર્મ બંધથી દુઃખ થાય છે, માટે મોહ એજ મોટો શત્રુ છે. બધાં કાર્યોને એક બાજુ રાખી મોહ-રૂપ શત્રુનો નાશ કરવા તમે શુદ્ધ ચિદ્રૂપ આત્માનું ઉત્તમ જ્ઞાન મેળ-વો અને તેનું ધ્યાન કરો.

## પ્રકરણ ૧૦ મું.

### અહંકારનો ત્યાગ.

**निरंतरमहंकारं, मूढाः कुर्वंति तेन ते ॥**
**स्वकीय शुद्धचिद्रूपं, विलोकंते न निर्मलं ॥१॥**

"અજ્ઞાની જીવો નિરતર અહંકાર કરે છે. આ કારણે તેઓ પોતાના નિર્મલ શુદ્ધ આત્માને જોઇ શકતા નથી."

આત્મજાગૃતિ ન હોય ત્યાંજ અભિમાન અને મમત્વભાવ પ્રગટે છે. તેમજ અભિમાન અને મમત્વથી આત્મજાગૃતિ દબાતી પણ જાય છે, આ બન્ને વસ્તુઓ માયાના પ્રદેશમાં રહેલી છે. જડ માયાથીજ તેને પોપણ મળે છે. હું અને મારૂં એ શબ્દોમાં મારૂં એ શબ્દ

આત્માથી જુદી કોઇ વસ્તુના સંગ્રહની ખાત્રી આપે છે અને હું શબ્દ તેથી થયેલા અજીર્ણ યાને અહકારરૂપ વિકારનો ખ્યાલ આપે છે. આ બન્ને સ્થાનમાં આત્મજાગૃતિનું નામ નિશાન જણાતું નથી. જ્યાં આ અધકાર હોય છે ત્યાં આત્મપ્રકાશ હોતો નથી અને જ્યાં આત્મપ્રકાશ આવે છે ત્યાં આ અંધકાર રહેવા પામતો નથી.

આત્મા સિવાય અન્ય વસ્તુની ઉપાધિમાંથી આ બન્નેની ઉત્પત્તિ છે. જેમકે હું મનુષ્ય છુ, દુર્બળ છું, મજબુત છું, ગૌર છું, શ્યામ છું, ક્ષત્રીય છું, બ્રાહ્મણ છું, વૈશ્ય છું, શુદ્ર છું, વિદ્વાન્ છું, મૂર્ખ છું. ધનવાન્ છું, રોગી છું, નિરોગી છું, ગરીબ છુ ઈત્યાદિ જે જે વિચારો કરાય છે, મનમાં ચિંતન કરાય છે તે સર્વમાં પુદ્ગલીક વસ્તુની જ મુખ્યતા હોવા છતાં તેમાં મિથ્યા હુંપણાનુંજ મુખ્યતાએ સૂચન કરાય છે, અને મનાય છે. આવુ ચિંતન કરવું તે અહકારના ઘરનું છે. તે દુનિયાનો માર્ગ છે. પૂર્વને બદલે પશ્ચિમ તરફ લઇ જનારી એ લાગણીઓ છે. પ્રકાશને બદલે અંધકારમાં હડસેલનારો તે માર્ગ છે. આવા વિચારો કે લાગણીઓમાંથી જ રાગદ્વેષની ઉત્પત્તિ થાય છે. ઉંઘતાં ઉંઘતાં ચાલવાનો આ રસ્તો છે. આખા વિશ્વનો મોટો ભાગ આ માર્ગે પ્રયાણ કરી રહ્યો છે, પણ ચોકશ રીતે હું કહું છું કે આ ભૂલાયેલો અને દુઃખનો જ માર્ગ છે.

જે જાગૃત થયેલા મનુષ્યો દરેક ક્ષણે અહકાર વિનાની સ્થિતિમાં રહેછે, તેઓ સ્વસ્વરૂપમાં સ્થિરતા કરવા રૂપ અદ્વૈત માર્ગે થઇને પોતાના શુદ્ધ ચિદ્રૂપને પામે છે એમાં જરા પણ સંશય નથી. તેઓ એમ વિચાર કરે છે કે, દેહ હું નથી, કર્મો હુ નથી, મન હુ નથી, વચન હું નથી, હું બ્રાહ્મણ નથી, હું ક્ષત્રીય નથી. હુ વૈશ્ય નથી, હું શુદ્ર

નથી, હુ જાડો નથી, હું પાતળો નથી, નિર્ધન નથી, ધનવાન્ નથી, રાજા નથી, રાંક નથી, ગૌર નથી, શ્યામ નથી, પંડિત નથી, મૂર્ખ નથી પણ જ્ઞાન સ્વરૂપ છું. ઉપર જણાવેલા ભાગોમાં હું પણું ન માનવાનું કારણ એ છે કે તેમાં કોઇ દેહના ધર્મો છે, કોઈ મનના ધર્મો છે, કોઇ જાતિના ધર્મો છે, અને કોઇ આત્માથી જુદી જડ માયાની ઉપાધીઓ છે. પણ તેમાં આત્માનો ધર્મ કોઈ નથી. આત્મા અને જડના વિભાગને સમજનાર ભેદજ્ઞાની, પર વસ્તુમાં પોતાપણાનો આરોપ કે માન્યતા કરેજ નહિં, પર વસ્તુમાં પોતાપણાની માન્યતા એજ અજ્ઞાન અને એજ અભિમાન છે. કર્મનાં બંધનો વધારવાનો અને મજબુત કરવાનો આ માર્ગ છે. અભિમાન વિનાનું ચિંતન કરવું, આત્મસ્વરૂપને વારવાર યાદ કરવું તે શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિનું પરમ કારણ છે. જે જીવો મોહને લઈ પર વસ્તુમાં મારાપણા રૂપ મમત્વ કરે છે તેઓને સ્વપ્ને પણ શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી.

આ શુભાશુભ કર્મો મારાં છે, શરીર મારૂ છે, માતા, પિતા, ભાઈ, બ્હેન, સ્ત્રી, પુત્ર, પુત્રી, ઇત્યાદિ કુટુંબીઓ મારાં છે. આ દેશ, નગર, ગામ, જમીન, ઘર, હાટ, મદિર, મહેલ, હાથી, ઘોડા, ગાય, ભેંસ, ઉટ, બળદ, નોકર, ચાકર, દાસ, દાસી ઇત્યાદિ મારાં છે, આવું આવું બીજું પણ જે કાંઈ ચિંતન કરાય છે તે સર્વ મમત્વભાવને સૂચવે છે.

ભાપા વિના વ્યવહાર થતો નથી એટલે વ્યવહારને ખાતર આ મારૂં છે કે મારાં છે. એમ બોલવું પડે, તેમાં આત્મ જાગૃતિ રાખીને મારા, તારાદિ શબ્દોનો વ્યવહાર કરવો પડે, તેમાં અડચણ નથી.

પણ અભિમાન કે મમત્વ ભાવના અંગે આત્મભાન ભૂલી હું અને મારૂં કરતાં નવીન કર્મ બંધ થાય છે તે અટકાવવાની જરૂર છે.

अहं—હું—અને मम—મારૂં આ મોહ રાજાનો મંત્ર છે, અને તેણે જગતને દેખાતી આંખે આંધળુ કરી દીધું છે; તેને જીતવા માટે नाह, न मम. હું કોઇનો નથી. અને મારૂં કાંઈ નથી, આ મંત્રનો જાપ જ્ઞાનીઓએ બતાવેલો છે. મતલબ કે હું અને મારાપણાથી જીવ બંધાય છે અને હું કોઇનો નથી અને મારૂ કોઇ નથી આ વિચાર વડે જીવ બંધનથી મુકાય છે.

મમતાનો ત્યાગ કરવાના વિચારો કરવા, આત્માનું ધ્યાન કરવું, વ્રતો પાળવાં, બ્રહ્મચર્ય ધારણ કરવું, અને ઇન્દ્રિયોનો નિરોધ કરવો એવાં એવાં બીજાં પણ કાર્યો નિર્મમતામાં વધારો કરનારાં છે.

જે મહાત્માઓ અચળ મોક્ષપદને પામ્યા છે, પામે છે અને પામશે, તે સર્વે આ નિર્મમતાનો આશ્રય લઈનેજ. જેમ લીલો ચિકાશવાળો માટીનો પીંડો ભીત ઉપર નાખતાં તે ભીતની સાથે ચોંટી જાય છે અને સુકો ચીકાશ વિનાનો માટિનો પીંડો તેજ ભીંત સામે ફેંકતાં પછડાઇને ભાંગીને ચોંટયા વિના ભુકો થઈ નીચે પડી જાય છે; આજ દૃષ્ટાંતે જ્યાં સુધી જીવને કોઈપણ પદાર્થમાં મારાપણા રૂપ મમતાની ચીકાશ અને ઢીલાશ હોય છે ત્યાં સુધી રાગદ્વેષમાં તે લેપાવાનોજ. કર્મ સાથે ચોંટાવાનોજ. આ મારા પણાની મમતાવાળી ચીકાશ ગઈ કે પછી તેને કર્મ કોઈપણ ચોંટવાના નહિં. મમતા મૂકી દેવાથી તપ થાય છે, મમતા જવાથી વ્રતો પાળી શકાય છે, અને ઉત્તમોત્તમ ધર્મ પણ નિર્મમતાથી પ્રાપ્ત થાય છે.

નિર્મમતા લાવવા માટે ક્લેશ સહન કરવો પડતો નથી, બીજા પાસે યાચના કરવી પડતી નથી, દેશાટન કરવાની જરૂર નથી, ચિંતા કરવી પડતી નથી અને કાંઈ ખરચ પણ કરવું પડતું નથી. ફક્ત એક વિચારની દિશા બદલાવવી પડે છે. જેને મારૂં માન્યું છે તેને મારૂં નથી, એવું મનને મનાવો કે તરતજ નિર્મમતા આવીને ઉભી રહે છે.

નિર્મમતામાં કર્મોને આવવાની જગ્યા નથી, અશુભ કર્મનો બંધ નથી, આત્મદૃષ્ટિનું પોષણ થાય છે, ઉપયોગની તિવ્રતા વધે છે, નિસ્પૃહતા સ્વાભાવિક આવે છે. જ્ઞાનવાન્ બને છે, સંયમી થાય છે, અને તપ ન કરવા છતાં ખરો તપસ્વી તે થાય છે. જેમ જેમ નિર્મમતા વૃદ્ધિ પામે છે તેમ તેમ રાગદ્વેષાદિ દોષો નાશ પામે છે, માટે આત્માર્થિ જીવોએ જેમ બને તેમ મમતા અને અહંકારનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો.

આ પ્રમાણે વિચાર કરીને જે જીવો અહકાર મમકારનો ત્યાગ કરે છે તે જીવો શુદ્ધ આત્માના ધ્યાનને અવસ્ય પામે છે.

## પ્રકરણ ૧૧ મું.

### આત્મઉપાસકોની દુર્લભતા.

प्रतिक्षणं प्रकुर्वंति, चिंतनं परवस्तुनः ।
सर्वे व्यामोहिता जीवाः, कदा कोपि चिदात्मनः ॥ १

'મોહમાં ફસાયેલા સર્વે જીવો દરેક ક્ષણે પર વસ્તુનું ચિંતન કરે છે. કોઈક જીવ ક્યારેક ચિદાત્માનું ચિંતન કરતો હશે.'

જગતના જીવોનો મોટો ભાગ રાત્રી અને દિવસ અનેક પ્રકારના પ્રયત્નમાં લાગી રહેલો છે. નાનામાં નાના જતુ. ખનિજ અને વનસ્પતિ આદિના જીવો અને પશુ પક્ષી મનુષ્યાદિ પણ કોઇને કોઈ વ્યાપારમાં–પ્રવૃત્તિમાં લાગી ગયેલા જણાય છે, તે તે જીવોના હાલવા ચાલવામાં, બોલવામાં, અને વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓમાં જો બારીક નજરથી જોવામાં આવે તો ખાત્રી થશે કે તેની આ સર્વ પ્રવૃત્તિ પર વસ્તુ મેળવવાની, સંગ્રહ કરવાની, કે રક્ષણ કરવાની જ હોય છે. નાના બાળક બાળીકાઓથી લઈ મોટા ગણાતા રાજા મહારાજા અને મહારાણીઓની પણ પ્રવૃત્તિ તપાસવામાં આવે તો ખાવાપીવામાં મોજ મજામાં, પહેરવા ઓઢવામાં, અને પર વસ્તુના સંગ્રહ તરફજ હોય છે. આત્મા તરફ પ્રવૃત્તિ કરનારા તો કોઈ વિરલ જીવજ જણાઇ આવશે.

ધનનો ત્યાગ કરનારા, ભગવાનના નામે મદિરો બધાવનારા, મહોત્સવો કરનારા, દાન દેનારા અને પરોપકાર કરનારા અનેક જીવો મળી આવવા સુલભ છે. પણ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરવા તરફ પુરૂષાર્થ કરનારા કોઈક જીવોજ મળી આવશે, કેમકે એમની પ્રવૃત્તિ બાહ્ય વસ્તુનો ત્યાગ કરવાની છે. પણ આત્માને જગાડનારી પ્રવૃત્તિ નથી.

યમ નિયમ પાળનારા. વ્રત ધારણ કરનારા, ઘોર તપશ્ચર્યા કરનારા, પ્રભુનું પૂજન, અર્ચન. નમન કરનારા, વ્યસનોનો ત્યાગ કરનારા, તીર્થયાત્રામાં પર્યટન કરનારા, પરિષહોસહન કરનારા, રૂપવાન્. બળવાન, ધનવાન, લાવણ્યતાવાળા, પુત્રાદિ સંતતિવાળા ઘણા જીવો જગત્માં મળી આવવા સંભવિત છે. પણ રાગદ્વેષ મોહનો ત્યાગ કરીને

આત્મ તત્ત્વમાં લીન થયેલા જીવો મળવા મહાન્ દુર્લભ છે, કેમકે ઉપર બતાવેલી સર્વ પ્રવૃત્તિનો મોટો ભાગ દેહથી કરવા યોગ્ય કાર્યનો છે અને આત્માતો દેહથી પર છે.

ધર્મ શ્રવણ કરનારા, ઈન્દ્રિયોને દમવાવાળા, મૌનપણું ધારણ કરનારા, કર્માગુણને જાણનારા, મનુષ્યોની સોબતથી દૂર રહેનારા, અને પડિતતા ધારણ કરનારા ઘણા જીવો વિશ્વમાં મળી શકશે, પણ આત્મ તત્ત્વના અનુભવી જીવો મળવા મુશ્કેલ છે, કેમકે આત્મતત્ત્વ એ સર્વથી પર રહેલું છે.

જ્યોતિષ વિદ્યામાં પારગામી, વૈદકશાસ્ત્રના પાકા પરિચયવાળા, પુરાણોમાં પ્રવીણ, વાસ્તુશાસ્ત્રમાં નિપુણ, અને સંગીતાદિમાં નિષ્ણાત વિદ્વાનો વિશ્વમાં મળવા સુલભ છે, પણ આત્મતત્ત્વમાં પ્રવીણ જીવો મળવા દુર્લભ છે, કેમ કે એ બાહ્યકળાઓ અને વિદ્યાઓથી આત્મા પેલી તરફ રહેલો છે. અર્થાત્ એ શાસ્ત્રોના જ્ઞાનથી આત્મા પામી શકાતો નથી.

જળમાં તરનારાઓ, જુગારમાં જીતનારાઓ, વનમાં રહેનારાઓ, યુદ્ધમાં વિજય મેળવનારાઓ, હૃદય દ્રાવક ગાયન કરનારાઓ, અને સ્ત્રીઓ સાથે ક્રીડા કરનારાઓ ઘણા જીવો જોવામાં આવે છે પણ આત્મામાં આનંદ કરનારા જીવો કોઇક ભાગ્યે જ દેખાય છે, કેમકે શારીરિક પ્રવૃત્તિથી આત્મા પેલી તરફ છે.

સિંહોને વશ કરનારા, સર્પોને પકડનારા, હાથીઓને સ્વાધિન કરનારા, વાઘને ત્રાસ દેનારા અને શત્રુઓ ઉપર વિજય મેળવનારા ઘણા જીવો મળી આવે છે પણ પોતાના ચિદાત્માનો વિજય મેળવનારા કોઈ વિરલ આત્મા દેખાય છે કેમકે બાહ્ય વિજયથી આત્મા-

પર છે. પાણીને, અગ્નિને, રોગને, હાથીઓને, સર્પને, ચોરને, શત્રુને અને વિદ્યાધરોને સ્તંભન કરવાની શક્તિવાળા ઘણા જીવો મળી આવશે, પણ ઉન્માર્ગે ચાલનારા પોતાના મનને સ્તભન કરનારા કોઈ વિરલાજ જીવો મળી આવે છે, કારણ કે આત્માને સ્થિર કરવાનો માર્ગ તેનાથી જુદો છે.

શાંત જીંદગી ગુજારનારા, મહાવ્રતો પાળનારા, ઉપસર્ગના પ્રસંગમાં ધૈર્ય રાખનારા, ગંભીરતા ધરનારા, એવા પણ અનેક જીવો મળી આવવા સુલભ છે, પણ આત્મસ્વરૂપમાં લીન થનારા જીવો કોઈક જ હોય છે, કેમકે આ માર્ગ જ ઉપાધિ વિનાનો છે.

વિવિધ પ્રકારના ગુણોથી વિભૂષિત ઘણા લોકો દેખાય છે, પણ શુદ્ધ ચિદ્રૂપમાં પ્રેમવાળા વ્રતધારી જીવો વિરલાજ મળી આવે છે.

એકેન્દ્રિયાદિ સંજ્ઞાવાળા પૂર્ણપર્યાપ્તિ કરનારા અનંત જીવો છે, પણ તેમાં શુદ્ધ આત્મગુણની પૂર્ણતા કરનારો કોઈ જીવ નથી. પાંચ ઈંદ્રિયવાળા સંજ્ઞી, આસન્ન ભવ્યતાવાળા, મનુષ્ય જન્મ પામેલા, ઉત્તમ વ્રતધારી, શુદ્ધ ચિદ્રૂપમાં લીન થનારા જીવો મનુષ્ય લોકની બહાર અસંખ્યાતા દ્વીપ સમુદ્રમાં કોઈ પણ નથી. અધોલોકથી ઓળખાતા નીચલા ભાગમાં અને ઉર્ધ્વલોકથી જણાવાતા ઉપરના ભાગમાં પણ તેવા કોઈ જીવો નથી, ક્ષેત્રના સ્વભાવથી જ્યોતિષ લોકમાં પણ તેવો કોઈ નથી, મનુષ્યલોકમાં પણ જે જીવો ઉત્પન્ન થાય છે, તેમાં અકર્મભૂમિમાં તથા મ્લેચ્છ ખંડવાળી ભોગભૂમિમાં પણ પ્રાયે તેવો કોઈ જીવ હોતો નથી. આર્યખંડમાં ઉત્પન્ન થયેલા જીવોમાં પણ કોઈ વિરલાજ જીવો આત્મજ્ઞાનમાં લીન થનારા હોય છે.

આ ક્ષેત્રમાં અત્યારે ઘણા થોડા જીવોજ આત્માના માર્ગે ચાલ-

નારા છે. તેમાં પણ સમ્યક્દર્શનવાળા, અણુવ્રતધારી, મહાવ્રત ધારણ કરનારા, ધીર પુરૂષો તો અત્યત દુર્લભ છે. તેમાં પણ તત્ત્વવેત્તા અને તેમાં પણ આત્મામાં રક્ત–લીન થએલા જીવો તો અત્યત દુર્લભ છે. આ અવસર્પિણિ કાળમાં, વ્રતધારી, જ્ઞાનમાં આશક્ત, ગુણવાન, પાત્રતાવાળા અને સદ્ગતિ ગામી જીવો ઘણા થોડા હોય છે.

મિથ્યાત્વાદિ ચાર ગુણસ્થાનમાં શુદ્ધ આત્મામાં આસકત જીવો સંભવે જ નહિં. વ્રત ધારણ કરનારા જીવો કોઈક વખત જ આત્મામાં આસકત હોય છે. પાંચમા ગુણસ્થાનથી ચૌદમા સુધીના દશ ગુણસ્થાનોમાં તેવા જીવો મળી આવે છે, પણ તેવા ઘણા થોડા જ હોય છે.

અત્યારે ઘણા જીવોતો શરીરમાં, ધનમાં, ભાઇઓમાં, પુત્રમાં. પુત્રીમાં, સ્ત્રીઓમાં, માતા પિતામાં, ઘરમાં, ઇન્દ્રિયોના ભોગમાં, વનમાં, નગરમાં, આકાશી વાહનમાં, રાજકાર્યની ખટપટમાં, ભોજનમાં, બાગ બગીચામાં, વ્યસનમાં, ખેતિમાં, વાવોમાં, કુવામાં, તળાવોમાં, નદીઓમાં, નાટકોમાં, યશ મેળવવામાં, માન પ્રતિષ્ટા વધારવામાં, પક્ષીઓમાં, અને પશુતુલ્ય વૃત્તિઓમાં આસકત બની પ્રવૃત્તિ કરતા પ્રત્યક્ષ દેખાય છે, પણ પોતાના શુદ્ધ ચિદ્રૂપમાં આસક્ત થનારા કોઈ વિરલાજ જીવો હોય છે.

જ્ઞાનીઓએ આ કાળને દુષમકાળ કહ્યો છે તેનુ કારણ માત્ર એજ છે કે ઉપર બતાવેલાં બાહ્ય દ્રવ્યમાં, ઇન્દ્રિયોમાં, શરીરમાં, વચનમાં, મનમાં અને બાહ્ય વિદ્યા કળામાં જીવો પ્રવૃત્તિ કરી રહ્યા છે કે જે વિભાવ દશા છે. આત્માના માર્ગની તે પ્રવૃત્તિ નથી પણ આત્માના માર્ગમાં વિઘ્ન રૂપ તે પ્રવૃત્તિ છે, તેમાં જીવો મોહિત થઇ રહ્યા છે, તેને માટે અહોનિશ પ્રવૃત્તિ કરી રહ્યા છે. પરિણામે તે વસ્તુ જુદી

છે; નાશ પામનારી છે, દગો દેનારી છે, દુઃખી કરનારી છે, છતાં તે સંબંધમાં આંખો મીંચીને જીવો પ્રવૃત્તિ કરી રહ્યા છે અને જે વસ્તુ સાચી છે, કાયમ ટકી રહેનારી છે, સદા સાથે રહેનારી છે સુખરૂપ છે તે પોતાનો આત્મા જ છે, તેને માટે જરા પણ વિચાર કે પ્રવૃત્તિ કરતા નથી. માટે જ આત્મા તરફ પ્રવૃત્તિ કરવી, તેની ઉપાસના કરવી તે દુર્લભ છે. આ દુષમકાળમાં પણ આત્માને ઓળખીને તે તરફ પ્રવૃત્તિ કરનારા જીવો સહેલાઇથી પોતાનુ કલ્યાણ કરી શકે છે. માટે ઉત્તમ વખત અને જે અનુકૂળ સાધનો પોતાને મળ્યાં હોય તેનો આત્માને માર્ગે ઉપયોગ કરવા ચુકવું નહિં.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### જ્ઞાનાદિ રત્નત્રય.

**रत्नत्रया द्विना चिद्रूपोपलब्धिर्न जायते ॥**
**यथर्द्धिस्तपसः पुत्रा पितुर्वृष्टिर्बलाहकात् ॥१॥**

"તપ વિના જેમ લબ્ધિઓ થતી નથી, પિતા વિના પુત્ર થતો નથી અને વાદળ વિના વૃષ્ટિ થતી નથી, તેમ રત્નત્રય–જ્ઞાન, દર્શન, ચારિત્રવિના ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી."

જ્ઞાન, દર્શન અને ચારિત્રમાં આત્માની પ્રવૃત્તિ થાય તેને રત્નત્રય કહેવામાં આવે છે. આત્મા આ ત્રણ રત્ન સ્વરૂપજ છે. તેમ જ સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એજ મોક્ષનો માર્ગ છે.

આ રત્નત્રય વ્યવહારે તેમ નિશ્ચયથી એમ બે પ્રકારે છે. દ્વાદશાંગી અથવા ચૌદપૂર્વનું જ્ઞાન કરવું તે વ્યવહાર જ્ઞાન છે. જેના સારભૂત જીવ અજીવ બે પદાર્થો છે. તેનો વિસ્તાર તે ચૌદપૂર્વનું જ્ઞાન છે. જીવ અજીવના મધ્યમ વિસ્તારરૂપ પુન્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ એ નવ તત્ત્વો બને છે. જેમાં ચેતના છે તે જીવ છે. તેનાથી વિપરીત લક્ષણ તે અજીવ છે. તેમાં જડતા છે. શુભ કર્મનાં પુદ્ગલો તે પુન્ય છે. અશુભ કર્મના પુદ્ગલો તે પાપ છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને મન વચન કાયાની પ્રવૃત્તિ રૂપ યોગ એ હેતુથી જે આવે તે આશ્રવ છે. વિરતિથી આવતાં કર્મને અટકાવવાં તે સંવર છે. આવેલાં કર્મોનું પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના ભેદે અન્યોઅન્ય જોડાવું તે બંધ છે. બંધાયેલાં કર્મોને આત્માના પ્રદેશથી ભોગવીને જુદાં કરવાં તે નિર્જરા અને આત્મ પ્રદેશથી બધાં કર્મોનું નિર્જરી જવું તે મોક્ષ છે.

જ્ઞાન ભણવાના વખતે જ્ઞાન ભણવું, કાળ વેળાએ ન ભણવું. વિનયપૂર્વક જ્ઞાન શીખવું. બહુમાન પૂર્વક ભણવુ, ઉપધાન અને યોગ વહનની તપશ્ચર્યા કરીને જ્ઞાન શીખવું. જ્ઞાન આપનાર ગુરૂને ઓળવવા નહિં—તેનો ઉપકાર ન ભૂલવો. અક્ષરો, કાનો, માત્ર, બિન્દુ પડયા ન રહે તેમ-શીખવું, અર્થ સાથે ભણવું. જે ભણવામાં આવે તેનો અર્થ બરોબર સમજવો—યા—ધારી રાખવો. અક્ષર અને અર્થ બન્નેનું જ્ઞાન મેળવવું. આ સર્વ વ્યવહાર જ્ઞાન છે. તેનાથી સર્વ તત્ત્વોનું જ્ઞાન થાય છે.

આત્માના સ્વરૂપનું જ્ઞાન કરવું. તે નિશ્ચયજ્ઞાન છે. જ્ઞાન એ આત્માનો ગુણ છે. આત્માથી જ્ઞાન જુદુ નથી. છતાં સ્વભાવનું જ્ઞાન-સ્વરૂપમાં સ્થિરતા કરાવે છે, ત્યારે વિભાવનું જ્ઞાન, આત્મ જાગૃતિ ન-

હોય તો ભાન ભૂલાવી રાગ દ્વેષ કરાવી નવીન કર્મ બંધ કરાવે છે. માટે સ્વભાવમાં આવવા માટે વિભાવ જ્ઞાનને જાણવાની જરૂર છે. કેમકે વિભાવથી સ્વભાવને જુદો કરવા માટે તેના પ્રતિપક્ષીને જાણવાની જરૂર રહે છે. તે જાણ્યા પછી સ્વભાવમાં સ્થિરતા કરવાનું કાર્ય ચાલુ રાખવાનું છે. આ જ્ઞાન ઉત્તમ છે. કર્મ રેણુને ઉડાવનાર પવન સમાન છે અને મોક્ષનું હેતુ છે. મોહના અભાવથી પોતાના આત્મતત્ત્વનો અનુભવ થાય છે. બાહ્ય અભ્યંતર સંગથી મુક્ત થયેલ આ પરમ જ્ઞાન છે.

જીવ અજીવ આદિ નવ તત્ત્વોની શ્રદ્ધા થવી તેને વ્યવહારે દર્શન કહેવામાં આવે છે. નિશ્ચય દર્શનના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયક એવા ભેદો છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, સમકિત મોહનીય મિશ્રમોહનીય અને મિથ્યાત્વ મોહનીય આ સાત પ્રકૃતિના ઉપશમ સમ્યક્ત્વથી ઉપશમ કહેવાય છે. સાત પ્રકૃતિના ક્ષયોપશમથી ક્ષયોપશમ સમ્યક્ત્વ કહેવાય છે અને સાત પ્રકૃતિના ક્ષયથી ક્ષાયક સમ્યક્ત્વ યાને દર્શન કહેવામાં આવે છે.

જે વિચાર કે વર્ત્તનથી અનંત કર્મ પરમાણુ આવે, તેમાં તીવ્ર કર્મોનો રસ પડે તે અનંતાનુબંધી કષાય કહેવાય છે. આ વિચાર કે વર્તન ક્રોધથી, માનથી, માયાકપટથી અને લોભથી એમ ચાર પ્રકારે થાય છે. મનુષ્યોના દરેક વિચાર કે વર્ત્તનમાં પ્રાયે કરી ક્રોધ, માન, માયા અને લોભ તો હોય છેજ. પણ તે સર્વમાં કાંઈ અનંતો રસ પડતો નથી, છતાં આત્મ સન્મુખ થવા રૂપ આત્મદષ્ટિ જ્યાં સુધી જાગૃત ન થઇ હોય ત્યાં સુધી સત્તામાં તેનાં બીજ હોય છે, એટલે તે જીવની આ દેહ દષ્ટિથી કે પુદ્‌ગલાનંદીપણાથી તે બીજને પોષણ મળ્યા કરે છે.

મિથ્યાત્વનાં પુદ્ગલો શોધેલાં હોવાથી ઉજળાં થયેલાં હોય તે સમ્યક્ત્વ મોહનીય છે. અરધાં શુદ્ધ અને અરધાં અશુદ્ધ એવાં મિશ્ર મિથ્યાત્વનાં પુદ્ગલોને મિશ્રમોહનીય કહે છે અને સર્વથા અશુદ્ધ મિથ્યાત્વનાં પુદ્ગલો તે મિથ્યાત્વ મોહનીય છે. મિથ્યાત્વ મોહનીય એ કર્મોનું બીજ છે, અથવા મૂળ છે. ડાળાં પાંખડાં કાપી નાખવા છતાં જો મૂળ સાજું હોય તો પાછું ઝાડ નવપલ્લવિત થાય છે, તેમ જો આ મિથ્યાત્વનું મૂળ કાયમ હોય તો આ સંસાર વૃક્ષ નવપલ્લવિતજ રહે છે. તેવા જીવોને ભવમાં આનંદ લાગે છે. પુદ્ગલોમાંજ સુખ દેખાય છે. આત્મામાં પ્રેમ થતો નથી, તેના સુખમાં શાંતિ દેખાતી નથી. અરે ! તે આત્માનુ નામ પણ તેને ગમતું નથી. આવા જીવોને મિથ્યાત્વી કહેવામાં આવે છે. કેમકે પાંચ ઇન્દ્રિયનાં કે વિશ્વના મિથ્યા સુખમાં તેને પ્રીતિ હોય છે.

મિથ્યાત્વનાં અરધાં અશુદ્ધ પુદ્ગલવાળો જીવ તેના કરતાં સારો છે. તેને મનમાં મધ્યસ્થતા હોય છે. તેની સત્ય આત્મા તરફ પ્રવૃત્તિ તો નથી છતાં તેના ઉપર દ્વેષ કે ખેદ પણુ નથી. એ પણુ ઠીક છે અને આ પણુ ઠીક છે. એવી માન્યતા હોય છે. એમ છતાં મિથ્યાત્વનાં પુદ્ગલોનું વેદન હોવાથી તેને પડતાં વાર લાગતી નથી, તેમજ નિમિત્ત સારૂં મળી આવે તો તે આગળ પણ વધી શકે છે. અને આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરી શકે છે.

મિથ્યાત્વના ઉજ્વળ પુદ્ગલવાળો તેના કરતાં સારો છે. વસ્તુગતે વસ્તુને તે જોઇ શકતો નથી પણ તેની તે નજીક છે. પારદર્શક પુદ્ગલોના આંતરાની માફક તેના વચમાં ઉજળો પણ પડદો છે, તેથી તેના મનમાં પ્રસંગે પ્રસંગે શંકા કાંક્ષાઓ થયા કરે છે. વસ્તુનો તાત્વિક નિશ્ચય તેને નથી જ્યાં કોઈ જ્ઞાની પુરૂષોનું નિમિત્ત મળી જાય તો

સમ્યક્ત્વ પ્રાપ્તિની તૈયારી તેનામાં છે. અને જો વિપરીત નિમિત્ત મળી જાય તો આ શુદ્ધ પુદ્‌ગલને મિથ્યાત્વનાં મેલાં પુદ્‌ગલો થતાં પણ વાર ન લાગે. કેમકે મિથ્યાત્વનું બીજ તેનામાં કાયમ છે. આ સાત પ્રકૃતિઓ ઉપર બતાવી તે આત્મજાગૃતિના બળે સત્તામાં દબાવી હોય તેને ઉપશમ સમ્યક્ત્વ અથવા દર્શન કહે છે. જેમ નીચે અગ્નિ પડેલો હોય છતાં ઉપર રાખ વિગેરે કોઈ પદાર્થ નાખવાથી અંદરમાં તે દબાયેલો રહે છે તેમ પરમાત્મ સ્મરણની અખંડ ધારા ચાલતી હોય તે વખતે આ સાતે પ્રકૃતિઓ સત્તામાં દબાયેલી રહે છે. આત્મસ્મરણ ચાલતું હોવાથી આ પ્રસંગે તેને બાહાર નીકળવાનું નિમિત્ત મળતું નથી. આ પરમાત્મ સ્મરણ તે રાખની માફક તેને સત્તામાં દબાવી રાખે છે. આ વખતે ઉપશમનું બળ વધે છે. આત્માનો ઝાંખો પ્રકાશ કે મધુર આનંદ તેને મળે છે. આવા ઉપશમનું બળ જો બહુજ વધારવામાં આવે તો પ્રસંગે તે સાતે પ્રકૃતિનો ક્ષય થઇ, ઉપશમમાંથી અનુક્રમે ક્ષાયક ભાવ પણ પ્રગટે છે. માટે જ્યાં સુધી ક્ષય કરવાનું બળ ન પ્રગટે ત્યાં સુધી મનુષ્યોએ ઉપશમનું બળ વધારતા રહેવું.

જેમ દબાયેલા અગ્નિમાંથી પણ બારિક વરાળ બાહાર આવે છે અને અગ્નિ દબાયેલો રહે છે તેમ કાંઈક મિથ્યાત્વનાં પુદ્‌ગલો વેદાય અને કાંઇક દબાયેલાં રહે. આ સ્થિતિને ક્ષયોપશમની સ્થિતિ કહે છે. પરમાત્માનું સ્મરણ કરતાં અને આત્મજાગૃતિવાળા ઉપયોગમાં રહેવાની પ્રવૃત્તિ કરતાં એકાગ્રતા ન હોવાથી વચમાં વિકલ્પો આવ્યા કરે અને કાંઈક સ્થિરતા હોય. આ સ્થિરતા તે પુદ્‌ગલોને દબાવી રાખે છે અને કાંઈક વિકલ્પવાળી અસ્થિરતાને લીધે તે પુદ્‌ગલો બાહાર આવે છે, આને ક્ષયોપશમ કહે છે.

ક્ષાયક દશામાં તો આ સાતે પ્રકૃતિઓનો મૂળથી ક્ષય કરવામાં આવે છે. ઉપશમના વિશેષ બળને લીધે આત્મજાગૃતિમાં વધારો થતો રહે છે. આ આત્મજાગૃતિના બળે છેવટે તે શુદ્ધ મિથ્યાત્વના પુદ્ગલોનો નાશ કરવામાં આવે છે; એટલે, ક્ષાયક દર્શન પ્રગટે છે. આ વખતે આવેલુ પાછું ન જાય—પ્રગટેલો આત્મપ્રકાશ કોઇ પણ પ્રસંગે ન બુઝાય તેવું આત્મદર્શન થાય છે. તેને લઇને એ સાધકના આનંદનો પાર રહેતો નથી. હવેથી તે પોતાના આત્માના કાયમ દર્શન કરે છે. માટેજ તેને ક્ષાયક દર્શન કહે છે.

ઉપશમમાં અને ક્ષયોપશમમાં પણ આત્મદર્શન તો હોય છે પણ તે અખડ નથી, તેમ શુદ્ધ પણ નથી, ઉપશમમાં આત્મદર્શન વધારે શુદ્ધ થાય છે, પણ તેની સ્થિરતા ઓછી થતાં પાછો પડદો તેની આગળ આવી પડે છે. ક્ષયોપશમમાં ઝાંખી વિશુદ્ધિ હોય છે. પરિણામની ધારામાં ફેરફાર થતાં તેની આડે પણ વિશેષ ઝાંખો પડદો આવી રહે છે.

આ સ્થળે દર્શનમોહનીય કર્મના ઉપશમ કે ક્ષયને લઇને જેટલો આત્મા ઉજ્વળ બન્યો છે, જેટલાં કર્મો આત્મા ઉપરથી ઓછાં થયાં છે, તેટલો આત્મગુણ પ્રગટ્યો છે. આ આત્મગુણને દર્શન કહેવામાં આવે છે તે નિશ્ચય સમ્યગ્ દર્શન છે.

પાપવાળા વ્યાપારોની નિવૃત્તિ કરવી અને શુભ કર્મમાં પ્રવૃત્તિ કરવી તેને વ્યવહાર ચારિત્ર કહે છે.અહિંસા, સત્ય,અચૌર્ય, બ્રહ્મચર્ય,અને અપરિગ્રહરૂપ મૂળ ગુણ અને કર્મકાંડ તે ઉત્તર ગુણ, આ બન્ને મૂળ ઉત્તર ગુણોનું મોક્ષને અર્થે પાલન કરાય તે ચારિત્ર છે. પ્રથમનાં જ્ઞાન અને દર્શન સાથે હોય તોજ આ ચારિત્ર કર્મ ક્ષય કરવામાં પરંપરાએ ઉપયોગી છે.

તે સિવાય શુભવર્ત્તન હોવાથી પુન્ય બંધનું કારણ થાય છે. જ્યાં જ્યાં શુભ ઉપયોગ અને શુભ પ્રવૃત્તિ છે ત્યાં ત્યાં વ્યવહાર ચારિત્ર છે અને તે પુન્ય બંધનું કારણ છે. પરંપરા એ મોક્ષનું કારણ થાય છે.

પોતાના શુદ્ધ આત્મામાં અત્યંત નિશ્ચળ સ્થિતિ તે ઉત્તમ નિશ્ચય ચારિત્ર છે તેથી કર્મનો ક્ષય થાય છે. દર્શન અને જ્ઞાન બળથી પોતાના શુદ્ધ ચિદ્રૂપમાં સ્થિતિ કરવી અને એ વિશુદ્ધિના બળે પર દ્રવ્યનું સ્મરણ ન થાય તેવી સ્વરૂપમાં લીનતા કરવી તે ઉત્તમ ચારિત્ર છે. આત્મદર્શન સ્થિર થયા પછી તેમાં એકરસતા થવી દુર્લભ નથી. આ એકરસતા તેજ નિર્વિકલ્પ સ્વરૂપસ્થ દશા છે.

આ વ્યવહાર રત્નત્રય સાધન રૂપ છે અને નિશ્ચય રત્નત્રય તે સાધ્ય રૂપ છે. સત્ પુરૂષોએ તેનું સેવન કરેલું છે. આ ચારિત્ર જગ-તને પૂજ્ય છે. વ્યવહાર ચારિત્ર જે શુભ ઉપયોગની પ્રવૃત્તિ રૂપે છે તે સ્વર્ગાદિસુખનું સાધન છે. શુદ્ધ ઉપયોગમાં સ્થિરતા રૂપ નિશ્ચય ચારિત્ર મોક્ષનું કારણ છે.

વ્યવહાર રત્નત્રયથી નિશ્ચય રત્નત્રય પ્રગટ થાય છે. આ રત્નત્રય વિના કોઇને કોઈ પણ કાળે પોતાના પરમશુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી, આ જ્ઞાનીઓનો દૃઢ નિશ્ચય છે.

# પ્રકરણ ૧૩ મું.

## વિશુદ્ધિનાં સાધનો.

**येनोपायेन संक्लेश श्चिद्रूपाद्यातिवेगतः ।**
**विशुद्धिरेति चिद्रूपे, स विधेयो मुमुक્ષुणा ॥१॥**

"જે ઉપાય વડે આત્મામાંથી મલીનતા જલદી નાશ પામે, અને આત્મામાં વિશુદ્ધિ આવે તે ઉપાય મોક્ષના ઇચ્છક જીવોએ કરવો." આત્મામાં રાગ દ્વેષની લાગણીઓ છે તેજ મલીનતા છે. જેટલે અંશે આ મલીનતા ઓછી થાય છે તેટલે અંશે વિશુદ્ધિ પ્રગટ થાય છે.

મન બે પ્રકારનું છે. એક દ્રવ્ય મન બીજું ભાવ મન. પુદ્ગલનાં પરમાણુઓનું બનેલું મન તે દ્રવ્ય મન છે, જેમાંથી અનેક આકૃતિઓ બધાય છે અને આંતર્ દૃષ્ટિથી તે જોવામાં પણ આવે છે. અનેક પ્રકારના વિકલ્પો અને કલ્પનાઓ તે પણ દ્રવ્ય મન છે. ભાવ મન આત્માના ઘરનું છે. તે ઉપયોગ રૂપ છે. ઉપયોગ શુભ, શુદ્ધ, અશુભ અને અશુદ્ધ એમ અનેક પ્રકારે છે. શુદ્ધ ઉપયોગ જે કેવળ સહજ સ્વરૂપ નિર્વિકલ્પ રૂપ છે. વીતરાગ દશામાં સાકાર અને નિરાકાર રૂપ ઉપયોગ છે, જેમાં કર્મમળનો અભાવ છે તેવા શુદ્ધ ઉપયોગ સિવાયનો શુભ, અશુભ અને અશુદ્ધ ઉપયોગ છે તે મલીનતાવાળો છે,

આ ભાવ મન કે જે શુભાશુભ ઉપયોગ રૂપ છે, તેને આત્માની મલીનતાવાળી સ્થિતિ કહો તો પણ એકજ વાત છે, આ આત્માને અથવા આ ભાવ મનને શુદ્ધ કરવાની જરૂર છે, આત્માનું કલ્યાણ ઇચ્છનારાઓએ પ્રથમ આ મનને શોધવું જોઇએ. તેમાં

રહેલા મળને દૂર કરવો જોઇએ, જેમ રોગી માણસને મળ શુદ્ધિ કર્યા વિના શરીરની પુષ્ટિ કરનારૂં રસાયણ પણ કાંઈ ઉપયોગી થતું નથી, તેમ મન શુદ્ધિ કર્યા વિના આત્મજ્ઞાન ફાયદો આપતું નથી, રોગીને પ્રથમ વૈદ્ય લોકો જુલાબ આપી તેનો કોઠો સાફ કરે છે પછી દવા કે રસાયણ જે આપે છે તે તેને ફાયદાકારક થાય છે. તેમ જ્ઞાની ગુરૂઓ રૂપ વૈદ્યો પ્રથમ મનને શુદ્ધ કરવા શુભ કાર્યમાં મનને અખંડ પ્રવૃત્તિ કરાવવા રૂપ જુલાબ આપી, અશુભ વિચારો અને વર્ત્તનો બંધ કરાવે છે, તે પછી આત્માનુ ધ્યાન કરવા રૂપ રસાયણ આપે છે તે સિવાય કરાયેલી મહેનત આત્મ સ્વરૂપ પ્રગટ કરાવનારી થતી નથી.

જેમ પાણીના પ્રવાહને અટકાવવા આડી મજબુત પાળ બાંધવા રૂપ બંધ નાખવામાં આવે છે તેથી પાણી રોકાઈ રહે છે, છતાં તે રોકાયેલા પાણીને બીજી બાજુ વાળવાનો પ્રયત્ન કરવામાં ન આવે તો તે પાણી પાળને તોડી નાખશે. અથવા પાળ ઉપર થઇને ચાલ્યું જશે; તેમ મનથી કોઇ પણ અશુભ વિકલ્પ ન કરવા રૂપ નિશ્ચય કરવામાં આવે તેથી તે નિશ્ચયની પાળ આગળ અશુભ વિકલ્પો અટકશે, છતાં તે મનને બીજે રસ્તે જોડવામાં ન આવે તો છેવટે મન તેના સ્વભાવ પ્રમાણે પોતાના નિશ્ચયને તોડી નાખશે. માટે મનને સારા વિચારો કરવા તરફ વાળવુ જોઇએ. સારા વિચારો કે જાપ કરવા તરફ વળેલો મનનો પ્રવાહ અશુભ માર્ગ તરફ વહન નહિં થાય અને અશુભ વિચારો ન કરવાના નિશ્ચયવાળો પાળનો બંધ મજબુત બન્યો રહેશે. આ વિચાર પ્રમાણે મનને શુભ માર્ગમાં જોડવાથી અશુભ વિચારોને અટકાવવાની જરૂર પણ રહેશે નહિં.

અર્થાત્ શુભ વિચારો કરવા આડે તેને ફુરસદ નહિં મળે, તેથી અશુભ વિચારો કરતું મન સ્વભાવિકજ બંધ થશે.

'જેમ કાંટો કાંટાને કાઢે છે તેમ શુભ વિચારો અશુભ વિચારોને હઠાવે છે. કાંટો કાઢવા માટે સોય કે શળ રૂપ બીજો કાંટો પગમાં નાખવો પડે છે, આ કાંટો પ્રથમના કાંટાને કાઢી નાખે છે, કાંટો નીકળ્યા પછી તે બન્નેને દૂર કરવામાં આવે છે. તેમ મનની વિશુદ્ધિ માટે, મનનો મેલ દૂર કરવા સારૂ, પરમાત્માના નામનો જાપ કરવા રૂપ કે તેમની વીતરાગ ભાવવાળી સજીવન' મૂર્તિનું યા શુદ્ધ 'આત્મ-'ભાવને સૂચક પ્રતિમાજી પ્રમુખનું આલંબન લેવામાં આવે છે. આ આલંબનની મદદથી મનની વિશુદ્ધિ કરવામાં આવે છે. મલીનતા રૂપ કાંટો આ આલંબનના કાંટાથી કાઢવામાં આવે છે, તે મલીનતા દૂર થતાં આલંબન રૂપ કાંટાને પણ મૂકી દેવામાં આવે છે.

આ આલંબનમાં મન સર્વથા શાંત થતું નથી. જાપ કરવો કે આકૃતિ સામે જોવામાં મનને રોકવું પડે છે. 'આટલી પણ વિભાવ દશા છે. આટલી પણ મનની પ્રવૃત્તિ છે છતાં અશુભ વિચારમાં પ્રવર્તતા મન કરતાં આટલી મનની પ્રવૃત્તિ રહે છે તે ઉત્તમ છે. મનની ઘણી પ્રવૃત્તિબંધ થયેલી છે. જેમ મત્રવાદિ મત્રના પદને બોલીને ધીમે ધીમે સાપ પ્રમુખના ઝેરને દૂર કરે છે, તેમ પરમાત્માના નામ સ્મરણ રૂપ મંત્રના પદોવડે મનની અશુદ્ધતા રૂપ ઝેરને સાધક ધીમે ધીમે દૂર કરે છે. ઝેર ઉતરી ગયા પછી મત્રના શબ્દો બોલવાની જરૂર નથી. શબ્દના બળથી ઝેરનાં પરમાણુ હઠી જાય છે. અથવા રૂપાંતરમાં બદલાઈ જાય છે. જેમ અંધકારના પરમાણુઓ પ્રકાશના પરમાણુના બળથી પ્રકાશના રૂપમાં બદલાઈ જાય છે તેમ મનની અશુદ્ધિવાળાં પરમાણુઓનું પરમાત્માના નામ સ્મરણ રૂપ પ્રકાશના

બળે રૂપાંતર પામી જાય છે, એટલે અશુદ્ધ કે અશુભ અધ્યવસાયમાંથી મનને પાછું હઠાવીને શુભ આલમ્બનમાં જોડી દેવું તે શરૂઆતમાં ઘણું સારૂં છે.

ત્યાર પછી " હું શુદ્ધ આત્મ સ્વરૂપ છું. નિરંજન છું. નિરાકાર છું. જ્યોતિ સ્વરૂપ છું. " આવા કોઇ પણ વિચારને મુખ્ય રાખીને મનની શુભ કલ્પના રૂપ જાપ કે પ્રતિમાજી આદિના આલંબનને મૂકી દેવું, અને એ શુદ્ધતા, કર્મ અંજન રહિતતા, નિરાકારતા કે જ્યોતિં સ્વરૂપતામાં એક રસ થઈ રહેવું. તેમાં રહેવાય તેટલીવાર રહેવું અને ન રહેવાય તો પાછું પ્રથમનું આલંબન પકડી લેવું. તેમાંથી પાછું નિર્વિકલ્પાદિના સ્વરૂપમાં આવવું. આમ થોડીવાર આલંબન લેવું અને થોડીવાર નિરાલંબન મનને રાખવું. આ પ્રમાણે કેટલાક લાંબા વખતના અભ્યાસ પછી મન આત્મામાં આવીને લીન થઇ જાય છે, આં વખતે વિશુદ્ધિ ઘણી થયેલી હોય છે અને જેમ જેમ આત્માના નિર્વિકલ્પ સ્વભાવમા વધારે વખત રહેવાય છે તેમ તેમ વિશુદ્ધિ વધતી જાય છે.

કોઇની પણ નિંદા ન કરવી. પાપી મનુષ્યોને જોઇને તેના કર્મની તેવીજ રચના છે એવો વિચાર કરવો. અથવા તેના કર્મનો જોખમદાર કે જવાબદાર તેજ છે, કરશે તે ભરશે, વાવશે તેવું લણશે, એમ વિચાર કરીને તેની નિંદા ન કરતાં ઉપેક્ષા કરવી. ગુણવાન્ મનુષ્યોની સેવા કરવી, ગુણાનુરાગ કરવો. દરેક મનુષ્યમાંથી અને દરેક વસ્તુમાંથી ગુણ જોવાની અને લેવાની ટેવ રાખવી, તત્ત્વનો નિશ્ચય કરવો. લોકસંજ્ઞા ( લોકો જેમ કરે તેમ કરવા રૂપ )નો ત્યાગ કરવો. આત્મશ્રદ્ધા રાખવી, જડચૈતન્યનો વિવેક કરવો. બાળક પાસેથી પણ હિતકારી વચન ગ્રહણ કરવાં. દુર્જન મનુષ્યોના ઉપર પણ દ્વેષ

ન કરવો. પારકી આશાનો ત્યાગ કરવો. વિષયોને પાશ સમાન લેખવવા. કોઇ સ્તુતિ કરે તો ખુશી ન થવું. કોઇ નિંદા કરે તો ક્રોધ ન કરવો. ધર્મ ગુરૂની સેવા કરવી. તત્ત્વ પ્રાપ્ત થાય તેની ઇચ્છા રાખવી. મનની પવિત્રતા વધારવી. આત્મ સ્થિરતા કરવી. છળપ્રપંચ ન કરવા. વૈરાગ્ય ધારણ કરવો. મનનો નિગ્રહ કરવો. ભવમાં રહેલા દોષો જોવા. દેહાદિની વિકૃતિ–યા વિરૂપતાનો વિચાર કરવો. સર્વ જીવ સાથે મિત્રતા રાખવી. દુઃખી જીવો ઉપર કરૂણા કરવી. અનિત્યાદિ બાર ભાવનાનો વિચાર કરવો. પરમાત્મા તરફ ભક્તિ વધારવી. એકાંતવાસ સેવવો અથવા નિર્જન પ્રદેશમાં રહી આત્મ તુલના કરવી. પ્રમાદનો વિશ્વાશ ન કરવો. આગમને મુખ્ય કરીને વર્તન રાખવું. મનમાં કુવિકલ્પો આવવા ન દેવા. જ્ઞાની અને વયોવૃદ્ધ પુરૂષની નિશ્રાએ રહેવું. આત્માનું ધ્યાન કરવું. શ્વાસોશ્વાસે પરમાત્માનું સ્મરણ કરવું આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવો અને આત્માના આનંદમાં લીન થવું આ સર્વ ઉપાયો મનની વિશુદ્ધિ વધારવા માટેના છે.

ઘણી વખત બીજા જીવોના દુર્ગુણો જોઇને તેની નિંદા કે વાતોમાં આ જીવ એટલો બધો રસ લે છે કે વિના પ્રયોજને પોતાની વિશુદ્ધિ ગુમાવીને મલીનતામાં વધારો કરે છે, પણ એવા જીવો વિચાર નથી કરતા કે તેના ગુણ દોષોના જવાબદાર તે છે. તેનો સારો કે ખોટો બદલો તેને મળશે. તમારા વિચારથી તેનું સારૂં કે બુરૂં થવાનું નથી. માટે તે તરફ ઉપેક્ષા કરવી અને આત્મભાન જાગૃત રાખવું. માયામાં બીજું શું હોઇ શકે? માટે પોતાની નિર્મળતાની ખાતર પારકી ચિંતાનો ત્યાગ કરવો યોગ્ય છે. વિશુદ્ધિ એજ અમૃત છે. તેજ પરમ ધર્મ છે. સુખની ખાણ છે. મોક્ષનો માર્ગ પણ તેજ છે. સિદ્ધાંતોનું આજ રહસ્ય છે.

# પ્રકરણ ૧૪ મું.

## આત્મલક્ષ.

चित्तं निधाय चिद्रूपे, कुर्याद्वागंगचेष्टितं ।
सुधीर्निरंतरं कुंभे यथा पानीयहारिणी ॥१॥

" જેમ પાણીયારી માથે પાણીનું બેડું હોય છતાં પોતાનું મન-પાણીના ભરેલા ઘડા તરફ રાખીને પોતાની સખીઓની સાથે, વચનથી, બોલવાનું અને શરીરથી એટલે હાથદ્વારા તાળીઓ પાડવી, હસવું ઈત્યાદિ વિવિધ પ્રકારથી ચેષ્ટાઓ–પ્રવૃત્તિઓ કરેછે છતાં બેડાને પડવા દેતી નથી, તેવી રીતે આત્મ કલ્યાણના ઈચ્છિક મનુષ્યે પોતાનું ચિત્ત આત્મા તરફ રાખીને વ્યવહારથી–ઉપરથી વચન અને શરીરની પ્રવૃત્તિ કરવી."

આયુષ્ય અલ્પ છે, વિઘ્નો અનેક છે. પૂર્વ કર્મને લઈને વ્યવહારની–ઉદર નિર્વાહની મુશ્કેલીઓ પણ હોય છે. રોગાદિકનો ઉપદ્રવ કે કુટુંબની ચિંતાઓ પણ નડે છે, આવી સ્થિતિમાં આજીવે આત્માનું કલ્યાણ કેવી રીતે કરવું ? સત્ય સમજાયા પછી વ્યવહારની પ્રવૃત્તિ કંટાળા ભરેલી કેટલાકને લાગે છે. અને આત્મા તરફ પ્રવૃત્તિ કરવામાં ચિત્ત ખેંચાયા કરે છે તે સાથે વ્યવહારની પ્રવૃત્તિમાંથી કે જવાબદારી-માંથી કે ફરજમાંથી છુટી શકાય તેવું પણ હોતું નથી, આવા મનુષ્યોએ આત્મ સ્મરણ માટે વ્યવહાર આડે વખત કેવી રીતે મેળવવો અને પોતાનુ કલ્યાણ કેવિ રીતે કરવું ? પ્રથમ આ બાબત લક્ષમાં રાખીને જ્ઞાની પુરૂષો તેવા જીવોને ઉદ્દેશીને કહે છે કે, પાણીહારી વાતો કરવા હસવા અને તાળીઓ પાડવાદિ ક્રિયા કરતાં જેમ પાણીના બેડામાંથી પોતાનું

લક્ષ ચુકતી નથી તેવી રીતે આત્મલક્ષ જાગૃત રાખીને તમે વ્યવહારમાં પ્રવૃત્તિ કરો. અથવા ગાય જેમ ચારો ચરવાને વનમાં જાય છે, તેનું વાછરડું ઘેર હોય છે, આ ગાય ચારો ચરે છે, વનમાં ચારે બાજુ હરે ફરે છે, પાણી પીવે છે અને પોતાના સમુદાયમાં પણ ઘુમે છે, છતાં તે ગાયની આ દરેક પ્રવૃત્તિમાં સુરતા કે ઉપયોગ, યા લાગણીતો પોતાના વ્હાલા વાછરડામાં જ હોય છે. આવી રીતે આત્મ ભાનમાં જાગૃત આત્મા, વ્યવહારના કાર્ય કરવા છતાં પોતાના શુદ્ધ સ્વરૂપનું લક્ષ ચુકતો નથી. અથવા ભર બજારમાં નટ પોતાના ખેલ કરે છે, વાંસ લઇને દોર ઉપર ચડે છે, લોકો કોલાહલ કરે છે; નીચે તેના સોબતીઓ ઢોલ કે બીજાં વાજીંત્રો વગાડે છે, કોઈ ગાયન કરે છે, આટલા બધાં વિક્ષેપનાં સાધનો-કારણો હોવા છતાં દોર પર ચડેલો નટ ત્યાં પોતાની રમત શરૂ કરે છે, તે વખતે પોતાની સુરતા દોર તરફની ચુકતો નથી, લોકોના કોળાહળને ગણકારતો નથી, કોણ કોણ લોકો જોવા આવ્યા છે અને તેઓ કેવા છે, તે તરફ ધ્યાન આપતો નથી. વાજીંત્ર વગાડનાર કે ગાયન કરનાર શું બોલે છે અને કેવું વગાડે છે તે પણ તે વખતે તેના લક્ષમાં નથી. કેવળ પોતાની સુરતા દોર ઉપર જ રાખતો હોવાથી ખેલ પુરો કરી શરપાવ મેળવે છે. એ વખતે જરા પણ લક્ષ બીજા તરફ કરે તો ઉપરથી પડે, હાડકાં ભાગે કે મરે અને લોકોમાં હાંસી પાત્ર થાય, વળી શરપાવ પણ ન વળે, છતાં તેવા પ્રસંગો ભાગ્યે જ આવે છે. આ દૃષ્ટાંતે આત્મ કલ્યાણનો ઇચ્છક જીવ વ્યવહારમાં બધી પ્રવૃત્તિ કરે છે છતાં તે પોતાનું ભાન ભુલતો નથી.

કામીઓના મનમાં જેમ રાત્રી દિવસ કામનુંજ લક્ષ, કામનીજ ભાવના, કામનું જ ચિંતન રહે છે, સર્વ સ્થળે તે પોતાના કામી

પુરૂષને, કે પુરૂષ પોતાની પ્રેમ પાત્રને જોયા કરે છે, દરેક શબ્દમાં તેના જ ભણકારા તેને સંભળાય છે; સ્વપ્નમાં પણ તેનાંજ આવે છે. વિચારોમાં પણ તેની જ આકૃતિઓ મનમાં ખડી થાય છે, ખાવાનું પીવાનું સુવાનું ઉઘવાનું અને તેના માટે લોકલાજને પણ તેઓ ભૂલી જાય છે. આતો એક ક્ષણીક, વિયોગશીલ, દુઃખદાઈ અને વિરસ પરિણામવાળી કામની ભાવના છે તેને માટે જ્યારે મનુષ્યો પોતાનું ભાન ભૂલીને એકતાર તેમાં બને છે તો પછી જે શાશ્વત, અખંડ સુખરૂપ, સુંદર પરિણામવાળો પરમાત્માનો માર્ગ છે તેની અંદર આ જીવે કેટલી બધી જાગૃતિ રાખવી જોઇએ? કેટલો પુરૂષાર્થ કરવો જોઇએ? આવી લાગણીથી પરમાત્માનું સ્મરણ કરાય તો આત્મા તે પરમાત્મા બની રહે છે.

જે જે ક્રિયાઓ કરમામાં આવે તે તે સર્વ ક્રિયામાં આત્મ ઉપયોગની જાગૃતિ હોવીજ જોઇએ. તે ક્રિયા પણ આત્માને માટેજ કરવી જોઇએ, આત્માની સાથે તે ક્રિયાનો સંબંધ જોડાવો જોઇએ, તોજ તે ક્રિયા કર્મની નિર્જરા કરી આત્મ સ્વરૂપ પ્રગટ કરી આપે છે.

ભગવાન મહાવીર દેવ કહે છે કે "આ માર્ગ ધીર પુરૂષોનો છે, આ માર્ગમાં ધીર પુરૂષોએ પ્રવૃત્તિ કરી છે." એટલે આ માર્ગમાં અનેક વિઘ્નો આવવા સંભવ છે પણ તે વખતે પોતાનું આત્મભાન ન ભૂલવું, આત્મભાન જાગૃત રાખી શકે તેજ ધીર પુરૂષ છે. વિઘ્નો તો આવવાનાંજ. પણ આ વિઘ્નો તે પ્રભુ માર્ગના પ્રવાસીની કસોટી રૂપ છે. કસોટીમાંથી પાસ થાય તોજ તે સોનાની કિંમત બરોબર ઉપજે છે તેમ વિઘ્નની કસોટીમાંથી આ જીવે પસાર થવાનુ છે. પોતાના પ્રભુ સ્મરણના માર્ગમાં રોગ, શોક, ઉપાધિ, આળસ્ય, સ્નેહ

વાસના. ઇત્યાદિ આડાં આવી ઉભાં રહે છે, તે વખતે જો આ જીવ પામર, રાંક, હતાશ, નિરાશ, અને ઉત્સાહ રહિત થઈને 'હું શુદ્ધ આત્મા છું' એ સ્મરણ મૂકી દે તો વિઘ્નો મજબુત થઈને તેના ઉપર ચડી બેસે છે. તે વખતે જીવ એમ વિચારે છે કે આજે નહિં પણ કાલે સ્મરણ કરીશ, મહીના પછી કરીશ, કે આ કાર્ય પુરૂ થયા પછી કરીશ તો જરૂર સમજવું કે તે ધીર પુરૂષ નથી, પણ કાયર છે. ધીમે ધીમે તેની કાયરતામાં વધારો થશે અને એક વખત એવો આવશે કે તેની આ સુંદર પ્રવૃત્તિ છુટી જશે. આવા વખતે પૂર્વના મહાન્ પુરૂષોનાં જીવનો યાદ કરી, તેઓના અખંડ પુરૂષાર્થને દષ્ટિમાં રાખી, સંગમદેવ જેવાના ૭ ૭ મહીનાના ઉપસર્ગમાં પણ નિશ્ચળ અને અડોલ રહેલા પ્રભુ મહાવીર જેવા વીર પુરૂષો તરફ લક્ષ રાખીને ઉદય આવેલાં કર્મોથી પરાભવ ન પામતાં, વિઘ્નોને હઠાવી દેવાથી તેના પુરૂષાર્થમાં, ઉત્સાહમાં અને જીવનમાં કોઈ અપૂર્વ શક્તિ પ્રગટ થશે. આ બળ અનેક તેવાં બળને મેળવશે. આ ઉત્સાહ તેથી મહાન્ ઉત્સાહને પ્રગટ કરશે. માટે તેવા વિઘ્નના પ્રસંગે પુરજોશથી બળ વાપરવું અને આત્મભાન અને આત્મ સ્મરણ ચુકવું નહિ.

આવાં વિઘ્નો આપણને શુદ્ધ કરવા માટે આવે છે. આપણી અંદર છુપાયેલી—સુતી પડેલી શક્તિને બાહાર લાવવા માટે આવે છે. વિઘ્નની સામે બળ વાપરવાથી સત્તામાં રહેલી વિશેષ શક્તિ બાહાર આવે છે. જેમ વિઘ્ન મોટું તેમ તેને જીતવા પુરૂષાર્થ વધારે કરવો પડે છે અને જેમ પુરૂષાર્થ કરાય છે તેમ સત્તામાં રહેલી શક્તિ બાહાર આવે છે. અને તેટલો જ આત્મા શુદ્ધ થાય છે તથા આગળ વધે છે. માટે વિઘ્નથી નિરૂત્સાહી ન થતાં તે વખતે બમણા જોરથી પુરૂષાર્થ કરવો.

રાગાદિક પાપ પ્રકૃતિના ઉદય રૂપ છે, તે ભોગવ્યાથી ઓછા થાય છે, તે સાથે આત્મ જાગૃતિ વધારવામાં આવે તો જે વિપાકે ભોગવાય છે તેના કરતાં આત્મ શુદ્ધિથી, આત્મ ઉપયોગની તિવ્ર જાગૃતિથી પ્રદેશદ્વારા ઘણી સ્હેલાઈથી અને ટુંકા વખતમાં તે કર્મો ઓછાં કરી શકાય છે.

શાસ્ત્રોમાં કે પરંપરા દ્વારા એમ સંભળાય છે કે પ્રભુ મહાવીરને જેટલાં કર્મો છેલ્લા ભવમાં હતા, તેટલાં તેવીશ તીર્થંકરોનાં ભેગાં મળીને હતાં, છતાં રીષભદેવ ભગવાનને એક હજાર વર્ષ કર્મ ખપાવતાં લાગ્યાં, બીજા તીર્થંકરોને થોડો, ઝાઝો પણ વખત લાગ્યો, ત્યારે મહાવીર પ્રભુએ તે સર્વ કર્મો સાડાબાર વર્ષમાં બાળીને ભસ્મ કરી નાખી કેવળજ્ઞાન પ્રકટ કર્યું. આનું કારણ એજ છે કે પ્રભુ મહાવીરે પ્રબળ પુરૂષાર્થ અને અખંડ જાગૃતિ રાખી, તેથી ટુંકા વખતમાં કર્મોનો નાશ કર્યો. કેટલાંક નિકાચિત કર્મો વિપાકે ભોગવ્યાં અને કેટલાંક સોપક્રમિક કર્મો આત્માની નિર્મળતાએ પ્રદેશે ભોગવ્યાં. કહેવાનો આશય એ છે કે આવાં પ્રબળ અને ઘોર કર્મના ઉદય વખતે પણ તે મહાન્ પુરૂષો પોતાના ચિદ્રપનું સ્મરણ ભૂલતા કે મૂકતા નહિ. ખરૂં કહો તો આવાં વિઘ્નોએજ તેમને ટુંકા વખતમાં પ્રબળ પુરૂષાર્થ કરાવીને નિર્મળ બનાવ્યા છે. ૐ, સોહ, હું શુદ્ધાત્મા છું. વિગેરેમાંથી કોઈ પણ શબ્દનો અખંડ જાપ વધારવાની જરૂર છે. આજ આત્મ સ્મરણ છે. પરમાત્માના નામને સૂચવનારો કોઈ પણ શબ્દ લ્યો, અમુકજ શબ્દ લેવો તેવો આગ્રહ કરવાનું કાંઇ પણ કારણ નથી, કેમ કે ભગવાનનાં—શુદ્ધ આત્માનાં હજારો નામ છે. માટે ગમે તે નામે શુદ્ધ આત્માને યાદ કરો. તેનું સ્મરણ કરો. એક આંખમીંચીને ઉઘાડો

તેટલો વખત કે, શ્વાશોશ્વાશ લ્યો તેટલો વખત પણ તે સ્મરણ ભૂલો નહિં. ત્યાર પછી તે અખંડ સ્મરણ થાય છે. વગર જપ્યે તે તરફ ઉપયોગ રાખો એટલે જપાયા કરે છે. આનું નામ પદસ્થધ્યાન છે. આ પદસ્થધ્યાન આવ્યા પછીજ રૂપસ્થ ધ્યાનની શરૂઆત થાય છે. એ પદસ્થ ધ્યાનને છેડેજ રૂપ પ્રગટે છે, આત્મ સ્વરૂપ દેખાય છે, અને પછી તે રૂપનુ ધ્યાન કરાય છે તે રૂપસ્થનુ ધ્યાન કહેવાય છે. અને આ રૂપસ્થ ધ્યાન તેજ રૂપાતિત ધ્યાનનુ કારણ છે. માટે ભોજન કરતાં, પાણી પીતાં, સુતાં, બેસતાં, ઉઠતાં, હાલતાં, ચાલતાં હું શુદ્ધ આત્માં છું આ વાતને ભૂલો નહિં.

તપ કરતાં, મૌનપણું ધારણ કરતાં, વ્રતો પાલતાં, આગમ ભણતાં, પ્રભુને નમસ્કાર કરતાં, મંદિર જતાં, ગાયન કરતાં, પૂજન કરતાં, યાત્રા કરતાં, અભિષેક કરતાં કોઈના સમાગમમાં આવતાં. અને વાહન પર બેસીને જતાં પણ હું શુદ્ધ આત્મા છું એ ધ્યાન ચુકશો નહિં.

ભણતાં, ભણાવતાં, સેવા કરતાં, દાનાદિ દેતાં, પરોપકાર કરતાં, યમ નિયમ પાળતાં. સંયમ ધારણ કરતાં, પણ હું શુદ્ધ આત્મા છું એ ધ્યાનને ભૂલશો નહિં. તેથીજ મોક્ષ પમાય છે.

આત્મજાગૃતિ વિનાની ક્રિયા કરતાં સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય છે. અને હું આત્મા છું એ જાગૃતિવાળો આત્મા કર્મની નિર્જરા કરી આત્માને ઉજ્વળ બનાવે છે. તે સિવાયની ધાર્મિક ક્રિયાથી પુન્ય બંધાય છે.

મુમુક્ષુઓ! વૈરાગ્યમાં વૃદ્ધિ કરો, સર્વ સંગનો ત્યાગ કરો, તત્ત્વજ્ઞ ગુરૂનો આશ્રય લ્યો, સંયમ સ્વીકારો, સર્વ શાસ્ત્રો–સિદ્ધાંતોનો અભ્યાસ

કરો, નિર્જન અને નિરૂપદ્રવ સ્થાનમાં જઇને રહો; સર્વ ચિંતાનો ત્યાગ કરો, સિદ્ધાસન કે પદ્માસનાદિ આસને લાંબા વખત સુધી શાંતિથી બેસી શકાય તેવું આસન દૃઢ કરો, સમભાવ ધારણ કરો અને મનને નિશ્ચળ કરી 'હું શુદ્ધ ચિદ્રૂપ છું' આ પદસ્થ ધ્યાનનો અભ્યાસ કરો. એથી કર્મનો નાશ થાય છે. ઉત્તમ ધર્મ ધ્યાનની વૃદ્ધિ થાય છે અને છેવટે શાશ્વત શાંતિવાળા મોક્ષની પ્રાપ્તિ થાય છે.

પૂર્વે ઉત્પન્ન થયેલાં વૃક્ષો વરસાદ થવાથી વૃદ્ધિ પામે છે તેમ નિર્મળ આત્માના ધ્યાનથી ધર્મની વૃદ્ધિ થાય છે. વરસાદ વરસવાથી અંકુરાઓ પ્રગટી નીકળે છે તેમ શુદ્ધ આત્માના દર્શનથી મોક્ષ દેવાવાળો ધર્મ પ્રગટે છે.

વ્રતો લીધાં નહોય, શાસ્ત્રો ભણ્યાં નહોય, નિર્જન સ્થાનમાં નિવાસ ન કરાતો હોય, બાહ્ય અભ્યતર સંગનો ત્યાગ ન કર્યો હોય, મૌન ધારણ ન કર્યું હોય, અને યોગ ધારણ ન કર્યો હોય, ઇત્યાદિ કર્યા વિના પણ જો તે નિરતર અખડ આત્મજ્ઞાનનુંજ ચિંતન કરતો હોય તો તે જીવનું મોક્ષ થઈ શકે છે. આત્મસ્મરણ એ એવી પ્રબળ વસ્તુ છે કે તેની અદર વ્રતાદિ લીધા વિના પણ વ્રતાદિનું પાલન થઈજ જાય છે.

છ ખડનું રાજ્ય પાળતા છતાં પણ શુદ્ધ આત્માનું અખડ સ્મરણ કરનાર, શુદ્ધ આત્મામાં રક્ત થયેલ, નિરતર તે તરફ લક્ષ બાંધી વર્ત્તન કરનાર ભરત મહારાજા વિશેષ કર્મબધન કરતાં આરિસા ભુવનમાં કેવળજ્ઞાન પામ્યા. આ શુદ્ધ આત્માના સ્મરણનોજ મહીમા છે. સદા શુદ્ધ આત્માનું સ્મરણ કરનાર ઉપરથી વ્યવહારના સેંકડો

કાર્ય કરતો હોય છતાં પણ અશુભ કર્મથી બંધાતો નથી, તેનો આત્મા અલગ રહી શકે છે-રહી જાણે છે.

રોગથી પીડાતા છતાં, યષ્ટિ મુષ્ઠિથી તાડના કરાતાં છતાં અને દોરડાં પ્રમુખથી બંધાયા છતાં આત્મસ્વરૂપનું ચિંતન કરવાનું ભુલવું નહિં. આત્માનું ચિંતન કરનાર ભુખથી, ટાઢથી, તાપથી, તૃષાથી, અને આ તાપથી આર્ત્તધ્યાન કરતો નથી, સ્તુતિ કરવાથી તેને હર્ષ થતો નથી, નિંદાથી તેને ખેદ થતો નથી, શુભાશુભ પર દ્રવ્યના આવવા કે જવાથી તેને રાગદ્વેષ થતો નથી, સંપત્તિમા તેને પ્રમોદ જણાતો નથી ને વિપ-ત્તિમાં તેને શોક થતો નથી.

નિરતર શુદ્ધ આત્માનું સ્મરણ કરનાર બીજા લોકોના સમાગમમાં આવે છતાં તે પોતાનું આત્મભાન ભૂલે નહી. એ ભાન ભૂલાવનાર કારણો-નિમિત્તો છે એમ જાણીને તેવે પ્રસંગે વિશેષ જાગૃત રહે છે. આવા વિરોધી પ્રસંગોમાં જાગૃત રહેવાથી અનુકૂળ પ્રસંગમાં તેની જાગૃતિ ટકી રહે તેમાં આશ્ચર્ય નથી. હે મુમુક્ષુઓ! તમે એટલી બધી જાગૃતિ રાખો, આત્માનું સ્મરણ એટલું બધું વધારો કે કોઇ રોગથી કલેશથી કે અનેક મનુષ્યોના સમાગમથી તમારા આત્માનું તમને વિસ્મરણ થાય નહિ.

# પ્રકરણ ૧૫ મું.

## પરચિંતનનો ત્યાગ.

कारणं कर्मबंधस्य, परद्रव्यस्यचिंतनं ।
स्वद्रव्यस्य विशुद्धस्य, तन्मोक्षस्यैव केवलं । १

"પરદ્રવ્યનું ચિંતન કરવું તેજ કર્મબંધ થવાનું કારણ છે અને પવિત્ર આત્મદ્રવ્યનું ચિંતન કરવું તે કેવળ મોક્ષનુંજ કારણ છે. ૧"

સજીવ અને નિર્જીવ બન્ને પદાર્થોથી આ વિશ્વ ભરેલું છે. સજીવ પદાર્થમાં અનંતજીવ દ્રવ્યો છે. અજીવ પદાર્થમાં જીવદ્રવ્ય કરતાં અનંતગુણા જડ દ્રવ્યો છે. અનંતજીવદ્રવ્યમાથી પોતાના આત્માને જુદો કરીને તેનો વિચાર કરવો, તેનુ ચિંતન કરવું અને તેમાંજ સ્થિર થઈ રહેવું તેજ મોક્ષનું કારણ છે, ને સિવાય બાકી રહ્યાં તે સર્વે સજીવ અને નિર્જીવ દ્રવ્યો છે, તે પરદ્રવ્ય છે તેનું ચિંતન કરવું, તેમાં શુભાશુભ ઉપયોગ દેવો, તેમાં તદાકારે પરિણમવું તે પરદ્રવ્યનું ચિંતન કરવાનું કહેવાય છે, તે કર્મબધનું કારણ છે.

ચિંતન બે પ્રકારે થાય છે. એકતો તેના સ્વરૂપનો વિચાર કરી, પરિણામે દુઃખ રૂપ જાણી તેનાથી પાછું હઠવા રૂપે હોય છે. બીજું ચિંતન રાગદ્વેષની લાગણીથી થાય છે. આંહી જે વાત કહેવામાં આવે છે તે રાગદ્વેષની લાગણીઓ પેદા કરનાર ચિંતનના ત્યાગ માટે છે.

જડ વસ્તુનુ ચિંતન તેના આકર્ષક ગુણને લઈને થાય છે અને બીજું તેના સ્વભાવથી આત્માનો સ્વભાવ જુદો છે, તેની સરખામણી અથવા નિશ્ચય કરવા માટે થાય છે. પ્રથમનું ચિંતન ત્યાગ કરવા યોગ્ય

છે. બીજું ચિંતન વસ્તુતત્ત્વના નિર્ણય માટે કરીને તેનો નિશ્ચય થયા પછીજ ત્યાગ કરવા યોગ્ય છે. આત્મવસ્તુના ચિંતનમાં પણ અનંત આત્મદ્રવ્યો છે, તેમાંથી જ્ઞાતાદષ્ટા પણું, સુખ દુઃખના અનુભવ કરવાપણું પોતાનુ પોતાને ઉપયોગી છે, અને પોતા માટે પોતામાંજ અનુભવો થાય છે, માટે બીજા અરિહતાદિ પવિત્ર આત્મા સાથે પોતાના આત્મદ્રવ્યની સરખામણી કે નિશ્ચય કરી લીધા પછી પોતામાંજ સ્થિરતા કરવાની છે, અને તે સિવાયના બીજા જીવોના ચિંતનનો તો અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે.

આગળ વધવામાં આલંબન માટે અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિરાજ આ પાંચ પરમેષ્ટિની મદદ લેવામાં આવે છે, પણ માળ ઉપર ચડવામાં જેમ દાદરાની સહાય લેવામાં આવે છે તેમ આત્મદ્રવ્યથી જુદા તે અરિહતાદિની મદદથી આગળ વધવું અને માળ ઉપર ચડી ગયા પછી જેમ દાદરનો ત્યાગ કરવામાં આવે છે તેમ શુદ્ધ આત્મદ્રવ્યની પ્રાપ્તિ થયા પછી આ મદદગારોના ચિંતનનો પણ છેવટે ત્યાગ કરવો.

જે જે આત્માઓ જેટલા જેટલા આગળ વધ્યા હશે—તેમનો આત્મા જેટલો નિર્મળ થયો હશે, તેના પ્રમાણમાં તે પરવસ્તુના ચિંતનનો ત્યાગ કરી શકશે. આગળ વધવામાં પ્રથમ વૈરાગ્યની ભૂમિકા છે. દોષ દર્શન વૈરાગ્યવાળાને દુનિયાની ઘણીખરી વસ્તુમાં દુઃખજ દેખાય છે, તે દરેક વસ્તુની કાળી બાજુ જોઇને તેમાં દોષ જણાતાં તેનો ત્યાગ કરશે. આવા ત્યાગની પ્રથમ ઘણી જરૂર છે. આવો ત્યાગ તેના માર્ગમાં મુખ્યતાએ વિઘ્ન રૂપ જણાતી રાજ, વૈભવ, સ્ત્રી, પુત્ર, ધન, મિત્રો, કુટુંબો, સંબંધીઓ, ઘર, જમીન, આદિ તમામ વસ્તુ-

ઓનો ત્યાગ કરાવશે. આ ત્યાગથી મોહ ઉત્પન્ન કરાવનારાં, દુનિયાના બંધનમાં બાંધી રાખનારાં કર્મબંધનનાં ઘણાં કારણો ઓછાં થશે. છતાં શરૂઆતનો આ ત્યાગ હોવાથી એકનો ત્યાગ કરાવી બીજી વસ્તુઓનો તે સંગ્રહ કરાવશે. તે ત્યાગી થશે, ત્યાં માતાપિતાને ઠેકાણે તેને ગુરૂની જરૂર પડશે, ભાઇઓને ઠેકાણે ગુરૂભાઇઓ સ્થાન લેશે, પુત્ર પુત્રીઓને ઠેકાણે શિષ્ય શિષ્યાઓ આવશે, ઘરને ઠેકાણે ઉપાશ્રય, મઠ, ધર્મશાળાદિ સ્થાન ગ્રહણ કરવાં પડશે, ધનને ઠેકાણે પુસ્તકો આવશે, તાંબાપીતળ સોનારૂપાના વાસણોને સ્થાને લાકડાનાં ઉપગરણો ગોઠવાશે, વસ્ત્રોનો રૂપાંતરે સંચય કરવો પડશે અને નોકર ચાકરાદિના સ્થાને ગૃહસ્થ શિષ્યોનો સમુદાય હાજરી આપશે.

આમ એકના ત્યાગ પછી બીજાનું ગ્રહણ કરવાનુ આવે છે, છતાં પ્રથમ કરતાં આ રૂપાંતર ઘણું સારૂં છે. આગળ વધવામાં મદદગાર સાધન છે. પાપ આશ્રવનાં સાધનોને ઠેકાણે પુન્ય આશ્રવનાં કારણો આ છે. અશુભને સ્થાને એ શુભ સાધનો છે. તાત્વિક મમત્ત્વવાળાને બદલે ઉપર ઉપરની લાગણીવાળાં છે એટલે મજબુત બંધન કે પ્રતિબંધ રૂપ નથી.

આટલું છતાં જો પ્રથમનો વૈરાગ્ય બન્યો રહે; ચાલ્યો ન ગયો હોય એટલુંજ નહિં પણ તેમાં દિનપર દિન વધારો થતો રહ્યો હોય તો આગળ વધતાં, સૂત્ર સિદ્ધાંત ભણતાં, ગુર્વાદિકની સેવા કરતાં અને સત્સમાગમમાં રહેતાં, તાત્વિક ત્યાગ જેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહેવામાં આવે છે. તે પ્રગટ થાય છે, પણ જો તે વૈરાગ્ય અમુક દિવસ પૂરતો જ હોય, વ્યવહારનાં કંટાળાથીજ ઉત્પન્ન થયેલો હોય અથવા અમુક વસ્તુના અંભાવથી ઉત્પન્ન થયેલો હોય તો આ

પુસ્તકાદિ જે રૂપાંતરે ગ્રહણ કરેલાં છે તેજ પ્રતિબંધ અને મમત્ત્વનાં સ્થાન થઈ પડશે; સ્ત્રી પુત્રાદિ જે બંધનનાં કારણો હતાં તેના કરતાં આ શિષ્ય શિષ્યાદિ વધારે બધનનાં નિમિત્તો થશે; પ્રથમનાં કર્મ બંધનાં કારણોથી આ વિશેષ બંધનનાં કારણો થઈ પડશે, પ્રથમ જેને પ્રતિબંધ રૂપે પ્રભુના માર્ગમાં આ જીવ માનતો હતો, તેને હવે આ રૂપાંતરે ગ્રહણ કરેલાં સાધનો પ્રભુના માર્ગમાં વિશેષ પ્રકારે પ્રતિબંધ રૂપે થશે, આત્મભાન ભૂલાવશે, આસક્ત બનાવશે એને છેવટે આગળ વધવામાં અશક્ત બનાવી મૂકશે.

પણ જો પ્રથમના ચાલુ વૈરાગ્યમાં વધારો થતો રહે, આત્મા તરફનું નિશાન મજબુત થાય, ગમે તે ભોગે આત્મસ્વરૂપ, પ્રગટ કરવું જ છે એ નિશ્ચય દૃઢ થાય. આ શુભ બંધનોમાં પણ તે ક્યાંઈ ન બંધાયો હોય, મતમતાંતરના કદાગ્રહો સ્યાદ્વાદ શૈલીના જ્ઞાનથી તોડી પાડયાં હોય, ક્રોધ માનાદિ કષાયોને પાતળા કરી નાખ્યા હોય, અને ગુરૂ કૃપાથી આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો તેનો વૈરાગ્ય તત્ત્વજ્ઞાનના રૂપમાં બદલાઈ જશે.

હવે તેને કર્મ કાંડથી પડેલા મતભેદ નજીવા લાગશે. અપેક્ષાએ તે બધા મતમતાંતરોના સવળા અર્થો અને નિર્ણયો કરી શકશે, તેને મન પોતાનું અને પારકુ હવે રહેશે નહિં, કોઈ પોતાનું કે પારકું નથી. અથવા બધા પોતાના છે એવો દિવ્ય પ્રેમ પ્રગટ થશે, ગમે તે મતનો હોય છતાં આ ગુણીને દેખીને તે મતાંતર વાળાને પણ પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ પ્રગટ થશે. તેનું નિશાન એક સત્ય આત્માજ રહેશે, તેની નજરમાં હજારો માર્ગો દેખાઈ આવશે, અને કોઈ પણ માર્ગે પ્રયાણ કરનારને કાંતો તેનું નિશાન બદલાવીને અને કાંતો તેની અપેક્ષા સમજાવીને બીજા માર્ગ તરફ અપ્રીતિ કે દ્વેષની લાગણી

બંધ કરાવી શકશે, તેના ગમે તે કર્મ માર્ગમાં પણ જ્ઞાનની મુખ્યતા હશે, તેના સહજ વાર્તાલાપમાં પણ આત્મજ્ઞાન ભરેલું હશે, તેની ધાર્મિક દેશનામાં પણ આત્મ માર્ગજ ડગલે ને પગલે પોષાતો રહેશે, તે વ્યવહારથી બધાને બોલાવશે, બધાને ચાહશે, છતાં તેનું હૃદય નિર્લેપ જ રહેશે. હું આત્મા છું, શુદ્ધ આત્મા છું, આ નિશાન અને હૃદયની ભાવના તદાકારે પરિણમતિ રહેશે. પહેલાં જે વસ્તુની કાળી બાજુને તે જોતો હતો, હવે તેની દૃષ્ટિ વસ્તુની બધી બાજુ જોનારી થશે, છતાં તેનું હૃદય ઉજવળ બાજુ તરફજ પ્રવૃત્તિ કરતું રહેશે અને કાળી બાજુની ઉપેક્ષા કરશે, અથવા કાળી બાજુના સ્વભાવને જાણીને અમુક ભૂમિકામાં એમજ વર્તન હોય, એવીજ લાગણી હોય, એમ માનીને પોતે પોતાના નિશાન તરફ સુરતા રાખીને આગળને આગળ ચાલ્યા કરશે, દોષવાળી કાળી બાજુ તરફ પોતાની ઉપેક્ષા દૃષ્ટિ રાખીને તે દોષો પોતામાં તો દાખલ થવા નહિં આપે, પણ લીંમડાને કોઈ પૂછે કે તું કડવો શા માટે? અને આંબાને કોઈ પૂછે કે તું મીઠો શા માટે ? આના ઉત્તરમાં બન્ને તરફનો એવોજ જવાબ મળે કે 'અમારો એવોજ સ્વભાવ છે, જેને જેની જરૂરીયાત હોય તે તેનો સત્કાર કરે'. તેમ બન્ને વસ્તુના સ્વભાવને જાણનાર તે તરફ રાગ દ્વેષ ન કરતાં પોતાના સ્વભાવમાંજ તે રહેશે.

જેમ જેમ આત્મા આગળ વધતો જાય છે તેમ તેમ પર વસ્તુના ચિંતનનો ત્યાગ તેનામાં વધારે ને વધારે થયા કરે છે. આ વૈરાગ્ય છેવટે સમભાવના રૂપમાં બદલાઈ જાય છે. એ સમભાવમાં નહિં રાગ-કે નહિં દ્વેષ. પણ કેવળ મધુર શાંતિ જ હોય છે. આ શાંતિમાં આવતાં પર વસ્તુનું ચિંતન લગભગ બંધ થાય છે. તેની મીઠી નજરથી બીજાને શાંતિ મળે છે. તેનો ઉપદેશ ઘણેભાગે અમોઘ

હોય છે. એકવાર કહેવાથીજ બીજા ઉપર સારી અસર થાય છે. તેની આજુબાજુ નજીક આવેલા જીવોના વેર વિરોધ શાંત થાય છે. આ તેના સમભાવની છાયા છે. આ ભૂમિકા પછીની ભૂમિકામાં મનમાં ઉઠતી વૃત્તિઓનો ક્ષય થાય છે, હવે તેના મનમાં સંકલ્પો કે વિકલ્પો બીલકુલ ઉઠતા નથી. જે છે તે વસ્તુ છે. તેમાં વચનને કે મનને પ્રવેશ કરવાનો અધિકાર નથી. તેનું મન મનાતિત વસ્તુમાં લયપામી જાય છે. આત્માના અખંડ સુખનો તે ભોક્તા બને છે. આ વિશ્વ તેને હસ્તામલકવત્ દેખાય છે. હાથમાં રહેલું આંમળુ જેમ જોઇ શકાય છે તેમ તે વિશ્વને જોઈ શકે છે. આ સર્વ પ્રતાપ આત્મા સિવાય અન્ય વસ્તુનુ ચિંતન ન કરવાનોજ છે. આ પર વસ્તુના ચિતનનો ત્યાગ આમ ક્રમસર વૈરાગ્યની વૃદ્ધિથી અને સત્ય તત્ત્વના જ્ઞાનથી બને છે. હે આત્મદેવ! તમે ચિદાનંદ સ્વરૂપ છો. આ વિભાવ પર્યાયના ચિંતનથી તમને કાંઇ લાભ નથી. તે ચિંતનમાં રાગ દ્વેપનાં બીજ રહેલાં છે તેને પોપણ આપશો તો તેમાંથી કડવાં ફળો પેદા થશે.

હે આત્મન્! જેવી રીતે તમે પર દ્રવ્યોનું નિરતર ચિંતન કરો છો તેવીજ રીતે જો આત્મ દ્રવ્યનું સ્મરણ કરો તો મુકિત તમારા હાથમાંજ છે. લોકોને રજન કરવાને નિરતર પ્રયત્ન કરો છો તેવો પ્રયત્ન જો તમારા આત્માને માટે કરો તો મોક્ષ પદ તમારા માટે છેટું નથી. પરને રજન કરવા તે વિભાવ પરિણામ છે. આત્મા સ્વભાવ રૂપ છે. સ્વભાવ દશામાં આવ્યા વિના તાત્ત્વિક સુખ નથી.'

'હે જીવ! ગુરૂ પાસેથી આત્મજ્ઞાન મેળવ. અન્ય સંગનો ત્યાગ કરી આત્માનું અવલંબન લઈ તેમાં સ્થિર થા. હું ચોકશ કહું છું કે આ પર દ્રવ્યનો અવશ્ય વિયોગ થશે માટે તેમાં પ્રીતિ ન કર. તત્ત્વદૃષ્ટિ વાળાને શું ત્યાગ કરવા યોગ્ય નથી? અર્થાત્ સર્વ છે. આત્મ સ્વરૂપની

પ્રાપ્તિ વિના રાજ્યથી, સ્ત્રીઓથી, ઇન્દ્રિયોના વિષયોથી, કલ્પવૃક્ષો અને કામધેનુ આદિથી પણ કોઈ કદાપિ કૃતાર્થ થયો નથી અને થશે પણ નહિં.

સર્વસ્વ ત્યાગી, ઇચ્છા રહિત, સામ્ય આરૂઢ, તત્ત્વજ્ઞ, વિવેકી અને પોતાના સ્વરૂપમાં આસક્ત થયેલ આત્મા પોતાના પૂર્ણ સ્વરૂપને પ્રગટ કરે છે.

## પ્રકરણ ૧૬ મું.

---

### નિર્જન સ્થાન.

**निर्जनं सुखदं स्थानं, ध्यानाध्ययन साधनं ।**
**रागद्वेष विमोहानां, शांतनं सेवते सुधीः ॥ १ ॥**

'બુદ્ધિમાન્ સુખદાયી નિર્જન સ્થાનને સેવે છે, તે ધ્યાનમાં અને ભણવામાં સાધન રૂપ છે તથા રાગદ્વેષ અને મોહને શાંત કરનાર છે.'

જેને આત્માનુ સાધન કરવાનું છે, ધર્મ શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો છે તથા ધ્યાન કરવાનું છે, તેઓને મનુષ્યાદિના સંસર્ગ વિનાનું સ્થાન ઘણું ઉપયોગી છે. સંસાર પરિભ્રમણ કરવાથી જેઓ થાક્યા છે, કંટાળ્યા છે, આત્માનું ભાન ગુરૂ કૃપાથી મેળવ્યું છે, મનને નિર્મળ તથા સ્થિર કરવાનાં સાધનો જાણી લીધાં છે, અને તે પ્રમાણે વર્તન કરવા તૈયાર થયેલ છે, તેવા આત્માઓને મનુષ્ય, પશુ, સ્ત્રી, નપુંસકાદિ વિનાનું સ્થાન સુખદાઇ છે.

મનુષ્યે ઉપરથી બધી વસ્તુનો ત્યાગ કર્યો હોય છે, બ્રહ્મચર્ય પાળવાનો તથા ક્રોધાદિ ન કરવાનો નિયમ લીધો હોય છે, છતાં

સત્તામાં તે તે કર્મો રહેલાં તો હોય છે; કાંઇ નિયમ લેવાથી કર્મો ચાલ્યાં જતાં નથી, પણ નિયમ પ્રમાણે વર્તન કરવાથી ધીમે ધીમે તે તે કર્મનો થતો ઉદય નિષ્ફલ કરવામાં આવે છે અને તે દ્વારા કર્મનો ક્ષય થાય છે. પરતુ નિમિત્તો બળવાન છે. નિમિત્તોને લઈને સત્તામાં પડેલાં કર્મો ઉદીરણા રૂપે થઇને જે મોડાં ઉદય આવવાનાં હોય તે વ્હેલાં બાહાર આવે છે. આ વખતે તે સાધકની જો પૂરેપૂરી તૈયારી ન હોય, ઉદય આવેલ કર્મને નિષ્ફળ કરવા જેટલું બળ તેની પાસે ન હોય તો ઉદય આવેલાં કર્મો જીવને તેના માર્ગથી ભ્રષ્ટ કરે છે. એટલા ખાતર આવાં નિમિત્તોથી દૂર રહેવાની જરૂર છે. જેમ ઘાસ વિનાના સ્થાનમાં પડેલો અગ્નિ બાળવાનું કાંઇ ન હોવાથી પોતાની મેળે બુઝાઇ જાય છે, તેમ નિમિત્તોના અભાવે સત્તામાં રહેલું કર્મ દબાઈ રહે છે અને ધીમે ધીમે આત્મબળ વધતાં જીવને તેના માર્ગથી પતિત કરવાનું તેનું બળ ઓછું થઇ જાય છે, અને આત્મજાગૃતિ વખતે ઉદય આવેલ કર્મ, આત્મસત્તા સામે પોતાનું જોર વાપરી શકતું નથી.

જેમ કોઇ બળવાન છતાં ગફલતમાં રહેલા રાજાના શેહેર ઉપર બીજો રાજા ચડી આવે, એ વખતે રાજાની પાસે લડવાની સામગ્રીની તૈયારી ન હોવાથી પોતાનો બચાવ કરવા ખાતર તે રાજા પોતાના શહેરના દરવાજા બંધ કરે છે, અને અંદરખાનેથી તેટલા વખતમાં બધી તૈયારી કરે છે. શત્રુને હઠાવવાની શક્તિ મેળવીને પછી તે રાજા પોતાના શત્રુ ઉપર એકી વખતે હલ્લો કરે છે અને શત્રુને હરાવે છે. આ દૃષ્ટાંતે આત્માની આગળ ઉપશમ ભાવનું કે કર્મક્ષય કરવાનું બળ નથી હોતું તેવા પ્રસંગે મોહશત્રુ તેનાપર ચડાઇ કરે છે, તે વખતે આ જીવ અમુક અમુક જાતના વ્રત, જપ. તપ, નિયમ, જ્ઞાન,

ધ્યાનાદિના વ્રતો ગ્રહણ કરીને એકાંત સ્થાનમાં જાય છે કે જ્યાં રાગ દ્વેષ, મોહાદિને પ્રગટ થવાનાં કારણો હોતાં નથી. આ નિમિત્તોના અભાવે સત્તામાં પડેલાં કર્મોનો ઉપશમ કે ક્ષયોપશમ થાય છે અને તેટલા વખતમાં નિર્મળતારૂપ આત્મબળ, વધારે છે, આ વ્રતાદિ લેવાં તે મોહશત્રુની સામે કિલ્લો બંધ કરવા જેવાં છે. કિલ્લો બંધ કર્યાથી કાંઈ શત્રુ ચાલ્યો જતો નથી કે શત્રુનો નાશ થતો નથી, તેની સામે ખુલ્લી લડાઈતો કરવીજ પડવાની છે, પણ તેટલા વખતમાં અશુભ નિમિત્તોના અભાવે મોહનો ઉપદ્રવ જીવને ઓછો હોય છે અને તે વખતમાં રાજા જેમ લડાઇની સામગ્રી મેળવી લે છે તેમ આ જીવ ઉપશમ ભાવનું બળ વ્રત, તપ, જપ, ધ્યાનાદિથી મેળવે છે. આ એકઠું કરેલુ બળ જ્યારે જ્યારે સત્તામાં પડેલ કર્મ ઉદયમાં આવે છે ત્યારે ત્યારે તેના ઉપર વાપરે છે અને તેથી કર્મનો ઉદય નિષ્ફળ કરીને કર્મની નિર્જરા કરે છે. નવાં કર્મો ન બાંધવાં અને જુનાં સત્તાગત ઉદય આવેલ કર્મો સમભાવે ભોગવી લેવાં તે કર્મના ઉદયને નિષ્ફળ કરવા બરોબર છે.

પ્રભુ મહાવીર દેવની માફક કોઈ આત્મા વિશેષ બળવાન હોય તો તે ઉદય આવેલાં કર્મોને ભોગવી નિષ્ફળ તો કરે, પણ તે સાથે સત્તામાં પડેલાં કર્મોની ઉદીરણા કરીને જે મોડાં ઉદય આવવાનાં હોય તેને તે તે નિમિત્તો વડે બાહાર લાવી, સમભાવે ભોગવીને નિર્જરી નાખે છે. આવા સમર્થ આત્માઓ માટે નિર્જન પ્રદેશમાં રહેવાનો હેતુ કર્મથી ડરવાનો કે તેને હઠાવવાનાં સાધનો પોતાની પાસે ઓછાં છે તે મેળવવા માટેનો નથી પણ પોતાના કર્મક્ષય કરવાના આત્મ-ધ્યાનાદિ સાધનોમાં મનુષ્યો વિઘ્નરૂપ ન થાય. વિક્ષેપ કરનારાં ન

થાય તે હોય છે. અને તેટલા માટે પણ નિર્જન સ્થાન તેવા મહાત્માઓને વિશેષ ઉપયોગી છે.

પોતાના કાર્યની સિદ્ધિ માટે શત્રુંજય પર્વતની ગુફામાં શુકરાજા ૭ મહીના સુધી પરમાત્માના જાપ અને ધ્યાનમાં નિર્જન સ્થાનમાં રહ્યા હતા. નેમનાથ પ્રભુ આત્મધ્યાન માટે ગીરનારજીના પ્રદેશમાં રહ્યા હતા. પ્રભુ મહાવીર દેવ પણ આત્મધ્યાન માટે શૂન્યઘરો, શ્મશાનો, પહાડો, ગુફાઓ અને નિર્જન પ્રદેશવાળા વનાદિમાં રહ્યા હતા, મહાત્મા અનાથીમુનિ વૃક્ષોની ગીચ ઝાડીમાં ધ્યાનસ્થ રહ્યા હતા. ક્ષત્રીયમુનિ અને ગર્દભાલી મુનિ પણ વનના શાંતપ્રદેશમાં ધ્યાનસ્થ રહ્યા હતા. આ શાંતપ્રદેશના અભાવે મહાત્મા પ્રસન્નચંદ્ર રાજર્ષિએ શ્રેણિક રાજાના સુમુખ અને દુર્મુખ નામના દૂતોના મુખથી પોતાની પ્રશંસા અને નિંદાનાં વચનો સાંભળીને રૌદ્રધ્યાને સાતમી નરકનાં દલીયાં એકઠાં કર્યાં હતાં. એમના ધ્યાનની ધારા ધર્મ અને શુક્લધ્યાનને બદલે આર્ત્ત અને રૌદ્રધ્યાનના રૂપમાં બદલાઈ ગઈ હતી. છેવટે પાછી અન્ય નિમિત્તના યોગે ધ્યાનની ધારા બદલાણી ત્યારે જ કેવળ પદ પામ્યા હતા.

ગીરનારજીની ગુફામાં ધ્યાન કરતા રહેનેમીમુનિની ધ્યાનની ધારા પણ રાજીમતીના નિમિત્તથી બદલાણી હતી, પરતુ રાજીમતીની આત્મજાગૃતિએ પાછા તેને ધ્યાનમાં સ્થિર કર્યા હતા.

ચૌદપૂર્વધર મહાત્મા નંદીષેણની ધર્મધ્યાનની ધારા વેશ્યાના નિમિત્તે બદલાણી હતી. મહાત્મા દમસાર મુનિની આત્મધારા બ્રાહ્મણે ગામનાં ઘરોની ભીંતોવાળો પાછલો તપેલો માર્ગ બતાવવાથી ક્રોધના રૂપમાં બદલાઇ ગઇ હતી.

આવાં આવાં સેંકડો દૃષ્ટાંતો સારાં નિમિત્તોથી આત્મબળ જાગૃત થવાનાં અને ખરાબ નિમિત્તોથી આત્મમાર્ગમાંથી પતિત થવાનાં શાસ્ત્રોમાંથી મળી આવે છે. તેમજ આપણે પણ પ્રત્યક્ષ અનુભવીએ છીએ, માટે નિર્જનસ્થાનની આત્મધ્યાન કરનારને બહુ જરૂર છે. એ વાત નિર્વિવાદ છે.

સદ્બુદ્ધિ, સમભાવ, તત્ત્વાર્થનું ગ્રહણ, મનવચન કાયાનો નિરોધ, વિરોધી નિમિત્તોનો અભાવ. સારાં નિમિત્તોની હૈયાતિ, રાગદ્વેષાદિનો ત્યાગ અને આત્મજાગૃતિ એ સર્વે આત્માની વિશુદ્ધિનાં જેમ પ્રબળ નિમિત્ત કારણો છે, તેમ ધ્યાન માટે નિર્જનસ્થાન એ પણ એક ઉત્તમ નિમિત્ત કારણ છે.

ચન્દ્રને દેખીને જેમ સમુદ્રમાં વેળાવૃદ્ધિ પામે છે, મેઘની વૃષ્ટિથી નદીઓમાં પાણીનો વધારો થાય છે, મોહથી જેમ કર્મમાં વધારો થાય છે, અનિયમિત ભોજન કરનારમાં રોગ વધે છે, અને ઇન્દ્રિયોના વિષયોમાં વિશેષ પ્રવૃત્તિ કરનારમાં દુઃખનો વધારો થાય છે, તેમ મનુષ્યોના સંસર્ગથી વિકલ્પોનો, આશ્રવવાળાં વચનોનો તથા પ્રવૃત્તિનો વધારો થાય છે. લાકડાંથી જેમ અગ્નિ વધે છે, તાપથી તૃષા અને ઉકળાટ–ઘામ વધ છે, રોગથી પીડા વધે છે તેમ મનુષ્યોની સોબત-થી વિચારો અને ચિંતા વધે છે.

બાહ્ય તપ કરતાં પણ સ્ત્રી, પશુ, નપુંશકાદિ રહિત શયન અને આસન હોવાં તે મોટો તપ છે, કેમકે તેથી રાગદ્વેષાદિનો ઘટાડો થાય છે અને ગુણોમાં વધારો થાય છે. અજ્ઞાન મનુષ્યોની સોબત એ જ્ઞાનનો નાશ કરનારી મહાન્ મૂર્ચ્છા છે, ક્રોધમાનાદિ પ્રગટ થવાનાં બળવાન નિમિત્તો છે, અને ચિંતાનાં કારણો ઉત્પન્ન કરાવનાર સાધનો છે.

વિષયોનો ત્યાગ, નિર્જનસ્થાન, તત્ત્વજ્ઞાન, ચિંતારહિતમન, નિરોગી શરીર અને યોગનો નિરોધ (મનવચન કાયાનો નિરોધ) એ સર્વ મુનિઓને મોક્ષને અર્થે ધ્યાનનાં પ્રબળ નિમિત્તો છે.

વિકલ્પો દૂર કરવા સંગત્યાગની જરૂર છે, મનુષ્યોની સોબત કાંઈને કાંઈ સ્મરણ કરાવ્યા સિવાય રહેતી નથી, એકી સાથે વળગેલા વીંછીઓ જેમ મનુષ્યોને પીડા ઉત્પન્ન કરે છે તેમ વિકલ્પો આત્માને પીડા કરનારા છે. અરે! આ વિકલ્પો જ્યાં સુધી હોય ત્યાં સુધી આત્માને શાંતિ ક્યાંથી હોય? જો બાહ્ય સંગના ત્યાગથી આ જીવને આટલું સુખ થાય છે તો પછી આત્માના સંગથી ખરૂં સુખ તેણે શા માટે ન ભોગવવું? અજ્ઞાની જીવો બાહ્ય વસ્તુના સંગથી સુખ માને છે ત્યારે જ્ઞાનીઓ તેના ત્યાગમાંજ સાચું સુખ અનુભવે છે.

અહો! જેઓ ઉણોદરી કરવાથી અને નિર્જન પ્રદેશના સેવનથી વિશેષ પ્રકારે સાધ્ય થતા અધ્યયન અને સદ્ધ્યાન રૂપ તપ કરે છે તે મુમુક્ષુઓને ધન્ય છે! તેઓ ગુણી છે, વંદનીય છે, અને વિદ્વાનોમાં મુખ્ય છે કે જેઓ નિરંતર શુદ્ધ આત્મજ્ઞાનમાં મગ્ન થઇ નિર્વિકલ્પ દશા રૂપ નિર્જન પ્રદેશ સેવે છે. જ્ઞાન ધ્યાનમાં વિઘ્ન રૂપ ન હોય એવું નિર્જન સ્થાન તેને સત્પુરૂષો અમૃત કહે છે. બાકી બીજી અમૃત માટેની વાત મનેતો કવિઓની કલ્પનાજ લાગે છે.

અહો! તે મહાત્માઓને ધન્ય છે કે જેઓ ભોંયરામાં, ગુફાઓમાં, સમુદ્ર યા સરિતાને કિનારે, સ્મશાનમાં, વનમાં, અને તેવાજ શાંત પ્રદેશમાં શુદ્ધ આત્મધ્યાનની સિદ્ધિને માટે વસે છે.

આવા શાંત પ્રદેશના અભાવે યોગીઓને મનુષ્યોનો સમાગમ-થાય છે, તેમને જોવા વડે અને વચનથી બોલાવવાવડે મનનું હલન ચલન

થાય છે, તેમાંથી રાગદ્વેષાદિ પ્રગટે છે, તેમાંથી ક્લેશ થાય છે અને છેવટે વિશુદ્ધિનો નાશ થાય છે. વિશુદ્ધિ વિના શુદ્ધ ચિદ્રૂપનું ચિંતન બરાબર થતું નથી અને તેના વિના કર્મોના નાશથી પ્રગટ થતી આત્માની અનંત શક્તિઓ બાહાર આવતી નથી, માટેજ વિવિક્તસ્થાન ક્લેશનું નાશકરનાર અને મુમુક્ષુ યોગીઓને પરમશાંતિનું કારણ છે, એમ મહાત્માઓએ સ્વીકારેલુ છે.

## પ્રકરણ ૧૭ મું.

### જ્ઞાતા અને જ્ઞેય.

ज्ञेयज्ञानं सरागेण, चेतसा दुःखसंगिनः ॥
निश्चयाच्च विरागेण, चेतसा सुखमेव तत् ॥ १ ॥

" સરાગ હૃદયવડે જાણવા યોગ્ય પદાર્થનું જ્ઞાન કરવું તે મનુષ્યોને દુઃખનું કારણ થાય છે અને રાગ વિનાના મનવડે જ્ઞેયનું જ્ઞાન કરવું તે નિશ્ચયથી સુખનુંજ કારણ થાય છે. "

જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એ ત્રણે એક બીજાની અપેક્ષા રાખનાર છે. જ્ઞાતા એટલે જાણવાવાળો આત્મા, જ્ઞેય એટલે જાણવા યોગ્ય પદાર્થો, અને જ્ઞાતા તથા જ્ઞેયના સંબંધ રૂપ ક્રિયા તે જ્ઞાન છે. જ્ઞેયનો જ્ઞાતા કોઇ હોવો જોઈએ, અને જ્ઞાતાનું જ્ઞેય પણ કોઈ હોવું જોઇએ. આત્મા જ્ઞાતા—જાણનાર છે, તેનું જ્ઞેય જાણવા યોગ્ય આ સકળ વિશ્વ છે. જ્ઞાતા પોતાની જે શક્તિવડે જ્ઞેયને પોતાની જાણવા રૂપ સત્તામાં લેછે તે જ્ઞાન છે. જ્ઞાતા અને જ્ઞેયનો સંબંધ જોડનાર જ્ઞાન છે. જ્ઞાતાથી જ્ઞાન જુદું નથી એટલે જ્ઞાતા આત્મા અને જ્ઞેય વિશ્વના પદાર્થો

એમ બે ભાગમાં વિશ્વને વ્હેંચવામાં આવ્યું છે. અર્થાત્ જડ અને ચેતન બે પદાર્થો વિશ્વમાં છે. અથવા વિશ્વ જડ ચેતન એમ બે રૂપે છે.

તે જ્ઞાતા રાગવાળી લાગણીએ જ્યારે પોતાના જ્ઞેયનું જ્ઞાન કરે છે ત્યારે તે જીવને તેમાંથી દુઃખની પ્રાપ્તિ થાય છે, પણ જ્ઞાતા જ્યારે પોતાની રાગ વિનાની મધ્યસ્થતાવાળી લાગણીએ જાણવા યોગ્ય પદાર્થનુ જ્ઞાન કરે છે ત્યારે જીવને સુખની પ્રાપ્તિ થાય છે.

આત્માનો સ્વભાવ જ્ઞાતા અને દૃષ્ટા છે. તે દરેક પદાર્થને જાણશે અને જોશે, તેથી કાંઇ નુકશાન જેવું નથી પણ જ્યારે આત્મા પોતાના રાગદ્વેષવાળા પરિણામે પરિણમીને પોતાના જ્ઞેય પદાર્થ તરફ જુવેછે ત્યારે જેમ લોહચુંબકની શક્તિવડે લોઢું લોહચુંબક તરફ ખેંચાઈ આવે છે તેમ આત્માના રાગદ્વેષવાળા પરિણામ રૂપ લોહચુંબક તરફ કર્મ વર્ગણાને લાયકનાં પરમાણુઓનો જથ્થો ખેંચાઇ આવે છે અને તે રાગદ્વેષ રૂપ ચિકાશની સાથે જોડાઇને આત્મપ્રદેશની સાથે, લોઢાની સાથે જેમ અગ્નિ, અથવા દુધની સાથે જેમ પાણી રહે છે તેમ એકરસ થઇને આવરણ યા મળ રૂપે રહે છે. બીજી રીતે કહીએ તો આ રાગદ્વેષની તિવ્રતા કે મદતાના પ્રમાણમાં ખેંચાઈ આવેલી કર્મની વર્ગણાઓ બીજ રૂપે સત્તામાં જમે થઇને રહે છે. અને કાળાંતરે તેમાંથી તેના ફળરૂપે સુખ દુઃખ પ્રગટ થાય છે.

આજ કારણથી ઉપર કહેવામાં આવ્યું છે કે સરાગ ચિત્ત વડે જ્ઞાતા જ્ઞેયને જાણે તો તે જીવને પરિણામે દુઃખરૂપ થાય છે. તેમાંથી દુઃખ પ્રગટે છે.

આત્મા રાગદ્વેષની લાગણી વડે જ્ઞેયને જાણે એ એક જાતની આત્માની ગતિ છે. આત્મા જાણવારૂપ કાર્યમાં પ્રવૃત્તિ કરે તે પોતાના

સ્થિર સ્વરૂપમાંથી ગતિમાં મૂકાવા રૂપ છે, છતાં આ ગતિ તે અવળી ગતિ છે: તે જાગૃતિવાળી ગતિ ન હોવાથી આત્મા કર્મના બંધનથી બંધાય છે.

આત્મા વૈરાગિત મનવડે અથવા રાગદ્વેષ સિવાયની લાગણી વડે પોતાના જ્ઞેય પદાર્થનું જ્ઞાન કરે છે ત્યારે તેને સુખની પ્રાપ્તિ થાય છે. આ પ્રવૃત્તિ તે આત્માની સવળી બાજુની છે: જેથી તે કર્મથી બંધાતો નથી પણ ઉલટો છુટે છે. ગતિ તો પ્રથમની અને આ બન્ને કહેવાય; છતાં પ્રથમની ગતિ અવળી છે અને આ બીજી ગતિ રાગ-દ્વેષ સિવાય થતી હોવાથી સવળી છે; તેથી નવીન કર્મ બંધ થતો નથી; કેમકે આત્મા મધ્યસ્થ દૃષ્ટિએ દરેક પદાર્થને જોવે છે અને જાણે છે. જેમ ઘરની અંદર દીવાના પ્રકાશ વડે અને બાહાર સૂર્યના પ્રકાશ વડે મનુષ્યો સારી અને ખોટી બન્ને જાતની પ્રવૃત્તિ કરે છે. તેમાં દીવો તથા સૂર્ય મધ્યસ્થ હોવાથી-જ્ઞાતા દૃષ્ટા તરિકે રેહેલા હોવાથી, રાગ-દ્વેષની લાગણીવાળા ન હોવાથી, કર્ત્તા ભોક્તા તરિકે વર્ત્તતા ન હોવાથી, અને પોતાના સ્વભાવ પ્રમાણે પ્રકાશ કરતા હોવાથી, પેલા મનુષ્યની માફક રાગદ્વેષથી બંધાતા નથી. તેમ આત્માપણ શુભ અશુભ કે અશુદ્ધ ઉપયોગે પરિણમેલો ન હોવાથી શુભાશુભ બંધન પામતો નથી, અને છેવટે-પરિણામે તેને સુખની-આત્માના આનંદની પ્રાપ્તિ થાય છે.

મધ્યસ્થ દૃષ્ટિએ વસ્તુ તત્ત્વનો નિર્ણય કરવા માટે કોઇ પણ જીવ વિશ્વના જાણવા યોગ્ય પદાર્થનો વિચાર કરે કે જોવે તો તેથી કર્મ-બંધન થતું નથી, પણ રાગદ્વેષની લાગણીવાળા કે કર્ત્તા ભોક્તા પણાના અભિમાની વિચાર કે વર્ત્તનથીજ કર્મ બંધાય છે. આ જ્ઞેય-જાણવા યોગ્ય પદાર્થો સજીવ અને નિર્જીવ બે પ્રકારનાં છે અને તે લોકાલોકમાં આવી રહેલા છે. લોક કે જેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય

આકાશાસ્તિકાય, કાળ પુદ્ગલ અને આત્મા: આ ૭ પદાર્થો રહેલા છે તેને કહે છે.

અલોકમાં કેવળ આકાશ છે. અલોક લોક કરતાં પણ તે અનંત ગુણો છે. તે જ્ઞાનનો વિષય છે, પણ તેમાં આકાશ સિવાય જાણવા જોવા જેવું કાંઇ નથી.

લોક ત્રણ ભાગમાં વ્હેંચાયેલો છે; આ જે પૃથ્વી ઉપર આપણે રહ્યા છીએ તેની નીચે આવેલા ભાગને અધોલોક કહે છે. આપણી ઉપરના ભાગને ઉર્ધ્વ લોક કહે છે. અને આપણે જ્યાં રહ્યા છીએ તે ભાગને તિર્ચ્છો લોક કહે છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ આ ચાર દ્રવ્યો પ્રાયે આપણને કર્મ બંધનમાં કારણ ભૂત નથી. તે આ દૃષ્ટિએ દેખાય તેવા નથી, તેમજ તેનો લાભ અનિચ્છાએ આપણને મળે છે. જેનો પ્રત્યક્ષ સમાગમ થતો નથી, તેમજ ઇચ્છાપૂર્વક તેની જરૂરીયાત આપણને નથી એટલે તેઓની અદૃશ્ય હૈયાતિ આપણને નુકશાન કારક પણ નથી.

દેહ વિનાના આત્માઓ તે સિદ્ધ પરમાત્માના જીવો છે, તેઓ પણ આપણને કોઇ રીતે નુકશાન કરતા નથી. હવે બાકી રહ્યા તે દેહધારી આત્માઓ અને પુદ્ગલો. પુદ્ગલોમાં કેટલાંક આત્માની સાથે જોડાયેલાં દેહ કર્માદિ રૂપે છે અને કેટલાંક છુટાં છે, તે બન્ને જેય મોટે ભાગે કર્મ બંધનમાં નિમિત્ત કારણ છે. આ બન્ને સજીવ નિર્જીવ પદાર્થમાં આત્મા તે તે આકારે રાગદ્વેષના પરિણામે પરિણમવાનો સંભવ છે. આવા પદાર્થો ત્રણે લોકમાં રહેલા છે.

ઉર્ધ્વલોકમાં સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારાના અનેક વિમા-

નો આવેલાં છે. તેમાં ઘણા દેવ અને દેવીઓ છે. તેઓનાં સુખ, રૂપ, વૈભવ, અને દૈવી શક્તિઓનાં વર્ણનો સાંભળીને તેની અભિલાષા કરવામાં, રાગદૃષ્ટિએ તેનું જ્ઞાન કરવામાં આત્મા વિપરીત ગતિમાં મૂકાતાં કર્મ બંધન પામે છે.

તેથી આગળ બારેદેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન વિગેરે ઉચ્ચ કોટિના દેવોનાં અનેક વિમાનો છે અને તેમાં અનેક દેવો તથા દેવીઓ રહેલાં છે. ઇન્દ્રો અને ઈન્દ્રાણીઓ પણ અમુક દેવલોક સુધી છે. તેઓનાં વૈભવી જીવનો, સુંદર રૂપો, મોહકસ્થાનો, આકર્ષક અલંકારો, અચિંત્ય શક્તિઓ અને અગમ્ય ગતિઓ એનું સરાગ દૃષ્ટિએ જ્ઞાન મેળવતાં રાગનાં પ્રબળ નિમિત્તો થવા સંભવ છે. તેમજ વેર વિરોધનાં કારણો કોઇ જન્મનાં તેમની સાથે હોય તો દ્વેષનાં પણ નિમિત્તો બને છે.

તેની ઉપરના ભાગમાં શાંત, પવિત્રાત્મા સિદ્ધ પરમાત્માઓનું સ્થાન છે. તેઓ અનંત જ્ઞાનાદિ શક્તિવાળા તથા દેહાદિથી રહિત છે. તેમાં જો દ્વેષ બુદ્ધિથી તેમના તરફ વિચારણા કરવામાં આવે તો કર્મ બંધન થવા સંભવ છે. નીચેના અધો લોકમાં ભુવન પતિના દેવો, વ્યંતરના દેવો, વાણવ્યંતરાદિ દેવો તથા દેવીઓ આવેલાં છે, તેઓનું જ્ઞાન પણ સરાગ દૃષ્ટિએ બંધનું કારણ છે. તેમજ વ્યંતરાદિની જાતિવાળા ત્યાં રહેલા ભૂત પિશાચ રાક્ષસાદિ હલકી જાતિના દેવો તરફ દ્વેષ દૃષ્ટિએ ઉપયોગ પરિણમાવતાં દ્વેષના કારણે કર્મ બંધનનાં નિમિત્તો છે.

તેથી નીચે નારકીના જીવો રહેલા છે. તે નીચે નીચે સાત ભાગમાં વ્હેંચાયેલા છે. તેઓ દુ:ખમય જીંદગી ગુજારનારા છે. કરેલાં ઘોર કર્મનો બદલો ત્યાં ભોગવતા હોવાથી તેઓને થોડી પણ શાંતિ

નથી. વૈરાગ્ય દષ્ટિએ આ જ્ઞાન કરવામાં આવે તો, કરેલ કર્મનો બદલો મળ્યા સિવાય રહેતો નથી એ નિશ્ચય થતાં, પાપ કર્મ કરવાથી નિવૃત્ત થવાનું કારણ મળે છે અને દ્વેષ વૃત્તિથી તે જ્ઞાન કરવામાં આવતાં બંધનમાં કારણ થાય છે.

આપણા તિર્ચ્છાલોકમાં પણ કર્મભૂમિ અને અકર્મભૂમિઓ આવેલી છે. જ્યાં લડાઇ ટંટાઓ માટે હથીયારો સજવામાં આવે છે, નીતિઅને વ્યવહાર ચલાવવા કલમ વાપરવામાં આવે છે અને ઉદર નિર્વાહ અર્થે ખેતી આદિ કરવામાં આવે છે તે કર્મ ભૂમિ કહેવાય છે. જ્યાંના મનુષ્યો સંતોષી, અલ્પ કષાયવાળા, ભદ્રિક પરિણામી પુન્યાત્માઓ હોય છે. જેમને હથીયાર, કલમ કે ખેતિ આદિની જરૂર પડતી નથી પણ સ્વભાવિક ઉત્પન્ન થયેલાં કલ્પવૃક્ષોમાંથી ભરણપોપણ આદિનાં સાધનો મળી આવે છે તે અકર્મ ભૂમિ છે.

તે બન્ને ભૂમિમાં બીજા પણ નાના મોટા ઘણા જીવો હોય છે. પશુ, પક્ષીઓ, જળચારી, પૃથ્વીના, પાણીના, અગ્નિના, વાયુના, વનસ્પતિના, બે ઇન્દ્રિયવાળા, ત્રણ ઇન્દ્રિયવાળા, ચાર ઇન્દ્રિયવાળા જીવો હોય છે. આ સર્વે જીવોનું જ્ઞાન મધ્યસ્થ દૃષ્ટિએ તત્ત્વ નિશ્ચય કરવા માટે કરાયતો બંધનનું કારણ થતું નથી, પણ મોહક પુરૂષો, સ્ત્રીઓ, દેવો, ઇન્દ્રો, ઈન્દ્રાણીઓ, અપ્સરાઓ, દેવીઓ, હીરા, માણેક, મોતી, રત્ન, પ્રવાલ, લાલ, નિલમ, અલંકારો, સોના, રૂપા, વસ્ત્રો, કલ્પવૃક્ષો, સુંદર ભૂમિઓ, વનો, આરામો, બગીચાઓ, આરામનાં સ્થાનો, ચક્રવર્તિરાજા, બળદેવ, વાસુદેવ, માંડલીક, વિદ્યાધરો, ઔષધિ, મણિ, મંત્રાદિ અનેક વસ્તુઓ આ ચૌદરાજલોકમાં ભરી છે. તે તરફ સરાગ દૃષ્ટિબંધન કર્ત્તા છે. અને વિતરાગ દૃષ્ટિથી વિચાર કરતાં બંધન છુટવામાં મદદગાર થાય છે.

વિશ્વમાં જે જે સારામાં સારી વસ્તુઓ દેખાય છે તે તે પુન્ય પ્રકૃતિનું કારણ છે. પુન્યથી તે વસ્તુ મળે છે. જેઓ તે તે વસ્તુને, અધિકારને અને સ્થિતિને પામ્યા છે તે, તે સર્વ જીવો પોતાની કરેલી સારી કમાણીનો જ અનુભવ કરે છે. અને વિશ્વમાં જે જે દુઃખી જીવો છે, નિર્ધન છે, વ્હાલાના વિયોગી છે, રોગી છે, મૂર્ખ છે, તિરસ્કારને પાત્ર છે, દાસપણું કરનારા છે, અને પોતાનો નિર્વાહ દુઃખે કરી શકે છે તે સર્વે જીવો પોતાનાં પૂર્વના હલકાં કર્ત્તવ્યનો બદલો અનુભવે છે. આત્મા ધારે તો આ વિશ્વનો પૂજનીક બની શકે તેમ છે અને ખરાબ રસ્તે આત્માને દોરવે તો વિશ્વનો દાસ પણ થઇ શકે છે. બન્ને બાજી આત્માના ઘરની અને હાથની છે. આ સુખ દુઃખ સિવાયની ત્રીજી સ્થિતિ આત્મજાગૃતિની છે. પ્રથમની પુન્ય પાપની સ્થિતિમાં આત્મ-જાગૃતિ ભુલાયેલી હોય છે. આત્મજાગૃતિ પૂર્વક આ વિશ્વમાં વર્ત્તન કરવામાં આવેતો, વિશ્વમાં એવો કોઈ પણ મોહક કે દ્વેષવાળો પદાર્થ નથી કે તેને પરાણે વળગી પડે અને કર્મ બંધન કરાવે.

ખરી રીતે નિમિત્ત કારણો આત્માની નબળાઇનોજ લાભ લે છે. જો આત્મા બળવાન અને પૂરી જાગૃતિવાળો હોયતો કોઇ પદાર્થ તેને પરાણે રાગદ્વેષ કે કર્મ વળગાડવાને સમર્થ નથી. જ્યારે આ જીવ આત્મભાન ભૂલી પદાર્થો તરફ રાગ દ્વેષવાળી લાગણીથી પરિણમે છે, જોવે છે, ત્યારેજ તે પદાર્થો તેના તરફ આકર્ષાય છે, અથવા પોતે તેમાં આશક્ત બની તેને પોતાના કરવા પ્રયત્ન કરતાં તેમાં ફસાઈ પડે છે. માટેજ ઉપર કહેવામાં આવ્યું છે કે, આત્માનો જ્ઞાતા દૃષ્ટા સ્વભાવ છે, છતાં જો સરાગ દૃષ્ટિએ તે જ્ઞાતા, જ્ઞેય પદાર્થ તરફ પરિણમે તો દુઃખદાઇ કર્મ બંધન પામે છે અને વિરાગ દૃષ્ટિએ પરિણમતાં વસ્તુનો નિશ્ચય કરી તેમાંથી વિરક્ત બને છે તો સુખી થાય છે.

# પ્રકરણ ૧૮ મું.

## કીટિકા અને વિહંગમ માર્ગ.

क्रमतोऽक्रमतोयाति, कीटिका शुकवत्फलं,
नगस्थं स्वस्थितं ना शुद्धचिद्रूप चिंतनं ॥ १ ॥

'પહાડ કે વૃક્ષ ઉપર રહેલા ફળ પાસે જેમ કીડી અને પોપટ ક્રમે અને અક્રમે જાય છે તેમ પુરૂપ પોતાની અંદર રહેલ શુદ્ધ ચિદ્રૂપના ચિંતન પ્રત્યે ક્રમે અને અક્રમે પોહોંચે છે. ૧.'

પહાડ ઉપર રહેલા વૃક્ષ ઉપર કે જમીન ઉપર રહેલા વૃક્ષ ઉપર પાકેલું ફળ છે તે ખાવા માટે કીડીની અને પોપટની ઇચ્છા થઈ છે. તેમાં કીડી ધીમે ધીમે એક પછી એક પગ મૂકતી તે ફળ પાસે લાંબે વખતે પહોંચે છે, ત્યારે પોપટ પોતાની પાંખોવતી ઉડીને એકદમ ઘણા થોડા વખતમાં તે ફળ પાસે પહોંચીને તેનો આસ્વાદ લે છે. આ દષ્ટાંતે મનુષ્ય પોતાની અંદર રહેલા શુદ્ધ સ્વરૂપ પ્રત્યે કીડીની માફક ધીમે ધીમે પહોચે છે, ત્યારે પોપટના જેવા વિશુદ્ધિ રૂપ પાંખોના બળ વડે કોઇ પણ જાતનો ક્રમવાળો માર્ગ લીધા સિવાય આકાશી માર્ગે તે પોતાના શુદ્ધ સ્વરૂપનો અનુભવ મેળવે છે.

કીડીની માફક અનુક્રમે ધીમી ગતિએ ચાલનારાનો માર્ગ તે કીટિકા માર્ગ કહેવાય છે અને કોઈ પણ જાતના ક્રમ સિવાય શુદ્ધ આત્મ સ્વરૂપમાં પ્રવેશ કરનારાઓનો માર્ગ તે વિહગમ માર્ગ છે.

કોઈ પણ શહેર કે ગામમાં પહોંચવાના અનેક માર્ગો હોય છે. કોઇ નજીકનો હોય છે, કોઇ દૂરનો હોય છે, કોઈ સુગમ માર્ગ હોય છે, કોઇ કાંટા કાંકરાદિને લીધે કઠણ માર્ગ હોય છે. કોઇ ચાલનાર

બાળક હોય છે, કોઇ યુવાન હોય છે, કોઇ વૃદ્ધ હોય છે, કોઈ રોગી હોય છે, કોઈ નિરોગી હોય છે, કોઈ બળવાન હોય છે, કોઇ નિર્બળ હોય છે, તેથી નિશ્ચિત કરેલા સ્થાને પહોંચવાને કોઇને થોડો ટાઇમ લાગે છે કોઇને વિશેષ લાગે છે. એમ મોક્ષના માર્ગમાં ચાલનારા અને નજીકના કે દૂરના માર્ગે જનારામાં જેવો જેના હાથમાં માર્ગ આવ્યો હોય છે તેના પ્રમાણમાં તેઓ લાંબા વખતે કે થોડા વખતમાં આત્માના શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરે છે.

રાગદ્વેષની ગ્રથીનો ભેદ કર્યા વિનાના, અર્ધપુદ્ગલ પરાવર્ત્તન કાળથી અધિક ભવસ્થિતિવાળા જીવો તે બાળજીવો છે. તેઓની પરમાત્માના માર્ગે તરફની ગતિ બાળકોના જેવી હોય છે. બાળક જેમ થોડું ચાલે, પાછો બેસી જાય અને વળી પાછો ફરી હતો તેના કરતાં પણ વધારે છેટો પડી જાય, તેમ ગ્રથીભેદ વિનાના, સમ્યક્ દર્શન નહિ પામેલા પણ વ્યવહારમાં સુખી થવાને ધર્મનો આશ્રય લેનારા બાળ જીવો થોડા માર્ગ તરફ ચાલે, પાછા ઇન્દ્રિયોના વિષયોમાં અટકી પડે અને કોઇ કોઇતો એટલી બધી ક્રોધાદિ કષાયની પ્રબળતા કરી દે કે તેઓએ જે સ્થાનેથી ધર્મની શરૂઆત કરી હતી તેના કરતાં વધારે પાછા જઇ પડે. અર્થાત્ કર્મની અને તેમાં મોહનીય કર્મની સ્થિતિ વધારી પણ મૂકે. આવા જીવોની ધાર્મિક પ્રવૃત્તિ બાળ ભાવની હોય છે. આ કૃષ્ણ પક્ષી જીવો છે. તેઓએ રાગદ્વેષની ગ્રથીનો ભેદ કર્યો હોય છે, સમ્યક્ દર્શન પ્રાપ્ત કર્યું હોય છે, ચોથા ગુણસ્થાનમાં કે તેની પણ આગળના ગુણસ્થાનમાં રહેલા હોય છે.

આ સંસારને બાળકોએ બનાવેલાં ધૂળનાં ઘર સમાન કર્ત્રિમ સમજે છે, ભવ ભ્રમણથી કંટાળેલો હોય છે, આત્મભાન મેળવેલું હોય

વિહંગમ એટલે પક્ષીનો આકાશી માર્ગ. આ માર્ગ તે નિરાલંબ-નતાનો માર્ગ છે. કીડી ઝાડના થડ, ડાળી, શાખા, પત્રાદિનો આધાર લઇને ચડે છે તેમ પોપટ કોઇનો આશ્રય લેતો નથી. તે તો સિદ્ધોજ આકાશમાં ઉડે છે અને ફળ ઉપરજ જઇને બેસે છે. તેમ બાહ્ય કોઈ પણ આલંબન લીધા સિવાય જે યોગીઓ કેવળ શુદ્ધચિદ્રૂપનાજ ચિંતનથી આત્મ સ્વરૂપને પામે છે તે ક્રમ વિનાનો વિહંગમ માર્ગ છે. આ માર્ગમાં જ્ઞાનનીજ મુખ્યતા છે. બાહ્ય ક્રિયા આ માર્ગની અંદર નથી. આંતરક્રિયા તો છેજ.

'હું શુદ્ધ ચિદ્રૂપ છું.' આ વાક્યનું ચિંતન, મનન અને તદાકારે પરિણમન કરવું તે ક્રિયા છે, પણ આ આંતરક્રિયા છે, એટલે બાહ્ય ક્રિયાની અપેક્ષાએ, આમાં જ્ઞાનની મુખ્યતા કહેવામાં આવી છે. અને બાહ્ય આલંબનની અપેક્ષાએ આમાં નિરાલંબનતા જણાવી છે, નહિંતર 'હું શુદ્ધ ચિદ્રૂપ છું' આ વાક્યનું સ્મરણ મનન તે પણ આલંબનજ છે.

અનુક્રમનો, ક્રિયાની મુખ્યતાવાળો અને આત્મ લક્ષ સાથેનો કીટિકાગતિવાળો માર્ગ સુગમ છે. એટલે દરેક જાતના જીવો આ માર્ગમાં ચાલી શકે છે, છતાં લાંબો તો છે. એટલે લાંબે કાળે પહોંચી શકાય. આ માર્ગે અનંત જીવો મોક્ષે પહોંચ્યા છે.

જે સંસારથી ઉદ્વેજીત થયેલા અને મોક્ષની રૂચિવાળા જીવો હોય છે તેને મોક્ષ પ્રાપ્તિનો ઉપાય સુગમ થઇ પડે છે. 'હું જ્ઞાન સ્વરૂપ છું' એ વાક્ય લઇને તેમાં અખંડ ઉપયોગ રાખી સતત પ્રયત્ન કરી આગળ વધવાનું વિષમ કાર્ય કોઈ નિકટ ભવીનેજ પ્રાપ્ત થાય છે.

શુદ્ધ ચિદ્રૂપમાં લગ્ન પામનારા નિર્વિકલ્પ દશાવાળા યોગીઓને કર્મનો ક્ષય અને તાત્વિક સુખ એકી સાથે પ્રાપ્ત થાય છે. 'હું શુદ્ધ

ચિદ્રૂપ છું' 'હું શુદ્ધ આત્મા છું' 'સોહં, જે પરમાત્મા તે હું છું-આ સ્મરણ કરવાથી બીજા રાગદ્વેષાદિ ભાવથી મુક્ત થવાય છે તો આ ભાવના શા માટે ન કરવી? આ ક્રમ વિનાનો વિહંગમ માર્ગ છે. શુદ્ધ ચિદ્રૂપના ચિંતનથી ક્ષણે ક્ષણે આત્મા કર્મનાં બંધનોથી છૂટતો જાય છે, અને તે સિવાય પુદ્દગલિક વસ્તુના ચિંતનથી બંધાતો જાય છે તેમાં જરાપણ શંકા જેવું નથી.

આ આકાશી માર્ગમાં મારૂદેવાજી માતા પહેલે નંબરે આવે છે. તેમને કોઇપણ જન્મમાં ધર્મની પ્રાપ્તિ થઇ નથી. અને મારૂદેવાજીના ભવમાંજ આકાશી માર્ગ પ્રાપ્ત થયો છે. પાછલા જન્મની આત્મિક કમાણીવાળા જીવો ચાલુ મનુષ્ય જીવનમાં આકાશી માર્ગ પ્રાપ્ત કરેલા ભરત મહારાજા, દૃઢપ્રહારી, ચિલાતિપુત્ર, એલાઇચીપુત્ર દરેક કાળમાં થયેલા તીર્થંકરો અને ગૌતમસ્વામીએ પ્રતિબોધેલા પન્નરસો તાપસો આદિ અનેક જીવો છે.

આ માર્ગ વીર પુરૂષોનો છે. આ માર્ગમાં વીર પુરૂષો ચાલેલાછે. કાયર માણસ વીર પુરૂષોનો વેશ પહેરી વીર પુરૂષના હથીયાર બાંધે તો ઉપરથી તે એક શુભટ કે વીર-પુરૂષ જેવો તો દેખાશે પણ જ્યારે લડાઇમાં ખરાખરીનો ખેલ આવશે ત્યારે આ વીર પુરૂષનો વેશ લેનાર કાયરને પ્રથમજ નાસવું પડશે. તેમ પ્રભુમાર્ગનો વેશ અને સાધનોરૂપ હથીયારો પકડનારા, વખત અને લાયકાત આવ્યા પહેલાં આ માર્ગમાં પ્રવેશ કરનારાઓ મોહરાજા સાથેના યુદ્ધમાં કોઇ ક્રોધનો ઉદય થવાથી ક્રોધને હાથે, કોઇ માનને હાથે, કોઇ માયા પ્રપંચને હાથે, કોઇ લોભને હાથે, કોઇ રાગને હાથે, કોઇ દ્વેષ ઇર્ષાને હાથે, કોઇ કામને હાથે, અને કોઇ મમત્વને હાથે માર ખાધા સિવાય નહિ રહે. દેખી

છે, અને શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરવાને પ્રબળ ઉત્સાહવાન્ હોય છે, તેઓની આત્માની વિશુદ્ધિ મેળવવા માટેની પ્રવૃત્તિ તે યુવાનોના જેવી હોય છે. જેમ યુવાન પોતાના શારીરિક બળથી અને માનસીક ઉત્સાહથી હાથમાં લીધેલું કાર્ય ગમે તેવાં વિઘ્નો છતાં પડતું ન મૂકતાં સિદ્ધ કરે છે, તેમ આટલી નિર્મળતા વાળાનો પુરૂષાર્થ સફળ થાય છે, તે પ્રભુના માર્ગમાં જેટલી પ્રવૃત્તિ કરે છે તેટલી પ્રવૃત્તિ આત્માને નિર્મળ કરનારી હોય છે, કર્મોને તોડનારી હોય છે, કષાયાદિને હઠાવનારી હોય છે, અને નિર્વાણના માર્ગ સન્મુખની આગળ વધારનારી હોય છે. આ વખતને શુક્લપક્ષ કહે છે, આમાં આત્મચંદ્રનો પ્રકાશ પ્રગટેલો હોય છે. આજ ધર્મનો યૌવન કાળ છે. આમાં પ્રવૃત્તિ કરનારા એ ખરેખર યુવાન છે.

ઉમરમાં વૃદ્ધ મનુષ્યો તે બાળકોના જેવા છે. તેઓ પણ આગળ વધી શકતા નથી, તેમનાં સાધનો—હથીયારો શરીર ઇન્દ્રિયાદિ બાળકોની માફક લાયકાત વિનાનાં થએલાં હોય છે, બાળકોમાં લાયકાત આવી નથી, આ વૃદ્ધોમાંથી લાયકાત આવીને ચાલી ગયેલી હોય છે. વખતનો ઉપયોગ તેઓ કરી શકતા નથી.

અનુભવમાં, જ્ઞાનમાં અને વ્રતમાં જે વૃદ્ધો છે તે તો લાયકાતવાળા છે જ. તેઓના વિષય કષાયો શાંત થએલા હોવાથી આ માર્ગમાં ઘણી ઝડપથી ચાલી શકે છે. જેમ વિષય કષાયોની શાંતિ તેમ આ માર્ગ વધારે સુગમતા ભરેલો ગણાય છે. જેમ કર્મો વધારે, વિષય કષાય, વેર વિરોધ, વધારે તેમ આ માર્ગ ઘણીજ કઠીણતાવાળો મુશ્કેલી ભરેલો ગણાય છે. શુદ્ધ આત્માનુંજ લક્ષ રાખી, ઉપયોગની જાગૃતિ રાખી, અપ્રમત્તપણે અખંડ પ્રયાણે આ માર્ગમાં ચાલવું તે

મોક્ષનો નજીકનો માર્ગ છે. અને વિવિધ પ્રકારની ક્રિયાવાળા શુભ માર્ગમાં પ્રવૃત્તિ કરવી તે દૂરનો લાંબો માર્ગ છે. કેમકે આત્માની વિ-શુદ્ધિનો અને શુભ પ્રવૃત્તિનો એ બે માર્ગ એક સરખા ફળદાયક હોઈ શકે નહિ. વિશુદ્ધિ કર્મની નિર્જરા કરે છે ત્યારે શુભ પ્રવૃતિ શુભ કર્મનો બંધન કરે છે. વિશુદ્ધિથી આત્મા નિર્મળ બને છે ત્યારે શુભ પ્રવૃત્તિથી શુભ કર્મનો વધારો થાય છે.

આમ સામાન્ય રીતે માર્ગ અને માર્ગમાં ચાલનારા સંબંધી વિચાર કર્યા પછી આમાં કીટિકા માર્ગ કોને કહેવો અને વિહગમ માર્ગ-કોને કહેવો તેનો વિચાર કરવામાં આવે છે.

સદ્‌ગુરુનો સમાગમ મેળવી, તેમની પાસેથી ધર્મ સાંભળી, જડ-ચૈતન્યની ભિન્નતાનું જ્ઞાન ગ્રહણ કરી, શાસ્ત્રોનો અભ્યાસ કરી, બાર વ્રતો ગ્રહણ કરી, વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરી, સત્પાત્રોમાં દાન આપી, દેવની પૂજા કરી, તીર્થયાત્રાઓ કરી, ગુરુની સેવા કરી, સ્વામી ભા-ઇઓનો ઉદ્ધાર કરી, સાત ક્ષેત્રમાં ધન ખરચી, શ્રાવકની અગીયાર પડિમાઓ વહન કરી, નમસ્કાર મહામંત્રનું આરાધન કરી, પાંચ મહાવ્રતો લઈ, ઘોર પ-રીષહ અને ઉપસર્ગો સહન કરી, સૂત્ર સિદ્ધાંતો ભણી, બાલ, ગ્લાન, તપસ્વી, સ્થવિર અને જ્ઞાનીની વૈયાવચ્ચ કરી, જ્ઞાન ધ્યાનાદિમાં શક્તિ અનુસાર પ્રવૃત્તિ કરવી તે કીટિકાની ગતિનો ધીમો અને લાંબો માર્ગ છે. આમાં પણ અપે-ક્ષાઓ છે. ગૃહસ્થના માર્ગ કરતાં ત્યાગીઓનો માર્ગ ઘણો ઝડપથી આગળ વધી શકાય તેવો છે. એટલે ગૃહસ્થ ધર્મ તે કીટિકાની ગતિ વાળો માર્ગ છે અને ત્યાગીઓનો માર્ગ વિહગમ માર્ગ જેવો છે, એ મ અપેક્ષાએ કહી શકાય. બાકી વિહગમગતિનો આકાશી માર્ગ તો આથી જુદોજ છે. આ બન્ને માર્ગમાં ક્રમ છે. એક પછી એક ડગલે આગળ ચઢવાનું છે, છતાં ગૃહસ્થ ધર્મ કરતાં ત્યાગ ધર્મ ઉતાવળો ચાલનારો છે.

તો સાધુનો વેશ અને તેના ઉપગરણો રૂપ હથીયારો પકડવા છતાં તેઓ અંદરખાનેથી હારી ગયેલા કાયર પુરૂષોજ છે.

આવાં જીવોએ આત્મબળાનને જાગૃત કરાવે તેવા સદ્દગુરૂનો આશ્રય કરી તેઓ જે રસ્તો બતાવે તે રસ્તે આજ્ઞારુચિ થઇને ચાલવું. પોતાનુ ડહાપણ ન કરવું. તેથી તેમની લાયકાતમાં વધારો થશે અને તે જ્ઞાની ગુરુની નિશ્રાએ અને આજ્ઞામાં રહેતા હોવાથી, તેમના કહેવા પ્રમાણે જ વર્ત્તન કરતાં તેઓની સદ્દગતિ થશે. અને અનુક્રમે જ્ઞાની પુરુષોએ સેવેલો આ મહાન્ પવિત્ર માર્ગ તેમના હાથમાં પણ આવશે. આ અનુક્રમવાળા કીટિકા ગતિવાળા માર્ગે પ્રવૃત્તિ કરતાં એક વખત એવો પણ આવશે કે તે મહાન્ પુરુષોની માફક આ આકાશી વિહંગમ માર્ગ માટે પણ લાયક બનશે અને આત્માનું પૂર્ણ સ્વરુપ પ્રગટ કરી શકશે.

**इतिश्री तपागच्छिय गच्छाधिपति श्रीमान् मुक्तिविजयगणि शिष्य आचार्य महाराजश्री विजयकमलसूरीणां शिष्येन आचार्यश्री विजयकेशरसूरिणा संकलितो सुसंस्कारितो आत्मविशुद्धि नामकग्रंथः विक्रमिय संवत एकोनविंशति सतत्र्यशितिसंवत्सरे मार्गशिर्ष शुक्लतृतीयायां भावनगर बंदरे समाप्तः**

**लेखक वांचकयोः शुभंभवतु.**

ॐ शान्तिः शान्तिः शान्तिः

ॐ अर्हं नमः

# નીતિવિચાર રત્નમાળા.

લેખક,

શ્રીમદ્ આચાર્ય મહારાજશ્રી વિજયકેશર સૂરીશ્વરજી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી વિજયકમળ કેશર ગ્રંથમાલા તરફથી

શા. ભીખાભાઇ મગનલાલ તલાટી.

દેહગામ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૫૦૦

સંવત ૧૯૮૩ સને ૧૯૨૬

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે

છાપી. ઠે. પાનકોરના નાકા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

આ ગ્રંથનું નામ નીતિ વિચાર રત્નમાળા રાખવામાં આવ્યું છે. નામ પ્રમાણે તેમાં કાંઇક ગુણો પણ છે. વિવિધ પ્રકારનાં નીતિ વચનો અને વિચાર રૂપિ રત્નો તેમાં આવેલાં છે. આ ગ્રંથ કાંઇ સ્વતંત્ર લખાયેલ નથી પણ તેમાં આવેલા વિચારો સંગ્રહ કરાયેલા છે. મારામાં એક પ્રકારની એવી ટેવ છે કે કોઇ પણ પુસ્તક વાંચતાં કાંઇ ઉપયોગી બાબત આવે, પછી તે વર્તનમાં મુકવા યોગ્ય, કે સમજવા લાયક હોય, તે તે ઉપયોગી બાબતો ઉપર નીશાની કરતો જઉં અને વાંચી રહ્યા બાદ જે વિચારો મને ગમ્યા હોય તેવાં વાક્યોનો સંગ્રહ પણ કરી લઉં છું. વખતે મને કોઇ કોઇ શાંતિના વખતે ઉત્તમ વિચારો સ્ફુર્યા હોય તે પણ લખી લઉંછું તથા કોઇ કોઇ પ્રસંગે ઉત્તમ વિચારવાળા જ્ઞાની પુરૂષોની પાસે બેઠો હોઉં અને તેમની સાથે થતા નિશ્ચયો, તેનો સાર પણ નોટમાં ઉતારી લઉંછું તે પ્રમાણે થયેલો વાક્યોનો સંગ્રહ તે આ નીતિ વિચાર રત્નમાળા છે.

જે અવસરે કોઇ વ્યવહારની ઉપાધિથી મન અવ્યવસ્થીત થઇ ગયું હોય કોઇ માનસિક આધિપીડા કરતી હોય તે પ્રસંગે આ બુકમાં લખેલાં વાક્યોમાંથી પોતાની માનસીક વ્યાધિને લાગુ પડે તેવાં કોઇ પણ વાક્યરૂપ દવાને શોધી કહાડી તે દર્દ ઉપર આ વાક્યોનું વારવાર મનન કરવારૂપ દવા લાગુ પાડવામાં આવે તો જરૂર થોડાજ વખતમાં તે માનસિક ઉપાધિરૂપ વ્યાધિ શાંત થયા સિવાય રહેતી નથી. આ વાતની મને ખાત્રી થવાથીજ આ વિચારોને વ્યવહારમાં રત્નની ઉપમા આપી છે જુઓ કે રત્ન સાથે આ વાક્યોની ઉપમા ઘટી શકે તેવી નથી કારણકે રત્ન પાસે હોવા છતાં મનની ઉપાધિ શાંત થતી નથી ત્યારે આ વિચાર રત્નથી તો વિચારવાનને શાંતિ મળે છે. છતાં વ્યવહારમાં રત્ન ઉત્તમ ગણાય છે. તેથી તેવા પ્રકારનું નામ આ વાક્યોને આપેલ છે. ઉત્તમ વાક્યપર વિચાર કરનારાઓ અને તે પ્રમાણે વર્તન કરનારાઓ અથવા

વિપત્તિના પ્રસગમાં આવાં સુંદર વાક્યોથી દીલાસો મેળવનારાઓ તેવા વિષમ પ્રસગમાં પણ અડગ રહી વિપત્તિનોપાર પામેલા છે, તેવાં અનેક સુંદરવાક્યોવાળો આ લઘુગ્રથ છે. મારા જેવા બીજા અનેક મનુષ્યોને આવાં સુંદર વાક્યોનો લાભ મળે અને તેમના દુઃખી જીવનને દિલાસો મળે, તેમના હૃદયને શાંતિ મળે આ ઇરાદાથી તે વાક્યોના જુદો જુદો સંગ્રહ એકઠો કરી પ્રજાની સમક્ષ મૂકવામાં આવ્યો છે. તેમાં નીતિનાં અનેક વાક્યો છે. કર્ત્તવ્યમાં પ્રેરણા કરનાર વિવિધ પ્રકારનાં વચનો છે. આત્મ જાગૃતિ આપનારં વચનામૃતોનો પણ સગ્રહ છે કોઇ પણ ધર્મ-પાળનારને થોડો પણ વિરોધ ન આવે તેવાં વાક્યોનો સગ્રહ છે. આમાં મતપથના આગ્રહની વાતજ નથી પણ સામાન્ય રીતે સર્વને લાગુ પડે, શાંતિ આપે, કર્ત્તવ્ય તરફ પ્રેરે, આત્મ સ્વરૂપની જાગૃતિ આપે, સમ-ભાવમાં વધારો કરે તેવાં વાક્યો આવેલાં છે.

આ વાક્યો એકવાર વાંચી લઇ જે જે પોતાને લાગુ પડે તેવાં હોય તે તે વાક્યોપર નિશાની કરી, સવારમાં તે વાક્યો વાંચી તેના ઉપર મનન કરવાની ટેવ રાખવામાં આવશે તો સારો ફાયદો થવા સંભવ છે. અથવા પોતાને ઉપયોગી વાક્યોનો પાઠ દિવસમાં એકવાર વિચારપૂર્વક કરવાથી લાંબે વખતે તેના દૃઢ સંસ્કારો પડવા સાથે મનમાં સારો સુધારો થવા સંભવ છે. એક એક શીખામણ માટે લાખ લાખ રૂપિયાની કીમત માણસોએ આપેલી છે તેવી વાતો શાસ્ત્રોમાં વાંચવામાં આવે છે. અને તેવા વિષમ પ્રસગે તે શિખામણોએ મહાન્ ફાયદા કરેલા અને જીવન બચાવવા સુધીના ઉપકારો કરેલા છે તેવાં વાક્યોનો સમુહ મનુષ્યોને ઉપયોગી થાય તેમાં જરાપણ નવાઈ કે આશ્ચર્ય જેવું નથી.

આ પુસ્તકમાં એક હજાર વાક્યોથી પણ વધારે વાક્યોનો સગ્રહ થયેલો છે તે વાંચીને વાંચનાર અને લખનાર બન્નેને શાંતિ પ્રાપ્ત થાઓ.

**લ. પં. કેશરવિજયજી ગણિ.**

**સંવત ૧૯૭૩ માગશર સુદ ૧૧**

# બીજી આવૃત્તિ સંબંધે બે બોલ.

આ બીજી આવૃત્તિ ઘણા વર્ષે પ્રસિદ્ધ થાય છે. આવું ઉપયોગી પુસ્તક લોકોમાં વધારે પ્રચાર થવા પામ્યું નથી તેનું કારણ, જાહેર ખબરના ફેલાવાનો અભાવ એજ છે. ગમે તે દર્શનવાળાઓ જ્યારે આ પુસ્તક વાંચે છે. ત્યારે તેઓ તે પુસ્તક પોતાના જ સંપ્રદાયનું હોય તેમ માને છે. તેમ માનવામાં કારણ પણ છે કે, તેમાં આપેલાં વચનામૃતો સાર્વજનિક છે, અને પ્રવૃત્તિ કરવામાં ઉપયોગી થાય તેવાં છે. તેથી તેઓ તરતજ આ પુસ્તકની માગણી કરે છે. માટે આ પુસ્તકની બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડી છે. આ પુસ્તકમાં આગળથી ગ્રાહક તરિકે ભાવનગરના ગાંધી. જમનાદાસ અમરચંદ પુસ્તક ૧૦૦)

શા. અમીચંદ ડાહ્યાભાઇ ૨૫)
શેઠ મોતીલાલ જુઠાભાઈ ,, ૫૦)

તથા મદદ તરિકે બાલાપુરવાળા શેઠ હોંસીલાલ પાનાચંદના પુત્ર સુખલાલનાં સૌભાગ્યવંતાં પત્નિ બ્હેન. ધન્નાબાઇએ પચીશ રૂપિઆ આપ્યા છે.

લ. શા. ભીખાભાઇ મગનલાલ
તલાટી.

સંવત. ૧૯૮૩ કારતક વદ ૬.

ॐअर्हंनमः

# નીતિવિચાર રત્નમાળા.

## પ્રથમમાળા. નં. ૧.

૧ ખાનપાનમાં વિવેક રાખવાથી જન્મનો નબળો બાંધો પણ સુધારી શકાય છે, આવરદાની દોરી લંબાવાય છે. અને રોગોની ઉત્પત્તિની સંખ્યાસમાં ઘટાડો કરી શકાય છે.

૨ કેળવણીના અભ્યાસની મદદથી માનસિક શક્તિને તીવ્ર અને વિકાશીત કરી શકાય છે.

૩ સંકટ અને દુઃખનાં પ્રત્યક્ષ કારણો આપણાં કર્તવ્યોજ છે.

૪ આપણુ ચારિત્ર સુધારવા તથા કેળવવા, અને ઉત્તમ પ્રકારનો સ્વભાવ બનાવવામા, તથા આપણુ જીવન સુખી કરવામાં, આપણી મનોવૃત્તિઓ ઘણા ભાગે કારણભૂત છે.

૫ ઇચ્છાનું સ્વરૂપ ચારે તરફથી જુદા જુદા લોહચુબકથી વીટાયેલા લોઢાના કકડા સમાન છે, અને તેથી તે બળવાન સત્તા તરફ ખેંચાય છે. ઇચ્છાની સ્થીતિ પવનચક્કીના જેવી છે તેને પોતાની માહીતિ હોતી નથી. અર્થાત્ ઇચ્છા વખતે આત્મભાન હોતું નથી.

૬ પૂર્વજન્મના સંસ્કાર અને આ જન્મના આજુબાજુના સંયોગો એ બન્નેને લઇને અત્યારની આપણી સ્થીતિનું સ્વરૂપ બનેલુ હોય છે.

૭ સારા કે નઠારા મનોરથો ઇચ્છા ઉપર ભારે અસર કરે છે, તેમ ઇચ્છા પણ તેના ઉપર અસર કરવાની શક્તિ ધરાવે છે.

૮ સુખ દુઃખનો આધાર મનની સ્થીતિ ઉપર રહેલો છે, બાહરના સંયોગોને આપણા મનની રૂચીને અનુકુલ બનાવવાની કોશીશ - કરવા કરતાં, આપણા મનને બાહ્ય સ્થીતિને અનુકુળ બનાવવાનો અભ્યાસ પાડવો, એ સુખ પ્રાપ્તિનું રહસ્ય છે.

૯ સુખ દુઃખનું કારણ મન નથી પણ પદાર્થો છે એમ જેઓ માને છે, તેઓમાં સ્પર્ધાનું જોર વધારે હોય છે. તેઓ શાસ્ત્રીય શોધખોળને આધારે મોજશોખના સાધનોમાં વધારો કરતા રહે છે, અને દુઃખના પ્રસંગોમાં ઘટાડો કરતા રહે છે. આવા સંયોગોમાં રહેલા લોકો સુખ પ્રાપ્તિને માટે મન અને સ્વભાવને અમુક પ્રકારનું વળણ આપવાને બદલે બાહ્ય સ્થીતિમાં સુધારો કરવાને પ્રત્યન કરે છે, પણ એ તેમની ભૂલનું ભયંકર પરિણામ એકીવખતે અત્યારની જાદવાસ્થલીરૂપે પ્રગટ થાય છે.

૧૦ લાખો રૂપિયાની આવકવાળી જાગીર મળતાં જે સુખ થાય છે, તેના કરતાં વસ્તુ સ્થીતિની ઉજળી તથા સુખકર બાજુ જોવાની ટેવથી વધારે સુખ મળે છે. જે મનુષ્યો દરેક વસ્તુમાંથી સારૂજ જુવે છે, તેમને માથે ગમે તેવી આફત આવી પડે છતાં તેમને સુખશાંતિ કે દિલાસો મળ્યા વિના રહેતો નથી. આનંદિ-હસમુખો સ્વભાવ, તથા હરકોઈ બાબતની ઉજળી તથા આશાભરી બાજુ તરફ જોવાની ટેવ, એ જીંદગીના ઉપભોગનું મોટું સાધન છે.

૧૧ શરીર તથા મન બન્ને નિરામય હોવાં એ સુખની ઉચ્ચ અવસ્થા મનાય છે, પણ મનની નિરામયતાનો આધાર ઘણો ખરો શરીરની નિરામયતા ઉપર રહેલો છે.

૧૨ જે રીવાજો પ્રજાની સુખાકારીને લાભકારી હોય, અથવા

-નુકશાન પહોંચે તેવા નહોય, તે રીવાજોને ઉત્તેજન આપવામાં જે દેશમાં સત્તાનો ઉપયોગ કરવામાં આવે છે, તે દેશને ભાગ્યશાળી સમજવો.

૧૩ ઉગતું ઝાડ જેમ વાળ્યું હોય તેમ વળે છે, તેવી રીતે કુમળી વયમાં જેવી ટેવો પાડવી હોય તેવી પાડી શકાય છે.

૧૪ પહેલી અવસ્થાની નાની ભૂલો પરિણામે ભારે નુકશાન કરે છે.

૧૫ જે વ્યવહારનું યોગ્ય હદમાં કરેલું સેવન નિર્દોષ હિતાવહ -અને પ્રશસનીય હોય છે. તેનીજ હદ ઓળગી જવાથી, ઘણાનાં આયુષ્ય ખંડિત થયેલાં નજરે દેખાય છે.

૧૬ આરોગ્યતા ટકાવી ગખવા માટે મનની દઢતાના ટેકાની ખાસ જરૂર છે. પુરતું કામકાજ એજ આપણી આરોગ્યતાની દરરોજની કસોટી તથા હમેશનું અભય પત્ર છે.

૧૭ જે માણસોના રોગો અસાધ્ય ગણાય છે, તેવા કાયમના દરદીઓને પણ ઉદ્યોગપૂર્ણ અને ક્રિયાશક્ત જીવન ગાળવાની ટેવ પાડવામાં આવે અને પોતાના દરદનો વિચાર કરી પોતાના મનને ઉદ્વિગ્ન કરવાનો તેમને અવકાશ આપવામાં ન આવે તો, બરાબર -અરધા દરદીઓ સાજા થઈ જાય એમ હું ખાત્રીથી કહું છું.

૧૮ મનની નબળાઈ, નિરૂત્સાહીપણું, તથા ઉદ્યોગને તાબે થવાની ટેવના જેવી અત્યત હાનીકારક બીજી કોઈ ટેવ નથી.

૧૯ મનની દઢતા એ જીવનનું સત્વ છે. અને ઈચ્છાબળ એ મગજ અને જ્ઞાનતતુ મારફતે શરીર ઉપર બળવાન સત્તા ભોગવે છે.

૨૦ હમેશા કોઇપણ ઉપયોગી કામ ધધાસાં રોકાયેલા રહેવાની ટેવ, સ્ત્રી પુરૂષ બન્નેની સુખ સંપત્તિ માટે અવસ્ય જરૂરની છે. જેનું

જીવન આશય વિનાનું અને નિરૂદ્યમી હોય છે, તેમના જેવા દુઃખી મનુષ્યો ભાગ્યેજ મળી આવશે.

૨૧ આળસ સર્વને એક સરખી રીતે પતિત કરનાર દુર્ગુણ છે. આળસે કદી પણ દુનિયામાં નિશાન તોડીને નામના મેળવી નથી. લોઢું જેમ કાટથી ખવાય છે તેમ શરીર આળસથી ખવાય છે. આળસ બોજો છે. આળસ એક ઉપદ્રવ છે. કામના ઘસારા કરતાં આળસના ઘસારાથી, જીંદગી, જલદીથી ઘસાઇ જાય છે.

૨૨ જેમાં ઉત્સાહની વૃદ્ધિ કરનારો તથા ચિંતાથી મુક્ત રાખવાનો ગુણ રહેલો હોય, તેવા કામ ધંધામાં કે પ્રવૃત્તિમાં નિયમિત રીતે મચ્યા રહી જીવન પુરૂં કરવું, એજ જીવનની ઉચ્ચ દશા છે. આવું જીવ ભોગવનારા વિરલા હોય છે.

૨૩ ધીર પ્રકૃતિવાલા પુરૂષો જ્યારે માથે આફ્ત આવી પડે છે ત્યારે, ખરા મર્દની માફક બાહાદુરીથી તેની સાથે બાથ ભીડવા તૈયાર થઇ જાય છે. તેમ કરવાથી તેમનામાં આત્મ અવલંબનનો ગુણ જાગૃત થાય છે તથા તેમની શ્રમ કરવાની તથા સહન કરવાની શક્તિઓ સજીવન થાય છે.

૨૪ આપણે આપણી વૃત્તિઓ શુદ્ધ અને પવિત્ર રાખીએ, જુદી જુદી બાબતોમાં અન્યનું હિત ધરાવતાં શીખીએ, અને ઉદ્યોગમાં મચ્યા રહેવાની ટેવ પાડીએ, તો જીવનને અંગે જે નિરાશા તથા ઉદ્વેગ રહેલા છે, તેનું પણ નિવારણ કરી શકીએ.

૨૫ આફ્તમાં આવી પડેલા માણસોને પોતાનાથી વધારે સંકટ ભોગવનારા માણસોની સ્થીતિનો વિચાર કરતાં દિલાસો મળે છે, અને તેમને પોતાના દુઃખનો વિસારો પડે છે. આવી ટેવ ઘણી ઉપયોગી છે.

૨૬ વિવેક પૂર્વક અગમચેતીના ઉપાયો લેવા, તે ફતેહમંદ જીવનનું મુખ્ય લક્ષણ છે, પણ જો વિવેકથી વર્તવામાં ન આવે તો, એજ ગુણ દોષ રૂપ થઈ પડે છે. ભાવી સંકટની આગળથી કલ્પના કરીને ઘણા માણસો પોતાના મનને સંતાપ કરે છે; એટલુજ નહિં, પણ જે સંકટ કદી આવવાનાં નથી, તેમના ભયની કલ્પના વડે તેઓ મનને વ્યગ્ર, કરીદેછે. અગમચેતીના ગુણોનો દુરૂપયોગ કરી ડગલે ડગલે અનિષ્ટ કલ્પના કર્યા કરવી, એ મનુષ્યની સ્થીતિ ખરેખર દયાપાત્ર છે.

૨૭ અતિશય મદ્યપાન અને વિષય લપટપણાથી તદુરસ્તીનો નાશ થાય છે, આયુષ્ય ટુંકુ થાય છે.

૨૮ આળસ, જુગાર અને કુચ્છંદ એ સુખસંપત્તિનો નાશ કરેછે.

૨૯ દુષ્ટ સ્વભાવ, સ્વાર્થ પરાયણતા અને ઇર્ષા, એ મિત્રતાનો ભંગ કરે છે, તથા વિરોધ અને અભાવ ઉત્પન્ન કરે છે.

૩૦ છળ કપટ, દગલબાજી, જોર જુલમ અને બળાત્કારના માર્ગ ગ્રહણ કરવાથી, તેમજ અન્યના હકોની અવગણના કરવાથી, કાયદા કે લોકમત મારફતે શિક્ષા મળ્યા સિવાય રહેતી નથી.

૩૧ સદાચરણનો માર્ગ સુખની પ્રાપ્તિ કરાવી આપે છે, અને દુરાચાર પરિણામે દુઃખનો ભેટો કરાવે છે.

૩૨ નિરૂદ્યમી અને આળસમાં ફોગટ ગુમાવેલુ જીવન, જાતે નિરસ અને કટાળા ભરેલું થઇ પડે છે; એટલુજ નહીં પણ આપણી સઘળી શક્તિઓને હિતકારી માર્ગે વાળવાથી જે આનંદ પ્રગટ થાય છે, તેનાથી આપણને બેનસીબ રાખે છે.

૩૩ અહકારી માણસના તરફ કોઈ પણ માણસ દિલસોજી બતાવવાની દરકાર કરતું નથી.

૩૪ ઉદ્યમ, કર્ત્તવ્યપરાયણતા અને સારાં આચરણ, એ ત્રણ ચીરસ્થાયી સુખનાં આવશ્યક અંગ છે.

૩૫ દુરાચારથી મળતો આનંદ ક્ષણ ભંગુર યાને અશાશ્વત છે, તથા ઘણી વખત તે પોતાની પાછળ ક્લેશ, નબળાઈ અને પશ્ચાતાપનો વારસો મુકતો જાય છે.

૩૬ સુખના સર્વ અંગમાં સદ્‌વર્તન જે સરસાઈ ભોગવે છે, તેનું કારણ એટલુંજ છે કે તે ક્ષણિક સુખથી નહિ લોભાતાં, દીર્ઘ દ્રષ્ટી વાપરી સાચા અને લાંબી મુદત ટકે એવા શુદ્ધ સુખના માર્ગનું દર્શન કરાવે છે.

૩૭ પરોપકારી લાગણીઓનો આપણામાં વિકાશ થવાથી સ્વાર્થ-નિષ્ઠ અને હુંપદ ભરેલી ચિંતાઓ દૂર હઠી જાય છે અને આપણા જીવનની દષ્ટી મર્યાદા વધારે બહોળી વિસ્તૃત થાય છે.

૩૮ જેમ આપણે સ્વાર્થ ઓછો શોધીએ છીએ, તેમ આપણી રહેણી વધારે નિયમસર થાય છે. નિઃસ્વાર્થી જીવન દુર્ગુણનો નાશ કરે છે, લાલસાઓ દુર કરે છે, મનને દઢ કરે છે અને હૃદયને ઉન્નતિમાં આણી, તેમાં વધારે ઉચ્ચ વિચારનો સંચાર કરે છે.

૩૯ જીવનને સુખી બનાવવામાં બુદ્ધિ કરતાં સારાં લક્ષણોનો હાથ વધારે હોય છે.

૪૦ એકલપેટાપણાનો દુર્ગુણ આપણામાં દાખલ થતો અટકાવવાની, તથા સ્વાર્થ પરાયણતાની વધતી જતી કુટેવ અટકાવવા બહુજ કાળજી રાખવી.

૪૧ પાત્ર અપાત્રની તપાસ કર્યા વિના વગર વિચાર્યું પુણ્યદાન કરવાથી, જન સમાજને ભારે નુકસાન થાય છે. મજબુત બાંધાવાળાને ભિક્ષાથી પુરતો ખોરાક મળવાથી, મહેનત કરવાની કે ધંધે વળગવાની

ગરજ રહેતી નથી, તેથી તેમનો આત્મ અવલંબનનો ગુણ નાશ પામે છે, તેઓ એશીકરા, આળસુ અને અવિચારી થઇ જાય છે, આળસ અને અવિચારને ઉત્તેજન મળે છે, અનુક્રમી ભીખારીનો કાળ ખટપટમાં જાય છે, તે વર્ગમાંથી સાધારણ ગુન્હા કરનાર માણસો ઉત્પન્ન થાય છે, આવાઓને ભિક્ષા આપવી તે પોતાના ખરચે ગુન્હેગાર મંડળી ઉભી કરવા જેવું છે. જેનું વર્તન સમાજની ઉન્નતિ કરવામાં સહાય ભૂત થઇ પડે તેનેજ પરોપકાર કરવો જોઇએ.

૪૨ અસ્થાને અને અઘટિત રીતે તથા પ્રમાણ વગરની દયા દેખાડવાથી દુનિયા ઉપર જેટલો અપકાર થાય છે, તેટલો બીજા કશાથી થતો નથી. બાહાર દેખાઈ આવતા સંકટની આપણી દયાવૃત્તિ ઉપર ભારે અસર થાય છે, તેથી તેનું દુઃખ દૂર કરવા આપણે એકદમ કમર કસીને તૈયાર થઇએ છીએ, તે વખતે એટલો વિચાર કરવા પણ થોભતા નથી કે, આપણા કૃત્યનાં દેખીતાં અને પ્રત્યક્ષ પરિણામ કરતાં, છુપાં અને પરોક્ષ પરિણામ વધારે વિશાળ અને દૂરગામી હોય છે. નાના અનર્થને ટાળવા જતાં બીજો નહિ ધારેલો અનર્થ બીજી બાજુએથી છુપીરીતે ડોકું ઉચ્યુ કરે છે, અને તેની માઠી અસર વધારે વિશાળ અને બહોળા વિસ્તારમાં થાય છે.

૪૩ જે મા બાપ બાળકને અત્યત લાડલડાવી તેને સ્વચ્છંદ પણે વર્તવા દે છે, વાંક આવ્યા છતાં પણ કોઇ પણ જાતની શિક્ષા કરતાં અચકાય છે, અથવા જે માંગે તે લાવી આપી તેનું મન ન દુભાય તેની કાળજી રાખે છે, તે પોતાના બાળકના માટે દુઃખી જીવનનો પાયો તૈયાર કરે છે.

૪૪ વસ્તુસ્થીતિનું ખરૂં સ્વરૂપ સમજવુ, અને વિકારી કલ્પના શક્તિના દોરાયા દોરાવું નહિ, આ બે વાતો હમેશાં ધ્યાનમાં રાખવી.

૪૫ કર કસર કરવી, મિત વ્યયી થવું, નિરંતર ઉદ્યમમાં પ્રવૃત્ત રહેવું, વચન પાળવામાં નિયમિતપણુ જાળવવુ, અને ભવિષ્યનો વિચાર કરી અગમચેતી રાખવી, એટલા ગુણ હાલના જમાનામાં સુધરેલી પ્રજાઓની નીતિ સબંધી ભાવનામાં અગ્રસ્થાન ભોગવે છે.

૪૬ હાલનો સુધારો ઉદ્યોગના જમાનાનો છે, અને લોકોને રૂચતી નીતિની ભાવનાનું સ્વરૂપ નક્કી કરવામાં ઉદ્યમ વિષયીક ખાસીયતો સૌથી વધારે સત્તા ભોગવે છે. ઉદ્યોગનો જમાનો ઉદ્યોગને પ્રાધાન્ય પદઆપે છે, અને નીતિનું ધોરણ ઉદ્યોગ વિષયિક ટેવોને અનુસરતું થતુ જાય છે.

૪૭ રાજનીતિની ખરી કળા, જે લોકો બોલતા હોય છે તેમનું સાંભળવામાં રહેલી નથી, પણ જે લોકો નથી બોલતા તેમની ઇચ્છા સમજવામાં રહેલી છે.

૪૮ દેશના રાજવહીવટના ન્યાયીપણા ઉપરથી બાહારના લોકોની આસ્થા ઓછી થાય, તેથી દેશને જેટલુ નુકશાન છે તેટલુ નુકશાન બીજા કશાથી થતું નથી.

૪૯ મનુષ્યને જે અનેક વ્યવહારમાં પ્રવૃત્ત થવાનુ છે, તેમાં પોતાની ચાલચલગતને કેળવવાનું અર્થાત્ પોતાનાં લક્ષણ ઘડવાનું કામ સૌથી વિશેષ ઉપયોગી છે. તે કામમાં સફલ થવા માટે પોતાના સ્વભાવ અને મનોવૃત્તિનુ શાંત અને કાળજીપૂર્વક નિરીક્ષણ કરવાની ખાસ આવશ્યકતા છે.

૫૦ મનુષ્યે જેમ પોતાના દુર્ગુણોથી અજાણ્યા રહેવુ જોઈતુ નથી, તેમ પોતાના સદ્ગુણોથી અંજાઇ પણ જવું નહિં.

૫૧ શારીરિક સંપત્તિ ઉપર મનુષ્યનું જેટલુ ચલણ ચાલી શકે

છે, તેટલુ ચલણ અને તેટલીજ સત્તા, તે પોતાના ચારિત્ર ઉપર પણ ભોગવી શકે છે.

૫૨ જે માણસ સંયમશીલ કે અસંયમશીલ, નિયમિત,કે અનિયમિત જીવન ગાળતો હશે, પથ્ય કે અપથ્ય ખોરાક લેતો હશે, નબળા અવયવોને મજબુત બનાવવા કસરત કરતો હશે, આળસકે દુરાચારમાં મચ્યો રહેતો હશે, અને જેટલા પ્રમાણમાં ગજા ઉપરાંત અવળે રસ્તે મહેનત કરતો હશે, તેટલા પ્રમાણમા તેની શારીરિક સપત્તિ ઉપર, તેના આયુષ્યની મર્યાદા ઉપર, શરીરમાં રોગ થવાની સંભાવના ઉપર, સારી કે માઠી અસર થયા વિના રહેશે નહિ.

૫૩ મદ્યપાન તથા બીજા વિષય ભોગોનુ અમર્યાદ પણે સેવન કરવાથી, તેમના ઉપભોગ માટેની તૃષ્ણા અત્યત ઉત્કટ અને બલિષ્ટ થઇ જાય છે અને માણસ આખરે તેનો ગુલામ થઇ રહે છે. જેના ઉપર માણસનો વિશેષ ભાવ હોય છે, જે વસ્તુ વિશેષ આનંદ આપે છે, તેજ આગળ જતાં પ્રધાન પદ ભોગવે છે.

૫૪ બળવાન મનોવૃત્તિના સામર્થ્ય ઉપરજ મનુષ્યના વર્તનનો આધાર રહેલો છે. જેની મનોવૃત્તિ દુષિત કે દુષ્ટ નથી હોતી તેનેજ ખરો ભાગ્યશાળી ગણવો જોઇએ.

૫૫ વયે પહોંચતાં મનોવિકાર શાંત પડતા જાય છે, તેના વેગ અને જુસ્સામા ઘટાડો થતો જાય છે. પણ તેની આદતો–ટેવો દઢ અને બળવાન થતી જાય છે. આ ઉપરથી જીવને સુખી બનાવે તેવી ટેવો પાડવી અને વૃત્તિઓને ઇષ્ટ વલણે વાળવી એ બાલ્યાવસ્થાનું મુખ્ય કર્ત્તવ્ય છે.

૫૬ બાલ્યાવસ્થા સુખમય નિવડે તેવી શીક્ષકે કોશીશ કરવાની જરૂર છે. પુખ્ત ઉમરને લાયકના વિષયો બાલ્યાવસ્થામાં શીખવાડ-

વામાં આવે તો તે બોજારૂપ થઈ પડે, છતાં તેનાં બીજતો બાલ્યાવસ્થામાં વાવવાની જરૂર છે.

૫૭ વિષય ભોગોની પસંદગી કરતી વખતે એ નિયમ ખાસ લક્ષમાં રાખવો, કે વિષયોનો ઉપભોગ એવી રીતે કરવો કે તેથી ભવિષ્યનાં સુખ કે આનંદના ઉપભોગને બાધા કર્ત્તા થઇ પડે નહિં.

૫૮ જે માણસ યુવાવસ્થામાં અત્યંત મદ્યપાન, વિષયાશક્તિ, જુગાર, ઉડાઉપણું, સ્વેચ્છાચાર વિગેરે દુર્ગુણોના સેવનમાં સુખ અને આનંદ માને છે, તેનો જન્મારો ખરાબ થયા સિવાય રહેતો નથી.

૫૯ વાંચનનો શોખ આનંદનાં દ્વાર ખુલ્લાં મુકવાની મહાન્ સત્તા ધરાવે છે. મંદવાડ અને નબળાઇને લીધે એકાંત વાસમાં સડતા આજારીના મનને રજન કરવાનું તે મુખ્ય સાધન છે. નિદ્રા વગરની રાત્રીના શૂન્ય પોહોરને તે પ્રકાશીત કરે છે. મનમાં સુખદાયિ વિચારોનો સંચાર કરે છે. વિષાદ અને ગ્લાની મટાડે છે. ક્રિયામાં અશક્ત અથવા વ્યવસાયી જીવનના કામ વગરના અવકાશને અંગે રહેલી બેચેનીને તે ખસેડે છે. કાંઈ નહીતો થોડા વખતને માટે પણ મનુષ્યની ફીકર ચિંતાનો નાશ કરે છે. આ વાંચનના શોખનું વિવેક પૂર્વક પોષણ કરવામાં આવે તો ચારિત્ર કેળવવાનું, વિચારને ઉમદા અને વ્યવસ્થિત બનાવવાનું તે અત્યત બળવાન સાધન થઈ શકે છે. વાંચનનો શોખ બીજી જાતના આનંદને પણ પુષ્ટી આપે છે. જ્ઞાનની મર્યાદા વિસ્તૃત થાય છે. સહાનુભાવની તથા ગુણની કદર કરવાની વૃત્તિ તેથી બળવાન થાય છે. સોબત, પ્રવાસ, કળા, કૌશલ્ય ઇત્યાદિ મારફતે મળતા આનંદમાં અને સંસાર રૂપી નાટ્ય ભૂમી ઉપર બનતા અનેક બનાવોમાં હિત ધરાવતા શીખવાના ગુણોમાં બેસુમાર સુધારો વાંચનથી થાય છે.

૬૦ બચપણથી વાંચન ઉપર રૂચી થવી તે બાળ શિક્ષણનું ઉમદા ફળ છે, પણ જો વાંચનના શોખની સાથે જ્ઞાન સંપાદન કરવાનો શોખ ઉત્પન્ન થાય. તેમજ ખાસ એક વિષય ઉપર ચિત્તની એકાગ્રતા કરવાની ટેવ પડે, તથા અવલોકન કરવાની શક્તિ આવે, તો તો ઘણોજ ફાયદો થાય.

૬૧ ઘણી વખત એક જાતનો શોખ બીજી જાતના આનંદનો માર્ગ બંધ કરે છે. બીજી જાતના આનંદ મેળવવાની શકિતનો નાશ કરે છે, ચારિત્ર ઉપર માઠી અસર કરે છે, દાખલા તરીકે નોવેલ્સ કથાઓ વાંચવાની ટેવ પડવાથી ઉમદા સાહિત્ય ઉપરની રૂચી નષ્ટ થાય છે, આ હલકા સાહિત્યમાં મચ્યા રહેવાથી રસજ્ઞતા નષ્ટ થાય છે, એક પ્રકારનો શોખ બીજી જાતના શોખનો પોષક હોવો જોઇએ.

૬૨ પહેલાની કેળવણીનો એવો ઉદ્દેશ હતો કે, મનને કેળવીને તથા અંકુશમાં રાખીને ઇચ્છાબળ વધારવું, સુખની ઉપેક્ષા કરીને દુઃખ સહન કરવાનો અભ્યાસ પાડવો, સ્વાભાવિક રૂચિઓ તથા વૃત્તિઓને અંકુશમા રાખવી, કામનાઓની સત્તા અને સંખ્યામાં ઘટાડો કર્યા જવું, આહારના પદાર્થોની ગરજ રાખ્યા સિવાય નિર્વાહ ચલાવી લેવાનો માહાવરો પાડવો અને એકંદર રીતે આત્મોન્નતિનેજ પરમ પ્રાધાન્ય ગણવું એવું શિક્ષણ અપાતુ હતું.

૬૩ પહેલા પ્રકારની કેળવણી ઇચ્છાઓને કેળવે છે અને બીજા પ્રકારની કેળવણી મનને કેળવે છે. હાલની કેળવણી પહેલા પ્રકારની છે. જ્ઞાન અને નીતિને, ઇચ્છાના વિષય બનાવવા એ હાલની પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ છે.

૬૪ શરીર બળમાં પુરૂષથી ઉતરતી જણાતી સ્ત્રીઓ, મનના બળમાં અને સહનશીલતામાં પુરૂષોના કરતાં ચઢીયાતી જણાય છે.

૬૫ નીતિની અને શિક્ષણની પદ્ધતિઓમાં મનના બળને પોષવા ઉપર વિશેષ લક્ષ અત્યારે આપવામાં આવતુ નથી. બચપણથીજ આત્મસંયમ અને સ્વાર્થ ત્યાગના ગુણ પ્રાપ્ત કરવા, અને એકાગ્ર ચિત્તથી નિયમિતપણે ઉત્સાહ પૂર્વક કામે વળગવાની ટેવ પાડવી, એના જેવું બીજું હિતકારી એકે શિક્ષણ નથી.

૬૬ સુકાનના અંકુશમાં નહિ રહેનારૂં વાહાણ, પવન અને ભરતીની અનુકુળતા છતા પણ, સહીસલામત ધારેલે બંદરે પહોંચતું નથી, તેવીજ રીતે માણનો સ્વભાવ ગમે એટલો માયાળુ, પ્રેમાળ અને પવિત્ર હશે પણ, જો તેના ઉપર આત્મસંયમનો અંકુશ નહિ હોય અને તે મનોવિકારના આવેશમાં આમ તેમ ધસડાઈ જતો હશે તો તેનાથી કોઈ દિવસ ઉત્તમ કાર્ય બની શકનાર નથી.

૬૭ કેટલાક એક માણસોએ પોતાના મનોવિકારને સ્વચ્છંદપણે વર્ત્તવા દીધેલા હોવાથી, તેમની મનોવૃત્તિઓ એટલી બધી ભ્રષ્ટ અને બલિષ્ટ થઇ ગયેલી હોય છે, તથા સન્માર્ગે દોરવાની વૃત્તિઓ એટલી બધી નિર્બળ થઈ ગયેલી હોય છે કે તેમના સ્વભાવમાં કોઇપણ ઉપાયથી સુધારો થઇ શકવાનો નથી, એમ નિશ્ચય માણસને થાય છે.

૬૮ બીજાના સ્વચ્છંદ વ્યવહાર કરતાં, આપણા પોતાનો સ્વચ્છંદ વ્યવહાર વધારે હાની કર્ત્તા છે.

૬૯ કોઈના ઉપર હુકમ ચલાવવો તેના કરતાં, આપણે કોઇના હુકમમાં રહેવાનું ન થાય એ પસંદ કરવા યોગ્ય છે.

૭૦ બીજાને અંકુશમાં રાખવાની ઇચ્છા રાખવી, તેના કરતાં પોતાની જાતને અંકુશમાં રાખવી તે વધારે સારૂં છે.

૭૧ પોતાના આત્મા ઉપર પ્રીતિ રાખવી એ પાપ નથી પણ, પોતાની ઉપેક્ષા કરવી એના જેવુ બીજું પાપ નથી.

૭૨ મનોવિકારના દાસ થવું તેના જેવું એકે દુર્દૈવ નથી.

૭૩ જે માણસ પોતાની જાતને કાબુમાં રાખી શકતો નથી, તે બીજાનો ઉપરી શી રીતે થઈ શકવાનો?

૭૪ જે પોતાના મનપર જીત મેળવે છે તે આખા જગત્‌ને વશ કરી શકે છે. જે પોતાને વશ કરી શકતો નથી, તે બીજાને વશ થાય છે.

૭૫ ક્રોધમાં વરસાદ જેવો ગુણ રહેલો છે. તે જેની સાથે અફ્-ળાય છે તેને કાંઈ થતું નથી, પણ પોતેતો છિન્નભિન્ન થઇ જાય છે. ક્રોધી માણસ સામાનો પરાભવ કરવા જતાં પોતેજ હારખાઇ પાછો હઠે છે.

૭૬ ડાહ્યા માણસે હમેશાં શાંત વૃત્તિનુંજ સેવન કરવું, પોતાની વૃત્તિઓને બહેકી જવા ન દેવી.

૭૭ સદ્‌ગુણી કે દુર્ગુણી થવું તે આપણા પોતાના હાથની વાત છે.બીજી બધી વાતો પ્રારબ્ધાધિન છે.

૭૮ પોતાને નુકશાન થવામાં કદાચ કોઈ બાહ્ય નિમિત્ત હશે, પણ ખરી રીતે તેનું મૂળ કારણ પોતાની દુષ્ટ વૃત્તિઓજ છે. બીજાને કાંઇ લેવા દેવા નથી.

૭૯ લુહાર લોઢાને ટીપીને તેમજ સોની સોનાને ટીપી કે ઓપીને તેના સારા ઘાટ બનાવવાની જેટલી કાળજી રાખે છે, તેટલી કાળજી તમારા આત્માને ઉન્નત કરવા માટે પણ તમે રાખતા નથી એ કેટલી શરમની વાત છે?

૮૦ કોમળ પાણીના મારાથી જ્યારે પથ્થર પણ ઘસાઇ જાય છે, તો પછી આપણા હૃદય તથા મનનો મળ આપણે કેમ ઘસી કે દૂર કરી ન શકીએ?

૮૧ વિષય લંપટ અને વ્યસની માણસો પશુ કરતાં પણ હલકાં છે. દેહનો દુરૂપયોગ, અતિ ઉપયોગ અને અનાદર થાય, ત્યારે આધિ, વ્યાધિ, તેને ઘેરી લે અને અસહ્ય યાતના ભોગવવી પડે તેમાં કોનો દોષ ? પોતાનોજ.

૮૨ સંતોષી સ્વભાવવાળાનાં શરીર રૂષ્ટ પુષ્ટ હોય છે, પણ બળેલા સ્વભાવવાળાનાં શરીર સુકલકડી જેવાં હોય છે. ચિંતાવાળા, ઇર્ષાળુ અને અસંતોષીના શરીરે લોહી ચડતું નથી.

૮૩ છોકરાને છાનો રાખવા માટે કેટલીક માતાઓ, એ વાઘ આવ્યો ! એ ઘોઘર આવ્યો ! એ બાઉ આવ્યુ ! ઇત્યાદિ કહી બીવરાવનારી માતાઓએ યાદ રાખવું કે તેથી છોકરાં કાયમ માટે બીકણ થઇ જાય છે, એટલુંજ નહિ પણ કેટલીક વખત તેમાંથી ગંભીર પરિણામો નીપજે છે.

૮૪ ઘણા ખરા મંદવાડનું મૂળ કારણ અજીર્ણ વિકાર હોય છે. હમેશાં જઠરાગ્નિ ઉપરાંત બોજો નાખવાથી, અનેક જાતના રોગોનાં બીજ રોપાય છે. અલ્પ આહારથી શરીર હલકુ રહે છે. મન પણ સ્ફુર્તિવાળુ થાય છે. અતિ આહારથી શરીર ભારે લાગે છે. ઇંદ્રિઓમાં જડતા આવે છે અને બુદ્ધિપણ કહ્યું કરતી નથી. એક તરફ દુનિયાના તમામ રોગો અને બીજી તરફ અજીર્ણ વિકારથી થતા રોગોનું પ્રમાણ સરખુ આવે છે.

૮૫ રસના ઉપભોગથી થતો આનંદ ક્ષણિક છે, અને પરિણામે હાનિકારક છે. તરવાર કરતાં સ્વાદઇંદ્રિયે મનુષ્યના ઘણા ભોગો લીધા છે. સ્વાદ ઓછો કરો અને જીવનને બચાવો. સઘળાં બંડ કરતાં હોજરીનાં બંડ વિશેષ ભયંકર છે. સાદો અને માફકસરનો ખોરાક લ્યો. હોજરી પુરેપુરી ભરેલી હોય છે ત્યારે મગજ બરાબર કામ કરી શકતું

-નથી. આ કારણથીજ ઉપવાસનો દિવસ ધર્મક્રિયા માટે યોગ્ય મના-યેલો દેખાય છે.

૮૬ આધિ. વ્યાધિ, કલહ, બટબકાટ અને વિના પ્રયોજને માર સહન કરવો એ સઘળુ એક સ્થળે દેખવામાં આવે છે? એમ મને જો કોઇ પ્રશ્ન કરે તો હું તેનો ઉત્તર એટલોજ આપું કે જ્યાં આ-ગળ લોકો એકઠા થઇ દારૂ પીવે છે ત્યાં તે સર્વ હોય છે.

૮૭ મદ્યપાન સેવનથી માણસ નિર્ધન થાય છે. મદ્યપાનને અંગે રહેલા અનર્થમાં આતો સૌથી નજીવો અનર્થ છે પણ મદ્યને લીધે માણસ પશુ કરતાં પણ નીચ બને છે. તેને મોટી આફતો આવી પડે છે તે તેણે જાતે માંગી લીધેલી હોય છે. મદ્યથી વધારે બીવાનું કારણ એ છે કે તેનું ખરૂ સ્વરૂપ અત્યત ભયંકર છતાં બહારથી તે ઘણુંજ મોહક લાગે છે. મદ્યપાનના સેવનથી બેચેની દૂર થઈ ઉત્સાહી થવાશે, એવા ખોટા ખ્યાલથી -અનેક માણસો ખુવાર થયા છે, અને થાય છે. મદ્યપાન શરીર સંપ-ત્તિની હાની કરે છે. મદ્યપાન કરનારનારના આયુષ્યો મદ્યપાન નહિં કરનાર કરતાં ઘણાં ઓછાં હોય છે. માનસિક સંપત્તિની પણ હાની થાય છે, શાન્ત અને સુસ્ત માણસો પણ મદ્યપાનથી તકરારી અને ટંટાખોર થાય છે. તેની વિષય ઇંદ્રિઓ અમર્યાદિત થાય છે.

૮૮ કોમળ અને સુગંધીદાર પુષ્પ તો માથા ઉપર ધારણ કરવા યોગ્યજ ગણાય, તે કાંઇ પગતળે ચ્ચરી ન નંખાય. તેમ આ શરીરનું દિવ્ય મદિર બનાવવું એ આપણી-મરજી અને સત્તાની વાત છે.

૮૯ પરિશ્રમ-મહેનત એ સર્વ મુસ્કેલીઓનો પરાભવ કરે છે. યોગ્ય પરિશ્રમ જાતેજ આનંદરૂપે છે. આળસ એ શરીરનો કાટ છે. લોઢું કાટથી જેમ ખવાઈ જાય છે, તેમ શરીર આળસથી ખવાય છે.

૯૦ દિવસે કામ કરનારને રાત્રે શાંત અને ગાઢ નિંદ્રા આવે છે. ઘણી જવાબદારી અને જન્જાળોવાળા માણસો ઉંઘથી બેનસીબ રહે છે. દિવસ જો સારી રીતે કામમાં ગાળવામાં આવે તો રાત્રે નિંદ્રા આપોઆપ આપણી સેવામાં હાજર થાય છે. ઔષધની મદદ વડે-કૃત્રીમ ઉંઘ લાવવી એ ઘણુ જોખમ ભરેલુ છે, એની લાલચમાં કદી ફસાવું નહિ. આપણા આચરણો વ્યવસ્થિત રાખીશું તો થોડીવારમાં પૂર્વની માફક નિંદ્રા આવ્યા કરશે. ઉંઘ શરીર અને મનનો બોજો ઓછો કરે છે.

૯૧ વિશ્રાંતિ લેવાના વખતમાં પણ આપણે જો દુનિયાદારીના સંકટ, જન્જાળો, દુ:ખ અને મુસીબતોનોજ વિચાર કર્યા કરીએ, મગ-જને વિશ્રાન્તિ ન આપીએ, તો તે કાળ કામ કરવા કરતાં પણ વધારે કંટાળા ભરેલો આપણને લાગશે. એવી વિશ્રાન્તિ કરતાં કામ હજાર દરજ્જે સારૂ છે.

૯૨ દિવસની સખ્ત મજુરીથી શરીર અને મન જેટલાં ઘસાય છે, તે કરતાં રાત્રે કંટાળા ભરેલા વિચારોમાં જાગતા પડી રહેવાથી બન્નેને વધારે ઘસારો પડે છે.

૯૩ આપણે આપણા મનને શુદ્ધ અને આનંદદાયક વિચારોમાં રોકવું જોઇએ, અથવા વર્તમાન કાળની સાથે જેને સંબંધ નથી એવી પુરાતની કાળની કોઈ કથા, શૌર્ય કે પ્રવાસની વાર્તા, ઉત્તમ જીવન-ચરિત્ર ઇત્યાદિ વાંચવામાં મનને રોકવાથી નિત્યની જંજાળોનું વિસ્મરણ રાત્રે થઈ શકશે. આવે પ્રસંગે કલ્પનાની પાંખો ઉપર બેસી અનંત દેશ કાળના પ્રદેશમાં મોજથી ઉડ્યા કરવાથી પ્રસ્તુત કામની દુગ્ધા-ઓનું વિસ્મરણ થઈ મન આનંદમાં મગ્ન થશે. વળી આગ્રહ પૂર્વક પરમાત્માનુ સ્મરણ કરવામાં મનને જોડવામાં આવે તો ઘણીજ થોડી-વારમાં ઉંઘ આવી જશે.

૯૪ રાત્રિનો સમય દિવસ કરતાં વધારે રમણીય અને વિશ્રાન્તિદાયક હોઇ, દિવ્ય વિચારનો પોષક છે. પુરાતન કાળમાં જે રૂષી, મહર્ષી, મહાત્માઓએ પરમાત્માનો સાક્ષાત્કાર મેળવેલો હતો, તે સૂર્યના પ્રચંડ તેજસ્વી પ્રકાશમાં નહિં પણ રાત્રીના શાંતિપ્રદ પ્રદેશમાંજ મેળવ્યો હતો.

૯૫ પાપી અને અજ્ઞાની હોય તેમનેજ મૃત્યુનો ડર હોય છે, પણ પુન્યાશાળી કે જ્ઞાનીને મૃત્યુ એ મગલીક પ્રગગ જેવુ આદરણીય લાગે છે.

૯૬ જે મનુષ્ય ઉત્તમ જીવન ગાળે છે તે દેવ સમાન થઈ શકે છે અને જે મનુષ્ય અધમ જીવન ગાળે છે તે પશુ સમાન થઈ જાય છે.

૯૭ આહાર, નિન્દ્રા, ભય, અને મૈથુન એ ચાર, મનુષ્ય અને પશુમાં સમાન છે એમાં જે રચ્યોપચ્યો રહે તે પશુજ છે. પણ જે સત્ય, સૌચ, અહિંસા, આર્જવ, ઇદ્રિયદમન, શાન્તિ, ભક્તિ, જ્ઞાન, વિરક્તિ વિગેરે ધર્મનાં લક્ષણરૂપ મનાતા દૈવી ગુણોનું અનુસરણ કરે છે તે દેવજ છે.

૮૯ સ્વર્ગનાં અલોકિક સુખનો અનુભવ કરવો, કે નરકની યાતનાઓ ભોગવવી, એ બન્ને વાતો આપણા હાથમાં છે. જો મનુષ્ય દુષ્ટ કે તિરસ્કારને પાત્ર નિવડે તો તેમા પોતાનોજ દોપ છે.

૯૯ કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે છે, તેમ બાળકોના અંતઃકરણ ઉપર કેવા સંસ્કાર પાડવા તે બાબતમાં મા બાપે તથા શિક્ષકે ખાસ કાળજી રાખવી ઘટે છે.

૧૦૦ બાળકો જેમની સાથે વિશેષ રહેતાં હોય છે, તેમની અસર તેમનાં ચારિત્ર ઉપર વિશેપ પડે છે. બાળક સામાને જેવાં દેખે તેવાં થતાં શીખે છે; માટે માબાપ, તથા શિક્ષક ઉપર બાળકોને કેળવવાની મોટી જવાબદારી રહેલી છે.

૧૦૧ બાળકોનાં મન કોરા કાગળ જેવાં છે તેથી તેના ઉપર જે લખવા ધારીએ તે લખી શકાય છે, પણ એકવાર લખ્યું તે વજ્રલેપ જેવું થઈ જાય છે, માટે તેના ઉપર જે લખવું તે સંપૂર્ણ વિચાર કરીનેજ લખવું જોઇએ.

૧૦૨ બાળકોને ઉપદેશ કરીએ, તેના કરતાં આપણા વર્તનની તેમના ઉપર વધારે ઉંડી છાપ પડે છે. આથી કરીને જેમના વર્તનના સંસ્કાર, બાળકના ઉપર પડવાનો સંભવ હોય તેમણે 'પોતાનું વર્તન ઉંચા પ્રકારનું રાખવું જોઇએ.

૧૦૩ પુરૂષોમાં શરીરબળ વધારે હોય છે, પુરૂષોમાં મનની દૃઢતા અધિક હોય છે. સ્ત્રીઓમાં સંભાવવાની—શ્રદ્ધાની દૃઢતા અધિક હોય છે.

૧૦૪ મનુષ્ય ગમે તેટલો ગરીબ હોય પણ સદ્વર્તનશાળી હોય તો તે રાજા કરતાં પણ ચડીયાતો છે, પણ ધનવાન્ છતાં વિકારનો ગુલામ થઇ જાય, દુષ્ટ વૃત્તિઓ દોરવે ત્યાં દોરવાય, અને લાલચોમાં લપટાય તોતે અધમજ છે.

૧૦૫ મનુષ્યનુ ખરૂં મનુષ્યત્વ તેના ચારિત્રમાંજ રહેલું છે. મુગટ ધારી મસ્તક હમેશાં બેચેન રહે છે. રાજા વિગેરે મોટા લોકોની સ્થીતિ આકશમાંના ગ્રહો જેવી છે, તેમને વિશ્રાન્તિ હોતી નથી.

૧૦૬ બીજાને બદીખાનામાં નાખનારો જુલ્મી રાજા પોતાના કેદી કરતાં વધારે છુટ ભોગવી શકતો નથી. એટલુજ નહિ પણ ઉલટું વધારામાં તેનો જીવ વધારે ધાસ્તીમાં હોય છે.

૧૦૭ માણસ જો નિર્દોષ અને નિષ્કલંક હોય, તેનું અંતઃકરણ પવિત્ર અને ચિત્ત સ્વસ્થ હોય, તો કેદખાનું પણ તેને સારૂં છે. પણ જો ફીકર અને ચિંતામા ગ્રસ્ત હોય તો મોટું રાજ્ય પણ નકામું છે.

૧૦૮ સુખ પ્રાપ્તિના કામમાં જોર જુલમ કે બળાત્કારનો ઉપાય કામમાં આવતો નથી.

ૐ

# નીતિ વિચાર રત્નમાળા.

## બીજીમાળા. નં. ૨.

૧ બીજાઓની ઉપર અધિકાર ભોગવવા ખાતર પોતાની સ્વતંત્રતા ખોવી એ તો ખોટનોજ ધંધો છે. સત્તા ખોળવી અને સ્વતંત્રતા ગુમાવવી, બીજા ઉપર સત્તા ચલાવવા મથવું અને પોતાની જાત ઉપરનો કાબુ ખોઇ બેસવો, એતો પુત્ર લેવા જતાં ધણી ખોઇ બેસવા જેવુ અયોગ્ય છે.

૨ કીર્તિએ સુખના સ્મશાન તુલ્ય છે.

૩ સંપતિ, માનપાન, અને સત્તાને લીધે માણસ, જીવનમાં બીજાં સુખોનો ઉપયોગ કરવા માટે નાલાયક થઇ જાય છે. એવા વૈભવ અને મોટાઇ તને રામ રામ છે. !

૪ જે માણસ બીજાના માથા ઉપર પગ દઇને ચાલવાની ઇચ્છા રાખે છે, તેમને કોઇ દિવસ શાંતિ કે સુખનો અનુભવ મળતો નથી. શાંત અને સુખી જીવન ગાળવાની ઇચ્છા રાખનારે મોટા થવાની લાલસા મૂકી દેવી જોઇએ.

૫ દુનિયામાં પોતાની વાહવાહ કહેવરાવવી, મોટાઇ મેળવવી એના જેવો જોખમ ભરેલો ધંધો બીજો એક પણ નથી. કીર્તિ કે સત્તા મેળવવા માટે કોશીશ કરવાની કે વળખાં મારવાની જરૂર નથી. તમે શાણુ અને સારા હશો તો તમારી ઇચ્છા વિના પણ તે તમારી સમક્ષ હાજર થશે.

૬ ખીંતીએ લટકાવી રાખેલી કટાઇ ગયેલી તલવાર માલીકની હાંસીજ કરાવે છે. તેમ આળસુ થઇ જવાથી બટ્ટો લાગે છે. દ્દ ઉદ્યોગમાં મચ્યા રહેવાથીજ કીર્તિ ઉજ્વળ રહે છે.

૭ બાળકોને માટે દ્રવ્ય કે ઉચા અધિકારનો વારસો મૂકી જવાનું બધાથી બની શકે તેવું નથી, પણ બાળકોને સદાચારી અને સદ્‌ગુણી બનાવવા જેવો એકે કીંમતી વારસો નથી. માટે તેવાં બાળકોને બનાવવા પ્રયત્ન કરવો એ માતા પિતાનો અમૂલ્ય વારસો છે.

૮ શ્રીમંત અને સત્તાવાન્ પુરૂષો પોતાનાં દુષ્ટ વર્તનથી જગત્‌ને સુધારવાને બદલે બગાડતા જાય છે.

૯ સત્યજ્ઞાન એ પર્વતમાંથી નિકળતાં નિર્ઝરણો જેવું છે. તે પાણી નિત્ય પ્રવાહથી વહ્યા કરે છે તો જ સ્વચ્છ અને નિર્મળ રહી શકે છે, નહિતર ખાડામાં ભરાઈ રહી બંધિયાર થતાં તેમાં દુર્ગંધ ઉત્પન્ન થાય છે. આજ પ્રમાણે શાસ્ત્રિય જ્ઞાનનો પ્રવાહ નિરંતર વહેતો રહે તેજ યોગ્ય છે.

૧૦ પ્રજાના આરોગ્ય, સુખ અને ખરા મનુષ્યત્વમાં સુધારો વધારો થાય, તેની ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છે.

૧૧ જો તને ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત ન થાય, તો જે પ્રાપ્ત થયેલું હોય તેને ઈષ્ટ માનીને બેસી રહે.

૧૨ પ્રકાશને જેમ અંધારૂં વળગેલુ છે તેમ સુખને, દુઃખ વળગેલું છે. મનુષ્યોની આજુબાજુ સુખ દુઃખના ભરતી ઓટ થયાજ કરે છે.

૧૩ હરકતમાં બરકત રહેલી છે. મુસીબતો એ સામર્થ્યની કસોટી સમાન છે. આફતો એ સાવચેતીની સૂચના કે ચેતવણી સમાન છે.

૧૪ શરીરને વૃદ્ધાવસ્થા આવવા ન દેવી એ આપણા હાથમાં નથી, પણ શોક અને સંતાપને લીધે મનનેજ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે તે આવવા ન દેવી, એ આપણી સત્તાની વાત છે. મન જ્યાં સુધી જીર્ણ થયું નથી, ત્યાં સુધી શરીર ગમે તેટલું જીર્ણ થાય તો પણ હાની નથી.

૧૫ દુઃખના સો ઉદ્ગાર કાઢવાની તસ્દી લેવી તેના કરતાં, એકવાર પેટ ભરીને હસવું તે પસંદ કરવા યોગ્ય છે.

૧૬ જેમ સુખ ચાલ્યું ગયું તેમ દુઃખ પણ ચાલ્યું જશે, છતાં ખેદ કરીને આપણા જીવન રૂપી વાજાને બેસુર બનાવવું એ તો મૂર્ખાઇ છે.

૧૭ આવી પડેલું દુઃખ ભોગવ્યા સિવાય છુટકો નથી તો પછી બડબડાટ કરીને ભોગવ્યા કરતાં આનંદથી ભોગવવું એ ડહાપણ ભરેલું છે.

૧૮ મનુષ્યો જે શોક અને સકટ ભોગવે છે તેમાં કેટલાંક તો પોતપોતાની મેળેજ માથે વોહોરી લીધેલાં હોય છે. તે દુઃખમાંનો મોટોભાગ દુર્વ્યસન, દુરાચરણ, દુષ્ટ સ્વભાવ અને ખાવાપીવામાં અમર્યાદિતપણુ એ બધાને લીધે ઉત્પન્ન થવા પામ્યાં હોય છે.

૧૯ માણસ જો બરાબર કાળજી રાખી સર્વ વાતનો વિચાર કરીને પગલુ ભરે, તો ઘણી ભૂલો ટાળી શકાય તેવી હોય છે તેમાંથી બચી શકે છે.

૨૦ સુખ દુઃખનું કારણ મન છે. જેવી જેના મનની વૃત્તિ તેવો તેને સસાર લાગે છે. તારે જો સુખી જીવન ગાળવું હોય, તો જગતના બધા વ્યવહાર તારી મરજી મુજબ ચાલે એવી ઇચ્છા કરીશ નહિં પણ તુંજ જગતના જેવો થા.

૨૧ પોતાના પગમાં જોડા પહેર્યા એટલે, તે આખી પૃથ્વી

ઉપર ચામડું પાથર્યા સમાન છે. તેજ પ્રમાણે આપણે શાન્ત વૃત્તિનું સેવન કરીશું, તો માથા ઉપર દુઃખના ડુગર તુટી પડશે તો પણ આપણા સુખમાં અંતરાય આવશે નહિં.

૨૨ આ દુનિયાનું કોઈપણ સુખ એવું નથી, કે જે દુઃખની છાયાથી તદ્દન મુક્ત હોય, તેમ કોઈપણ દુઃખ એવું નથી, કે જેમાં સુખનો અંશ–લેશ પણ નહોય, માટે માથે સંકટ આવી પડે ત્યારે આક્રંદ કરવા બેસવું કે રોદડાં રડયા કરવાં, એના જેવી બીજી મૂર્ખાઇ શું હોઇ શકે? એમ કરવાથી સંકટ નિવારણ થતું નથી, માટે ધૈર્યતાથી સહન કરો, અને ચિત્ત શાન્ત કરી નિવારણનો ઉપાય શોધો.

૨૩ જેની પાસે ધૈર્ય રૂપી ધન નથી, તેના જેવો બીજો નિર્ધન કોઇ નથી.

૨૪ જે થાય છે તે સારાને માટે થાય છે, એમ માની હમેશાં આનંદમાં રહેવું. ફોગટની હાયવોય કરવાથી બમણો ખેદ થાય છે.

૨૫ સુખ મળે તો મેં મેળવ્યાં અને દુઃખ પડે તો દૈવે મોકલ્યાં એવી વૃત્તિ ન રાખવી. કાંતો બન્ને પોતે કર્યા, અને કાંતો બન્ને દૈવે આપ્યાં એમ માનો, જેથી મન ખેદ કરતું અટકશે. પોતે કર્તા થતાં પોતાની ભૂલ સુધારાશે, અથવા દૈવ ઉપર ભરોંસો રાખતાં તેની નિશ્રા કબુલ કરાશે,

૨૬ સ્વાર્થ પરાયણતા, લુંટફાટ, ઈર્ષા, ચેનબાજી, લોભ, અહંકાર ઈત્યાદી દુર્ગુણોનો ફેલાવો થવાથી જગત્‌માં જ્યાં ત્યાં ટટાફિસાદ, લડાલડી, હોંસાતોસી અને શોકના ઉદ્દગાર સંભળાય છે.

૨૭ ધણી વખતે ખોટામાંથી સારૂં નીપજે છે અને દેખીતી આફત આશીર્વાદ સમાન થઇ પડે છે, કેટલાક અલૌકિક ગ્રથો તેમના લેખકોએ, કારાગ્રહમાં હતા તે વખતે અને તેને લીધે લખાયેલા છે.

એવી આફતને લીધેજ તેમનાં નામ અમર થવા સાથે દુનિયાને મોટો લાભ-થયો છે.

૨૮ હું જે સ્થીતિમાં હોઉં તે સ્થીતિમાં સંતોપ માનવાને મને અભ્યાસ પડી ગયો છે. તેથી મને દારિદ્ર તરફની બીલકુલ ચિંતા નથી.

૨૯ સારાં કામ કરનાર કદી નઠારી ગતિને પ્રાપ્ત થતો નથી.

૩૦ અન્ન, વસ્ત્ર, પાણી અને છાંયા એટલી વસ્તુઓજ જીવન નિર્વાહ માટે આવશ્યક છે અને તે વસ્તુઓ થોડા પરિશ્રમથી પ્રાપ્ત થઈ શકે છે, માટે નિર્વાહ સારૂ ચિંતાતુર રહેવાની બીલકુલ જરૂર નથી પણ તૃષ્ણાને લગામ નથી હોતી.

૩૧ વિકટ પ્રસંગે ખેદ ન કરવો, તેમ ના ઉમેદ થઈ જવું નહિ પણ કમર કસીને તેની સામે બાથ ભીડવી. મુસીબતોથી ડરીને નાશી જતાં તે આપણી પાછળ પડી આપણને પકડી પાડયા સિવાય રહેતી નથી, પણ હિમ્મતથી તેની સામે થતાં તે પાછી હઠી જાય છે અને આપણો વિજય થાય છે.

૩૨ મહાન્ પુરૂષોનું ખરૂં સામર્થ્ય વિપત્તિના પ્રસંગેજ પ્રગટ થાય છે, સંપત્તિના પ્રસંગમાં તેટલુ પ્રગટ થતુ નથી. અગરને દેવતામાં નાખ્યાથી તેમાંથી જે સુગધ પ્રગટ થાય છે, તે સુગધ બાહાર હોય છે ત્યારે તેટલી દેખાતી નથી.

૩૩ સંપત્તિના પ્રસંગમાં મહાન્ પુરૂષોનું ચિત્ત કમળ જેવું કોમળ હોય છે પણ વિપત્તિના પ્રસંગમાં તો પર્વતથી પણ વધારે કઠીન મન હોય છે.

૩૪ જગત્માં સંકટ કાંતો કરેલ કર્મની શિક્ષા તરીકે હોય છે અથવા આગામી સંકટથી સાવધ રહેવાની ચેતવણી રૂપે હોય છે.

ઠોકરો ખાધા સિવાય માણસમાં હુશિયારી આવતી નથી. સંકટ આપણને સાવધ કરે છે સાવચેતીના ઉપાય સૂચવે છે.

૩૫ બીજી જાતનાં સંકટ આપણા ધૈર્યની તથા આપણા દૈવતની પરિક્ષા કરે છે. પ્રલ્હાદ, ધ્રુવ, હરિશ્ચંદ્ર, નળ, મહાવીર ઈત્યાદિ પુરૂષોપર સંકટ ગુજર્યાં ન હોત તો તેમની ખરી કિંમત દુનિયાં કરી શકત નહિ. જે મુસીબતો મૂર્ખ લોકોને હેરાન કરી નાંખે છે તેજ મુસીબતો શાણા પુરૂષને ચડતીનાં સાધનરૂપે થાય છે.

૩૬ વિપત્તિ માણસમાં માણસાઈ લાવે છે. જ્યારે સંપત્તિ અયોગ્ય માણસને રાક્ષસ બનાવે છે.

૩૭ મિત્રની પરિક્ષા વિપત્તિ પ્રસંગે થાય છે, અને વૈભવનો જે ક્ષય અર્થાત્ ગરીબાઇ વખતે સ્ત્રીની પરિક્ષા થાય છે. જે સાચો સ્નેહી હોય છે તેજ વિપત્તિના પ્રસંગે પાસે ઉભો રહે છે, અને જે સ્વાર્થે સાધવા ભેગા થયા હોય છે તે વિપત્તિ પ્રસંગે કે વૈભવ ક્ષય થયે પાસે આવતા નથી.

૩૮ અગ્નિમાં તપાવવાથી સોના રૂપા અને કથીરની પરિક્ષા થાય છે તેમ આપત્તિકાળે ખરા અને સ્વાર્થી મીત્રો પરખાઇ આવે છે.

૩૯ આખા દેશપર સંકટ આવી પડે છે ત્યારે ખરા સ્વદેશ પ્રેમી પુરૂષો પોતાની અંગત લાગણીઓને કોરે મૂકી દઇ દેશના રક્ષણ માટે એક દીલ થઈ જાય છે.

૪૦ આ જગતમાં થોડા થોડામાં ના ઉમેદ થઇ કે નાસીપાસ થઈ જનારનું કામ નથી. 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો' આ સૂત્રને લક્ષમાં રાખી જે માણસ, પાછો પડયા છતાં તેની પાછળ મંડયો રહે છે, તેજ આ જગતમાં વિજય મેળવે છે. પ્રોફેસર હક્ષલી મહાન્ વક્તા હતો. શરૂયાતમાં તેની ફજેતી થઈ, ભાષણ ન કરવા કોઇએ ગુમ

ચીઠ્ઠી લખી, કોઇએ સલાહ આપી, પણ તે પ્રયાસમાં મચ્યો રહ્યો તો છેવટે તે એક મહાન્ વક્તા થયો.

૪૧ અભ્યાસ વડે હરેક કામમાં નિપુણતા મેળવી શકાય છે. અનેક અડચણો નડવા છતાં ઉત્તમ માણસો હાથમાં લીધેલું કામ છોડતા નથી.

૪૨ આફત આવી પડયા પહેલાં શોક કરવા બેસવું એના જેવું દુઃખ બીજા કશાથી થતુ નથી. **કલ્પનાએ** ખડાં કરેલાં દુઃખ પ્રત્યક્ષ દુ.ખ કરતાં વધારે ત્રાસ દાયક છે.

૪૩ માણસોને જેની દેહેસત વધારે લાગતી હોય છે, તે તેમના સ્મરણમાંથી જલદી નીકળી જતું નથી. રખેને કાંઇક જોખમમાં આવી પડીશું એવી બીકથી ઘણા માણસો દુઃખ અનુભવતા હોય છે, સંકટની બીકજ ઘણી વખત સંકટનો જન્મ આપે છે.

૪૪ કેટલીક વખત સુખની અવગણના કરવાથીજ આપણે દુઃખી થઇએ છીએ, કેટલીક દવાઓ સસ્તી છતાં રામબાણ હોય છે પણ કેટલાક એવા મૂર્ખ હોય છે કે સસ્તી દવાથી મોટા રોગો મટે તે વાત તેમના માન્યામાંજ આવતી નથી, અને સામે આવેલા સુખના સાધનનો અનાદર કરી દુઃખ ભોગવ્યા કરે છે.

૪૫ કેટલીક વખત માણસો નજીવી અડચણને દરગુજર નહિં કરવાને લીધેજ મોટા કંકાશનાં મૂળ રોપે છે. જગત્ ઉપર જળ પ્રલય, અગ્નિકોપ, મરકી, દુકાળ ઇત્યાદિ દૈવી ઉપદ્રવને લીધે જેટલાં માણસ મરે છે, તેના કરતા મારામારી, લડાલડી, અને કાપાકાપીને લીધે માણસોનો વધારે ઘાણ નીકળી જાય છે.

૪૬ કેટલાક તો "કાજીને સારા ગામકી ફીકર" ને લીધે દુબળા થાય છે. જેમાં પોતાને બીલકુલ લેવા દેવા ન હોય, એવા કામમાં

માથુ મારવાની અને પારકાની ભાંજગડમાં પડવાની ટેવને લીધે ઘણા માણસો દુઃખી થતા હોય છે. મૂર્ખ લોકોને બીજાની, ભાંજગડમાં પડયા સિવાય ચેનજ પડતું નથી.

૪૭ આપણે જો બીજાના કામમાં માથુ મારવા ન જઇએ, તો આપણા કામમાં તે માથું મારવા નહિજ આવે.

૪૮ દુનિયામાં દ્વેષી અને વિના કારણે બીજાને ઉપદ્રવ કરવાના સ્વભાવવાળા માણસોની ખોટ નથી.

૪૯ શાંતિને ચાહનારાઓએ આ સૂત્ર અજમાવી જોવા જેવું છે કે વઢવાડ કરનારીને વઢવાડ કરનાર કોઇ સામું નહિ મળે તો એની મેળે થાકીને તે ઘરમાં બેસશે.

૫૦ આપણા પોતાના દોષ કે પાપાચરણને લીધે આપણે જે દુઃખ ભોગવવાં પડે છે, તે આપણે જાતે વ્હોરી લીધા જેવાંજ છે. ન્યાય રીતે તેમાં ફરીયાદિ ઉઠાવવાનો આપણને જરા પણ હક નથી. દારિદ્ર, મદવાડ કે સંકટ એ બધાને લીધે જીવન કાષ્ટમય થતું નથી, પણ એકલપેટાપણું, અતિલોભ, અહકાર અને પાપાચરણ ઇત્યાદિ દુર્ગુણને લીધેજ જીવન અસહ્ય દુઃખરૂપ થઇ પડે છે.

૫૧ ઉપલક દૃષ્ટીથી જોતાં કેટલીક બાબતો આપણને ક્લેશ કારક લાગે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તે આપણું હિત કરતી હોય છે. સંકટને ધૈર્યથી સહન કરીએ અને કેડ બાંધીને સામા થઇએ તો આપણી ઉન્નતિ થયા સિવાય રહેતી નથી. શીયાળાની ટાઢનો ચમકારો શરીરને ધ્રુજાવે છે ખરો, પણ તેથી શરીર દૃઢ ને મજબુત થાય છે. સંપતિએ જેમનાં હાડ શીથીલ કરી નાખ્યાં હોય છે તે માણસો વિપત્તિનો ઝપાટો સહન કરી શકતા નથી.

૫૨ આ દુનિયામાં સંપત્તિએ જેટલાં માણસોને ખરાબ કર્યા છે તેટલાં વિપત્તિએ કર્યાં નથી.

૫૩ ગમે એવો પ્રચંડ વાયુ વાતો હોય તો પણ સવાર થતાં તે શાંત થાય છે અને મુસલધાર વરસાદ વરસતો હોય, તો પણ અમુક વખતે તે શમી જાય છે. એમ આ મહાભૂતોની કરણી પણ મર્યાદિત છે તો પછી મનુષ્ય ઉપર ગુજરતી આફતો મર્યાદિત અને અશાશ્વત હોય તેમાં નવાઈ શી ? ગમે તેવું સંકટ આવી પડે તો પણ માણસે ના ઉમેદ થવું નહિ જોઈએ.

૫૪ છેદાયેલું વૃક્ષ પણ ફરીથી ફુટે છે, ક્ષીણ થયેલો ચંદ્ર પણ ફરીથી પરિપૂર્ણ થાય છે, એવો વિચાર કરી શાણા પુરૂષો કદી પણ સંતાપ પામતા નથી.

૫૫ આર્થિક સંપત્તિનો પણ ઉપભોગ શારીરિક સંપત્તિની માફક વિવેકથી કરવાનો છે. સંપત્તિ જીરવવાનું કામ વિપત્તિ સહન કરવા કરતાં વધારે કઠીણ છે.

૫૬ વિપત્તિના સમયે સહિષ્ણુતા કે ધૈર્ય એ એકલોજ સદ્‌ગુણ હોય તો પણ ચાલે. પણ સંપત્તિમાં જો શાણપણ, દીર્ઘદષ્ટી, મિતાહાર, નિઃસ્વાર્થીપણું, ઔદાર્ય વિગેરે અનેક સદ્‌ગુણો હોયતોજ તે ટકી શકે છે નહિં તો તે પાયમાલ કરી નાખે છે.

૫૭ જેને ધૈર્ય રૂપી ધન નથી તેના જેવું નિર્ધન બીજુ કોઇ નથી. જે જે ઉમદા પાઠો આપણને શીખવાના મળે છે, તે સંપત્તિના વખતમાં નથી મળતા, પણ વિપત્તિના વખતમાંજ મળી શકે છે.

૫૮ મહા પુરૂષોના કાર્યની સિદ્ધિ પોતાના પરાક્રમથીજ થાય છે. કેવળ બાહ્ય સાધનની સાહાયતાથી નથી થતી.

૫૯ સંકટ સહન કરવાં અને દૃઢ થતા જેવું એ દૈવી પરાક્રમનો

અંશ છે. સંકટમાંથી શાણપણ વાપરીને સાર લેવામાં આવે તો તેથી આપણી રહેણી કરણી કેળવાય છે અને આત્માવલંબીપણાનો તે ગુણ જાગૃત થાય છે.

૬૦ દુઃખ આવી પડતાં કોઇએ સાહસ કરી મરવુ જોઇએ નહિં, કારણકે દુઃખરૂપી રાત્રી પસાર થઇ જઇ સુખરૂપી સૂર્યોદય થયા સિવાય રહેવાનો નથી.

૬૧ જગત્ ઉપર બનતા કોઇ પણ બનાવો નુકશાનકારક હોતાજ નથી. જે થાય છે તે યોગ્ય થાય છે. જળ પ્રલયથી અત્યંત નુકશાન થાય છે ખરૂં પણ જે દેશ ઉપર તે ફરી વળે છે તે દેશ અત્યત રસાળ અને ફળદ્રુપ થાય છે. જવાળામુખી ફાટવાથી આસપાસનાં ગામ સમૃધિમાન થાય છે. લંડન શહેરમાં ૧૬૬૬ માં મોટી આગ લાગી હતી તે એક રીતે લાભદાયક નીવડી હતી તેથી હવા સુધરી ગઇ અને મરકીના ત્રાસનો અંત આવ્યો હતો.

૬૨ વાવણીની મોસમમાં ખેડુત જેમ ધાન્યના કણસલાંને ઝુડે છે, તેમ દુર્દૈવ પણ કેટલીક વખત આપણને નિર્દયપણે ઝુડે છે અને આફતોનો વરસાદ વરસાવે છે, પણ દૈવે બેદરકારીથી અફાળેલું ઝુડીયું જ્યારે દાણાવાળા પુળા ઉપર પડે છે ત્યારે ફક્ત ઘાસ કે પરાળજ છુંદાય છે અને દાણાને જરાપણ ઇજા થતી નથી.

૬૩ સંકટ રૂપી ભઠ્ઠી ઘણી વખત માણસને તપાવી શુદ્ધ કરે છે. તે માણસની વૃત્તિરૂપી ધાતુના મેલને બાળી નાંખે છે, તેથી તેનું શુદ્ધ સત્વ વિશેષ ઝળકી નીકળે છે.

૬૪ કાલે શું થશે તેની નકામી ચિંતા છોડી દઇને આજના દિવસ ઉપર નજર રાખ.

૬૫ કોઇ માણસ કાંઇ ખોટું કામ કરે તો તેણે અમુક ખોટું કામ કર્યું એટલુંજ આપણા જાણવામાં આવે છે, પણ તે કેવા ખરાબ સંયોગોનો ભોગ થઇ પડયો હતો, કેટલી લાલચોને નહિ ગાંઠતાં નિરૂપાયે તેને કામ કરવુ પડયું હશે, એ કશું આપણા જાણ્યામાં આવતું નથી. અર્થાત્ તે કામ તેણે ઇરાદાપૂર્વક કર્યું કે અજાણતાં થઇ ગયું તે સર્વાંશે આપણે જાણી શકતા નથી. જો સર્વ હકીકત આપણા જાણવામાં આવે તો તેવા દરેક કાર્ય ક્ષમા કરવા યોગ્ય લાગી આવે: અને આપણે તેને માફી આપી શકીએ.

૬૬ પોતાની જાતને ઓળખતાં શીખવુ તે સૌથી કઠણ કામ છે અને બીજાના કામમાંથી ભૂલો કાઢવી એ સૌથી સહેલુ કામ છે..

૬૭ અમુક માણસે આમ કરવુ જોઇએ અને આમ ન કરવું જોઇએ એવી ભાંજગડમાં પડવાને બદલે માણસ માત્રે પોતાનાજ કર્તવ્યના ચિંતનમાં તત્પર રહેવુ જોઇએ. આપણા સિવાય બીજા બધા ઉપર ક્ષમાશીલ વૃત્તિ રાખવી. પોતાના દોષ ઉપર કડક દષ્ટી રાખી. બીજા બધા માણસોના દોપ ઉપર મીઠી દષ્ટી રાખવી.

૬૮ આપણા સ્નેહીઓનાં છિદ્ર ખોળવા કરતાં શત્રુઓના ગુણ લેવાની ટેવ વધારે રાખવી જોઇએ.

૬૯ આપણે પોતેજ જ્યારે જેવા ધારતા હોઇએ છીએ તેવા થઇ શકતા નથી, તો પછી સામો ધણી આપણી મરજી પ્રમાણે વર્તે એવી આશા શા માટે રાખવી જોઇએ ? આપણી મરજી પ્રમાણે લોકો ચાલે એવી જેની ઇચ્છા હોય તેણે લોકોની મરજી પ્રમાણે ચાલવાને તત્પર થવું જોઇએ.

૭૦ આપણે હમેશાં બીજાની ભૂલો કાઢવા બેસીએ છીએ, પણ આપણા પોતાના દોષને લીધે આપણે કેટલું બધુ નુકશાન વેઠતા

હોઇએ છીએ તેનો ખ્યાલ પણ આવતો નથી. બીજાના દોષો કરતાં આપણા પોતાના દોષો આપણને વધું નુકશાન કરે છે.

૭૧ આપણા પોતાના ચિત્તની શાંતિ અને સ્વસ્થતાની ખાતર જેમની સાથે આપણને પાનાં પડયાં હોય, તેમનાં છિદ્ર કે ખામીઓ ન ખોળતાં તેમની ભૂલો દરગુજર કરવી જોઇએ.

૭૨ આકાશ ઉપર ગુસ્સો કરવાથી હવામાં સુધારો થવાનો જરાપણ સંભવ હોતો નથી. તેમ સામા માણસના ઉપર અકળાવાથી આપણે તેની કુટેવો—કે ભૂલો જરા પણ સુધારી શકવાના નથી. ઉલટા તેને કાયર કરીને વધારે બગાડીએ છીએ, સમજાવી પટાવીને યુક્તિથી કામ લેતાં ઘણો કકાશ ઓછો થાય છે.

૭૩ ક્ષમા કરવાથી આપણે કાંઇ ગુમાવતા નથી પણ ફાયદો થવાનો સંભવ છે, કારણ કે ક્ષમા એ આપણા મનોનિગ્રહની એક કસોટી છે. વળી સામો માણસ આપણુ મોટુ મન દેખી લજવાઇ વખતે પોતાનો અપરાધ કબુલ કરી વેર છોડી દે અને કેટલીક વખત મિત્ર પણ થઇને રહે છે.

૭૪ શિક્ષા કરીને અગર વેર લઇને દુશ્મનાવટ વધારવી તેના કરતાં ક્ષમા કરી મિત્રતા જોડવી એમાંજ ખરૂં ડાહાપણ રહેલું છે.

૭૫ જે માણસના મનમાં સામાને માટે જરાપણ દયા, અનુકંપા કે સહાનુભૂતી નથી, તે માણસ પોતે જરા પણ દયા કે અનુકંપાને પાત્ર નથી. આપણુ હૃદય તેને આવકાર આપવા તત્પર નથી તો સામાનું હૃદય આપણા તરફ સ્નેહની લાગણી ધરાવવાનુંજ નહિં. અન્યોઅન્ય હૃદય સાક્ષી છે.

૭૬ પ્રત્યેક મનુષ્ય પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કુટુંબનો, સમાજનો દેશનો અને જગતનો રૂણી છે. એ રૂણ યથાશક્તિ ફેડવું એ પ્રત્યેકનું

કર્તવ્ય છે. પરોપકાર કરીને તથા બીજાને ઉપયોગી થઇને તે રૂપ ફેડી શકાય છે.

૭૭ લોકોપર ખરેખર ઉપકાર કરવો હોય તો પ્રથમ તેમની ખરી સ્થિસ્તિથી વાકેફ થવુ અને તેમના ઉપર પ્રીતિ પણ રાખવી જોઇએ. સાથે પરોપકાર કરવામાં સદ્‌વિચાર પૂર્વક વિવેક બુદ્ધિની પણ ખાસ જરૂર છે. વિવેક વગરની દયા લાભને બદલે હાની કરે છે. કુપાત્રે આપેલું દાન દુધ પાઇને સાપ ઉછેરવા જેવું થાય છે.

૭૮ દરિદ્ર લોકોને સહાય કરવામાં તેમને સ્વાવલંબી બનાવવાનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં રાખવો. વિવેક વગરની સખાવતમાં એ દોષ રહેલો હોય છે કે, સખાવત લેનાર પરાવલંબી થવા શીખે છે, તેથી તેનું જીવન બગડે છે.

૭૯ પાસે સંપત્તિ હોય તો યાચકને આપી દેવુ એ કામ સહેલું છે, પણ સ્વાવલંબન ગુણને હાની ન પહોંચે તેવી રીતે આપવુ એ કામ સહેલું નથી. દાન કરવામાં આપણો ઉદ્દેશ સામાની ભીડ ભાંગવી એટલોજ હોવો જોઇએ, પોતાની મેળે રળીખાતાં શીખે એ લક્ષ હોવુ જોઇએ, આપણા દાનથી તે આળશુ અને પરાલંબી બને તો આપણે તેને લાભને બદલે નુકશાનજ કર્યું છે.

૮૦ દુઃખી લોકોનું શાંત્વન કરો, નિરાશ્રિતોને આશ્રય આપો, નિરાધારોનું રક્ષણ કરો, તમારા હાથે થયેલી ભૂલોને સુધારો, કોઇનું અહિત તમારાથી થયું હોય તો તેનો બદલો આપો, લોકોને સારી સલાહ આપો, સારાં કામ તરફ સહાનુભૂતિ દર્શાવો, ગઇ ગુજરી ભૂલી જાઓ, આનો બદલો મોટામાં મોટો પરમાત્માના સાક્ષાત્કાર પર્યંતનો તમને મળશે.

૮૧ એક નિષ્ઠુર કે ગુસ્સા ભરેલો શબ્દ હસ્તા ચહેરાને નિસ્તેજ

કરવાને માટે પૂરતો છે, તેમ મમતા કે સહાનુભૂતિવાળો એક શબ્દ નિસ્તેજ ચહેરા ઉપર આનંદ ઉપજાવી શકે છે. બીજાને આનંદ આપ-વામાંજ આપણને આનંદ મળે તેમ છે.

૮૨ આપણે કોઇના મનના ઘા રૂઝાવી શકીએ, કોઇના અંતઃ-કરણમાં ચોંટી રહેલું શલ્ય કાઢી શકીએ, કોઇના મગજમાં ભરાઇ રહેલી ફીકર ચિંતાને બાહાર કાઢી શકીએ, અગર કોઇની છાતીનો દાહ મટાડી શકીએ, તો તે જેવા તેવા પરોપકારનું કામ નથી.

૮૩ તમારાથી કાંઇ બની ન શકે તો બોલાવવામાં પણ મમતા ચૂકશો નહિં, દુઃખીના દુઃખની વાત સાંભળવાથી પણ તેનું દુઃખ ઓછું થાય છે, તેનો ઉભરો શાંત થાય છે, કેવળ શુભ ચિંતનથી પણ સામાનું ભલું કરી શકાય છે.

૮૪ નિર્બળ મનુષ્ય તરફ સ્નેહભાવથી વર્તો, તેમનામાં જે કોઇ સારા ગુણ હોય તે તરફ આદર બતાવો અને તેનામાં જે કાંઈ દોષ કે દુર્ગુણ હોય તેની ઉપેક્ષા કરો. કોઇ પણ રીતે મનુષ્યે અન્યને ઉપયોગી થવું જોઇએ.

૮૫ કોઇની પ્રીતિના પાત્ર થવુ, તે કરતાં કોઇને પ્રીતિનો પાત્ર બનાવવવો એ વિશેષ સારૂં છે. પ્રેમનું સામર્થ્ય અગાધ છે. ભય કરતાં પ્રીતિ ઘણુ ફળ નીપજાવી શકે છે. તેમાં નાનાં બાળકો તો જેટલાં પ્રીતિથી વશ થાય છે, તેટલાં ભયથી વશ થતાં નથી. ઇશ્વર પણ હઠયોગ કરતાં પ્રેમથી વશ થાય છે તો બીજા માટે શું કહેવું? અર્થાત્ પ્રેમથી જગત્ જીતાય છે.

૮૬ બીજો આપણને બીગાડ કરે, તે કરતાં આપણે તેનો બીગાડ કરીએ તેથી આપણને વધારે નુકસાન છે. કોઇ આપણો અપકાર કરે તો તે સહન કરીને બેસવુ, પણ આપણે કોઇનો અપકાર કરવાની

ઇચ્છા ન કરવી અને ખાનગી તથા જાહેર વર્તનમાં હમેશાં ભલમન-સાઇ વાપરવી.

૮૭ ક્ષમા કરવામાં શક્તિ–સામર્થ્યનો ખપ પડતો નથી પણ માત્ર ઇચ્છાની જરૂર પડે છે. આપણો અપરાધ કરનાર, આપણને પોતાનો અપરાધ ક્ષમા કરવાની, તથા પોતા ઉપર આપણા ક્ષમા રૂપી દૈવી ગુણનો ઉપયોગ કરવાની આપણને તક આપે છે, એ રીતે તે આપણો ઉપકારી છે. ક્ષમા સાધુ પુરૂષનું લક્ષણ છે. વેર વાળવાની વૃત્તિ એ પામર જીવનું કામ છે.

૮૮ અપકારના બદલામાં ઉપકાર કરનાર એ સાધુ પુરૂષના નામથી ઓળખાય છે. આપણે બીજાના અપરાધની ક્ષમા ન કરીએ, તો આ-પણને પરમાત્મા પાસે ક્ષમા માંગવાનો અધિકાર રહેતો નથી.

૮૯ વેર લેવાની ટેવ રાખવામાં ફાયદો અનિશ્ચિત છે, અને નુક-સાન તો ચોક્કસ છે. ક્ષમા કરીને શત્રુને ઠેકાણે લાવવો એ વેર લેવાનો સુંદર ઉપાય છે.

૯૦ ઇર્ષા સર્પના વિષ કરતાં પણ વધારે અનર્થકારક છે, કારણ કે સર્પનું વિષ સર્પને નુકસાન કરતું નથી, પણ ઇર્ષા તો તેના માલીકને પણ નુકસાન કરે છે.

૯૧ સાચો સ્નેહી મિત્ર બે રીતે ઉપયોગી છે, તેનો સમાગમ સંપત્તિને વિશેષ સુખદાયિ બનાવે છે અને વિપત્તિને સુસહ્ય બનાવે છે. સુખના દિવસમાં મિત્રનો સહવાસ આનંદમાં વધારો કરે છે. દુઃખના દિવસમાં દુઃખનો વિસારો કરાવે છે.

૯૨ આફત વખતે મિત્રને પડખે રહી તેનું રક્ષણ કરવું, સંકટ વખતે સહાય કરવી અને દુઃખમા દિલાસો આપવો, કારણ કે ખરા

સ્નેહી મિત્ર મળવા દુર્લભ છે, કે જેઓ પોતાના જીવના ભોગે પણ ખરી વખતે મિત્રને સહાય કરે છે.

૯૩ મિત્રના ઉપર આપણો બધી રીતનો હક છે ખરો, પણ તેની પાસે કોઇપણ ખોટું કે આબરૂને લાંછન લાગે એવું કામ કરાવવાની આશા રાખવી જોઇએ નહિં. સ્નેહ દુર્ગુણનો નહિં પણ સદ્ગુણનો પોષાક થવો જોઇએ.

૯૪ ખરા મિત્રે જરૂરના પ્રસંગે પોતાના સ્નેહીના કાન ઉઘાડવામાં જરા પણ સંકોચ માનવો કે પાછી પાની કરવી નહિં. ફક્ત તેની ફજેતી ન થાય અને તે ઉપહાસને પાત્ર ન બને એ ઢબથી કહેવું જોઇએ. શત્રુને માઠુ લગાડવાની હિમ્મત ગમે તે માણસ કરી શકે છે, પણ મિત્રને માઠુ લગાડનારા વિરલાજ મળી આવે છે.

૯૫ મિત્રોની સાથે વાદવિવાદ કરવામાં ઘણુ જોખમ રહેલુ છે. તકરારમાં ઉતરવાથી ઘણી વખત વિપરીત પરિણામ આવે છે. મિજાજ ખોઇને બોલાવાથી માઠુ પરિણામ આવે છે. મનુષ્યનો સ્વભાવજ એવો છે કે પોતાની ભૂલ કબુલ કરવી તે તેને બહુ વસમું લાગે છે, માટે મિત્રોએ કોઇ દિવસ વાદવિવાદમાં ઉતરવું નહિ. તેમ કરવાથી મિત્રતામાં હમેશ માટે ફાટ પડે છે.

૯૬ મૈત્રી અખંડ જાળવવાની ઇચ્છા રાખનારાએ મિત્રની સાથે વાદવિવાદ, પૈસાનો વ્યવહાર, અને તેની સ્ત્રીની સાથે વાતચિત, એ ત્રણનો ત્યાગ કરવો.

૯૭ જેના સમાગમમાં આવ્યા હોઇએ તેની વૃત્તિ કે શોખને અનુકુળ એવા વિષયજ ચર્ચાને માટે પસંદ કરવા જોઇએ. વાતમાં ને વાતમાં કેટલાક આડા અવળા સ્વાલ પૂછીને સામાની વૃત્તિ અગર

રૂચી શી છે તે જાણી લઇએ તો દુનિંયામાં એક પણ માણુસ એવો નહિં મળે કે જેના સમાગમેથી લાભ અગર આનંદ ન પ્રાપ્ત થાય.

૯૮ સમાન આચાર વિચારવાળા મિત્રો સાથેનો વાર્તાવિનોદ અને તેમના સમાગમમાં વખત ગાળવાથી થતો આનંદ અને સુખ અવર્ણુનીય છે. સંપત્તિથી મળતો આનંદ પણ તેની આગળ તુચ્છ છે.

૯૯ જેને સમાન દીલનો સ્નેહી ન મળે, તેણે સૃષ્ટિસૌંદર્ય ઉપર પ્રીતિ રાખતાં શીખવું જોઇએ, જેને સૃષ્ટિ ઉપર પ્રેમ છે, તેને બીલકુલ એકલાપણું છેજ નહિં. સૃષ્ટિ સૌંદર્ય શાંત અને સ્વસ્થતાનું પોષક છે. સૃષ્ટિની લીલા નિહાળવામાં જેનું મન મગ્ન રહે છે, તેને આનંદનો સુકાળ છે.

૧૦૦ એકાંતવાસ સુખકર કે દુઃખકર નિવડવો તેનો આધાર પોતાની જાતના ઉપરજ રહેલો છે. જેવી જેની વૃત્તિ, જેવું જેનું વર્તન, તે પ્રમાણમાં એકાંત વાસ તેને માટે સ્વર્ગ કે નર્ક સમાન, વિશ્રાંતિ કે શાંતિનું સ્થળ, અગર દુઃખ કે સંતાપનુ સ્થળ નિવડે છે. એકાંત વાસ કેટલાકને આશિર્વાદ સમાન નિવડે છે, તો કેટલાકને શ્રાપ સમાન થઇ પડે છે. એકાંત કેટલીક વાર દુષ્ટ વિચાર અને વાસનાને જન્મ આપે છે અને પોષે છે. દુષ્ટ મનુષ્યને એકાંત વાસ દુષ્કૃત્યનું સ્મરણ કરાવી તેના હૃદયમાં દાહ ઉત્પન્ન કરે છે, ત્યારે વૈરાગ્ય શીલ મનુષ્યને એકાંત અત્યંત પ્રિય લાગે છે.

૧૦૧ આત્મ જાગૃતિ વિનાના માણસના સહવાસમાં જેમ જેમ વધારે રહેવાય છે, તેમ તેમ ખરૂં મનુષ્યપણું ઘટતું જાય છે. જે ખરો માણસ છે તેણે માણસોથી અલગ રહેવું જોઇએ.

૧૦૨ જેનું મન સ્વાધિન છે, તેને ભરવસ્તીમાં પણ એકાંતજ છે. અંધારી ગલીઓમાં તથા ઘોંઘાટવાળા રસ્તામાં ફરવા છતાં પણ ઘણા માણસો પોતાનું નિત્યકર્મ વધારે ઝડપથી કરી શકે છે. જે

માણસ જનસમૂહની વચમાં રહેવા છતાં પણ સંપૂર્ણ સ્વચ્છતાથી એકાં-તની મધુર શાંતિના સુખનો અનુભવ કરી શકે છે, તેજ મોટો માણસ છે.

૧૦૩ વાતચિતમાં સામાને શીખવવા કે શીખામણ આપવા કરતાં આપણે પોતે તેમાંથી શીખવા કે શીખામણ લેવાની વિશેષ ધારણા રાખવી જોઇએ.

૧૦૪ ગમે તેવો છટાદાર વક્તા હોય તે પણ વચ્ચે થોડીવાર વિશામો લે, તો તેના ભાષણની અસર વધારે ઉંડાણ સુધી પહોંચે છે.

૧૦૫ પંડિતોની સભામાં મૌન ધારણ કરવું એજ મૂર્ખ માણ-સનું ભૂષણ છે.

૧૦૬ સાંભળી રહેવાની ટેવ પાડવી એ બોલતાં શીખવાના જેટલુંજ મહત્ત્વનું છે. જે સાંભળ સાંભળ કરે છે તેને શીખવાનું ઘણું મળે છે. તેની સોબત કોઇને કંટાળા ભરેલી લાગતી નથી.

૧૦૭ આપણા મિત્રના કે આપ્ત જનના સંબંધમાં કોઇ વિરૂદ્ધ વાત આપણે કાને આવી હોય; તો તે એકદમ ખરી નહિ માની બેસતાં તેનો ઉદાર અર્થ ગ્રહણ કરવો જોઈએ અને રૂબરૂમાં મળતાં તેના સંબધમાં તે જે ખુલાસો કરે તે સ્વીકારવો જોઇએ. વિવેક દૃષ્ટિથી વિચાર કરીશું તો આ માર્ગ સર્વ રીતે પસંદ કરવા યોગ્ય છે. બીન જરૂરી મૂર્ખાઈ ભરેલી લઢવાડો અનર્થકારક છે, તે જે ખુલાસો કરે તે સ્વીકારનાં ફોગટ તકરાર ઉભી કરીએ. તો આખરે ગેરવ્યાજબી તક-રાર માટે પશ્ચાતાપ કરવો પડશે.

૧૦૮ ગઇ ગુજરી વીસરી જઇ ક્ષમા કરવી એજ સાધુતાનું લક્ષણ છે.

ॐ

# નીતિ વિચાર રત્નમાળા

## ત્રીજીમાળા–નં ૩.

૧ મિત્ર કે સ્નેહીઓ તરફથી મોકલાયેલી ભેટની ચીજ, તેના ઉપયોગીપણા કે બજારની કિંમત તરફ લક્ષ નહિ કરતાં કેવા ભાવથી તે મોકલી આપવામાં આવી છે, તેના તરફજ લક્ષ રાખવું જોઇએ. કિંમત વસ્તુની નથી પણ ભાવની છે.

૨ સ્નેહી એ મનુષ્યનો મોટો વિસામો છે અને સ્નેહી દૂર હોય પણ બન્નેનાં હૃદય એક હોય તો હમેશાં પાસેજ છે. પ્રેમ મર્યાદિત નથી. પ્રેમનો પ્રદેશ અતી વિસ્તિર્ણ અને આશ્ચર્યજનક છે. તેનું રાજ્ય જડ અને ચેતન્ય સર્વ વસ્તુઓ ઉપર છે.

૩ ચાહો સર્વને, **વિશ્વાસપાત્ર** થોડાનેજ ગણો. ભુડુ કોઇનુએ કરતા નહિં. શત્રુને સામર્થ્યથી જીતો અને મિત્રનું રત્નની માફક જતન કરો. **ઓછાબોલા**માં ખપો પણ વાચાલપણા બદલ ઠપકાને પાત્ર થશો નહિં.

૪ ઇર્ષાખોર કે સંશયી સ્વભાવ મિત્રને હાનિકારક છે. એવા જીવનથી ઘણાનાં જીવન ખરાબ થઇ ગયાં છે. ઘણી વખત એવા વહેમ બીલકુલ નાપાયાદાર હોય છે. એક વખત મનમાં વહેમ પેદા થયો એટલે પછી દરેક પ્રસંગ, દરેક હિલચાલ અને દરેક બોલ, એકદર રીતે તદ્દન નજીવી બીના પણ વહેમનું પોષણ કરે છે. જેના

ઉપર ઇતરાજી થાય છે તેના દરેક કામમાં દોષ માલુમ પડે છે, પણ મમતા હોય છે તેનાં દરેક કામ સારાં લાગે છે. જેના ઉપર તમે વિશ્વાસ રાખી શકો નહિં તેની સાથે મિત્રતાનો સંબંધ જોડો નહિં અને એકવાર મિત્ર માનો તો પછી તેના ઉપર અવિશ્વાસ કદી રાખો નહિ.

૫ શત્રુ આપણને નુકશાન કરી જાય છે, અને મિત્ર અત્યંત લાભકર્તા છે તે યથાર્થ છે પરંતુ આપણી જાતના જેવો ખરો મિત્ર અને કટ્ટો શત્રુ બીજો કોઈ નથી.

૬ પૈસો અને સંપત્તિઓ, એ ઇન્દ્રવારણાનાં ફળ જેવાં છે. તથા સત્તા અને, પ્રતિષ્ઠા, એ પવન ભરેલા ખાલી પરપોટા જેવી છે. સત્કર્મ એજ માણસની ખરેખરી સંપત્તિ છે. સદ્‌વર્તન એજ દુનિયા ઉપર કિંમતિ ચીજ છે.

જગતમાં સૌથી અગત્યની ચીજો તપાસીએ તો સ્વચ્છ હવા, ચોખ્ખું પાણી, સારો ખોરાક, નિરામય શરીર પ્રકૃતિ અને પવિત્ર અંતઃકરણ એટલાં છે.

૮ ગરીબ માણસમાં જો ઉદ્યોગીપણું અને ખત એ બે ગુણ હોય તો તે સુખી જીવન ગાળી શકે છે, પણ શ્રીમતનામાં જો ઉદારપણું, દાનશીલપણું, મિતાચાર, દીર્ઘ દૃષ્ટી, ઈંદ્રિયદમન ઈત્યાદિ ગુણ હોય તોજ તે અંકુશમાં રહી શકે છે, નહિંતર તેનું અધઃપતન થયા સિવાય રહેતું નથી.

૯ અધિકાર અને ધન એ બે ઘણી ઘણી ભયકર વસ્તુ છે. તેના લીધે ઘણા અનર્થ ઉપજે છે તે ઇતિહાસ ઉપરથી જણાય છે. રોમના કેટલાક શહેનશાહ બચપણમાં સારા હતા, પણ ગાદીએ બેઠા.

પછી ધન અને અધિકારના મદને લીધે તેઓ ભ્રષ્ટ થયા છે. નેપોલીયન પણ આખરે ગર્વિષ્ટ થયો હતો.

૧૦ દ્રવ્યનો અતિલોભ નિંદ્ય અને ત્યાજ્ય છે ખરો, પણ ન્યાયમાર્ગથી દ્રવ્ય સંપાદન કરીને ભવિષ્યના બચાવ સારૂ કરકસરથી રહેવુ તે કોઈ પણ રીતે અઘટિત નથી.

૧૧ આજની આવક ખરચી નાખવા કરતાં ગઈ કાલની બચતમાંથી ગુજરાન ચલાવવું તે વધારે પસંદ કરવા યોગ્ય છે; પણ આજના ગુજરાનનો આધાર આવતી કાલની પેદાશ ઉપર રાખવો, તે મૂર્ખાઇ ભરેલું છે. અર્થાત્ "આગળ કમાઈશું" એવી આશાએ અત્યારની જરૂરીયાતો માટે, દેવું કરવું તે મૂર્ખાઈનું લક્ષણ છે. આજનો ઉડાઉ તે આવતી કાલનો નિર્ધન છે. ઉડાઉ માણસ નિર્ધન થયા વિના રહેતો નથી.

૧૨ થોડી પુંજીએ થોડી કાળજી, મોટાની જવાબદારી પણ મોટીજ હોય છે. જેટલું તું ભોગવીશ, અગર સુપાત્રને દાન કરીશ તેટલુંજ ધન તારૂં છે, બાકીનું તે બીજાનું છે. તુતો માત્ર તેનો રક્ષણ કરનાર ચોકીદાર જેવોજ છે.

૧૩ જેમ અજ્ઞાન વધારે તેમ બીક પણ વધારે હોય છે.

૧૪ રસીક અને સહૃદય પુરૂષોને આ સૃષ્ટિ પ્રત્યેક ડગલે આનંદમયજ લાગે છે. શાણા અને સવદ્વર્તનશાળી પુરૂષોને આ સૃષ્ટિ દૈવી સત્વથી ભરેલીજ લાગે છે, પણ તેનુ ખરૂં સ્વરૂપ સમજવા માટે આપણે તેના તરફ પ્રેમની દૃષ્ટીથી જોવું જોઇએ.

૧૫ જે લોકો સૃષ્ટિનું સૌંદર્ય સમજી શકે છે, તેમને દુઃખ કોઈ જાતનો સંતાપ કરી શકતુ નથી. એવા લોકો નિર્મળ, ભુરા આકાશ તરફ, કે તારાના સમૂહ તરફ, કે ઘૂઘવાટ કરતા સમુદ્ર તરફ, કે

પર્વતના શિખર તરફ દૃષ્ટી કરે છે, કે તરતજ તેમનાં સંસારનાં સંકટ પલાયન કરી જાય છે.

૧૬ સ્વચ્છ અને વાદળાં વિનાના દિવસે, શાન્તિના સમયમાં, ખુલ્લા મેદાનમાં કે ઉપવનમાં વિશ્રાંતિ લેવા છતાં, જે ચિંતાનું શમન ન થાય તે ચિંતા અત્યંત ઘોર સમજવી જોઈએ. સુદર આંખો છતાં તેનું મન ચિંતાના ઉદ્યોગમાં કેમ રહી શકતું હશે તે સમજાય એમ નથી.

૧૭ સૃષ્ટિને જ્યાં સુધી મનુષ્યનો હાથ અડકતો નથી, ત્યાં સુધી તેના સૌંદર્યમાં જરા પણ ઘટાડો થતો નથી. તમારા કૃત્યથી થયેલા ઘા અગર કાપા આપોઆપ રૂઝાઈ જઈ અને સૃષ્ટિ ટુંક મુદતમાં હતી તેવીને તેવીજ શોભાયમાન થઇને રહેશે.

૧૮ કુદરતના ચમત્કાર સર્વના નિરીક્ષણ માટે હમેશાં ખુલ્લાજ રહે છે અને તે માણસની સર્વોત્તમ કૃતિ કરતાં પણ વિશેષ આશ્ચર્યકારક અને સુંદર છે, છતાં ફક્ત થોડાજ માણસો તેનું અવલોકન કરવાની કાળજી રાખતા હોય છે એ કેટલું બધું ખેદકારક છે?

૧૯ જગત્ ઉપરનું પ્રત્યેક સ્થળ કળા કૌશલ્યની કારીગરીની અસંખ્ય કૃતિઓથી ભરપૂર છે, છતાં જે માણસ તે રહસ્યને સમજી લેવાની શક્તિ ધરાવતો નથી, તેને મન તે સઘળુ નકામું છે. આ જગત્ ઉપર નિર્દોષ આનંદનાં એટલાં બધાં વિપુલ સાધનો નથી, કે જેથી આપણને આવા એક સર્વોત્કૃષ્ટ સાધનનો અનાદર કરવાનું પાલવે.

૨૦ કુદરતનો આદરભાવપૂર્વક અભ્યાસ કરવાથી મનુષ્યજીવનને અંગે રહેલા સુખ સાધનોમાં કેટલો બધો વધારો કરી શકાયો છે, તે ફક્ત વિજ્ઞાનશાસ્ત્રીઓજ સમજી શકે છે.

૨૧ જે માણસ કુદરતને સચોટ પ્રશ્નો પૂછવાની શક્તિ નથી ધરાવતો, તેને તે પોતાનું સુંદર રહસ્ય સમજાવવાની બીલકુલ દરકાર

રાખતી નથી, અને જે માણસ તેના તરફ પ્રીતિની દૃષ્ટીથી જોતો નથી તેની સામે તે જોતી પણ નથી.

૨૨ ઓ બુદ્ધિમાન્! વર્તમાનકાળને લક્ષમાં રાખીને સર્વ વ્યવહાર કરીલે. કાલ કેવી થશે તે કોણ જાણે છે ? શાણા ! આવતી કાલપર ભરોંસો ન રાખતાં કરવાનાં કાર્ય આજ અને અત્યારેજ કરી લે. આડી રાત તેની શી વાત !

૨૩ જે નાવિક ભરતીનો સમય ચાચવી લે છે, તેને દરિયાની મુસાફરી સુગમ નિવડે છે. તેવીજ રીતે મનુષ્યજીવનમાં પણ જે માણસ અનુકુળ સંયોગોનો પુરેપુરો લાભ લઇ લે છે તે સમૃદ્ધિવાન્ થાય છે. જે માણસ તે સંધી સાંધવાનું ચૂકી જાય છે તેની જીવનયાત્રા સંકટમય અને નિષ્ફળ નિવડે છે.

૨૪ ભૂત, ભવિષ્ય, અને વર્તમાન તેમાં ભૂતકાળ એટલે જે કાળ પસાર થઇ ગયો તે, તે ગયો તે ગયોજ, ફરી આપણા હાથમાં આવતો નથી. ભવિષ્ય કાળ, જે હવે પછી આવશે તે, તે આવે તો આપણો, પણ તે આવશેજ એવી ખાત્રી નથી, માટે વર્તમાન એટલે ચાલતો કાળ તેજ આપણો રહ્યો.

૨૫ વર્તમાનકાળજ તમારી જાતને સુધારવા માટે સર્વોત્તમ છે. તે કાર્યજ માટે જો તમે આજે તૈયાર નહિં હો તો કાલે થશો—અગર હશો, એવી શી ખાત્રી ?

૨૬ લાંબુ આયુષ્ય ભોગવવાના ધોરણે તમારો કાર્યક્રમ ગોઠવશો નહિ, પણ બીજીજ પળે તમારા આયુષ્યની દોરી તુટી જવાની છે, એ ભાવનાથી કાર્યમાં તત્પર રહો, અને જીવનનું સાર્થક કરો. મુલત્વી રાખવાનાં હમેશાં માઠાં ફળ છે એ સતત્ લક્ષમાં રાખજો.

૨૭ પુરેપુરો બદલો લીધા સિવાય કાળની એક પળ પણ હાથ

માંથી પસાર થવા દેવી નહિં. પ્રત્યેક પળ કેટલી કીંમતી છે તે જે લોકો મરણપથારીએ પડ્યા હોય, તેમને પુછી જોશો તો બરાબર સમજાશે. ગુમાવેલું દ્રવ્ય પાછું મળવાનો કોઇ દિવસ સંભવ રહે છે, પણ ગુમાવેલો વખત કદી પણ પાછો આવતો નથી.

૨૮ શાણા પુરૂષનું એ કર્તવ્ય છે કે આ જગત્ ઉપર જેટલો કાળ રહેવાનું હોય, તેટલા કાળમાં બને તેટલુ જીવનનું સાર્થક કરી લેવું. પસાર થતી પળનો જે સારો ઉપયોગ કરી લે તેજ શાણો પુરૂષ છે. જેણે પોતાનું જીવન સારી રીતે ગાળ્યું હોય તેજ દીર્ધાયુષી ગણાય છે. જે કાળનો દુરૂપયોગ થાય છે તે કાળને જીવ્યાની ગણતરીમાં લેવાનો નથી, કેમકે તે તો એળે ગુમાવ્યો ગણાય છે.

૨૯ તમે જો શાણા હો, તો કોઇપણ કામ આવતી કાલપર મુલતવી રાખશો નહિં, કેમકે આવતી કાલનો સૂર્યોદય તમે નજ દેખી શકો એમ પણ કદાચ બને.

૩૦ દરેક કામને માટે નક્કી કરી રાખેલા વખતમાં તે કામ પુરૂં કરી દેવું, જેથી બીજા કામની આડે તે આવે નહિ. દિવસમાં જે કામ કરવાનાં હોય, તેનો ક્રમ તથા તેની પાછળ ગાળવાનો વખત સવારમાં કે આગલી રાત્રે નક્કી કરી રાખવો. જો તેમ નહિં કરો તો ઘણો કિંમતી વખત નકામો ચાલ્યો જશે. 'વખત આવે થઈ રહેશે' 'થવાનું હશે તે થશે' એમ બોલનારો વિનાશ પામે છે.

૩૧ જે માણસ પોતાનું કામ નિયમિત રીતે અને વ્યવસ્થાસર કરે છે તે માણસ ચાર ગણું કામ કરવા છતાં પણ આખો દહાડો નવરો ને નવરોજ માલુમ પડે છે. આગળ ઉપર કરવાના કામનું ધોરણ આગળથી નક્કી કરી રાખનાર માણસ મુંઝાતો નથી.

૩૨ ઘણાં કાર્ય કરવાનાં હોય છે ત્યારે ક્યા કાર્યથી શરૂઆત

કરવી ? આવી મુંઝવણ ઘણી વાર થાય છે, એ વખતે જે કાર્ય સૌથી ઓછી રૂચીવાળુ હોય તે પહેલુ હાથ ધરવું. દેખીતી અરૂચીવાળું પણ કોઈ વખત તે પરિણામે લાભદાયક નિવડે છે. વળી જે વખતે સર્વ શક્તિઓ તથા મન તાજા હોય અને થાક્યા વગરનાં હોય છે, તે વખતે એવાં કામ જલ્દી સિદ્ધ થાય છે. અને જે કામ વિશેષ રૂચી-વાળાં હોય તે કામ થાક્યા પછી હાથ ધરવામાં આવે તો પણ હોંશે હોંશે કરાય છે.

૩૩ કાળ નિર્દય પણ છે અને દયાળુ પણ છે. તેણે હજારો માણસોનાં જીવન ખરાબ કરી નાંખ્યાં છે અને તેણે હજારોને સુખની પરાકાષ્ટાએ પહોંચાડ્યા છે, સારાંશ કે જેણે કાળનો જેવો વ્યય કર્યો છે તેવું ફળ તેને પ્રાપ્ત થાય છે.

૩૪ આયુષ્ય ક્ષણિક છે, જે ઘડી જાય છે તે આપણી છે, બીજી પળ કોને દીઠી છે ? આવા વચન ઉપરથી કેટલાક એવો સાર ગ્રહણ કરે છે કે ચેનબાજી ઉડાવવી એજ ખરૂં છે. જેટલું ભોગવી લીધું તેટલુ આપણું પાછળ શું થશે ? કોણે દીઠું છે ? આ વિચાર શ્રેણી અત્યંત હાનીકારક છે. ગઇ કાલ પાછી આવવાની નથી એ વાત ખરી, પણ પ્રત્યેક પળની કૃતિનું ફળ ચીરસ્થાયી છે, માટે દરેક પળ સત્કાર્યમાં યોજવી જોઇએ. આયુષ્ય ટુંકું છે માટે તેનો દુરૂપયોગ નહિ કરતાં, સત્કર્મ કરવામાં તે વ્યતિત કરવું જોઈએ.

૩૫ આપણે જે કર્મ કરીશું તે ઉડી જવાનાં નથી પણ તેના સંસ્કાર પાછળ રહી જવાના છે. આપણી કૃતિનાં ફળ ભોગવ્યા સિવાય છુટકો નથી તો પછી તે કર્મો સારાંજ કરવાં જોઇએ. જેથી ચીર-સ્થાયી શાન્તિ મળી શકે. સત્ય પૂર્ણ જીવન જીવો, અને બીજાને સંકટ

સામે હિંમતથી બાથ ભીડતાં શીખવો. દીર્ઘદષ્ટી અને દઢ નિશ્ચય એ એનો સુયોગ કરવામાંજ જીવનનુ રહસ્ય રહેલુ છે.

૩૬ પ્રત્યેક માણસ પોતાના કાળનો કર્ત્તા છે. તેજ સારો અને નઠારો બનાવી શકે છે. સત્યયુગ પણ આજ છે અને કળયુગ પણ આજ છે. આપણી જેવી ભાવના હોય છે તેવી ભાવના કાળની પણ થાય છે, માટે સર્વ મનુષ્યોએ સત્યયુગ બનાવવા પ્રયત્ન કરવો. કાળ અમુલ્ય છે એટલુજ નહિ, પણ તેની અસર કોઇપણ રીતે નાબુદ કરી શકાતી નથી. •

૩૭ જેટલુ બોલવુ ઉચીત હોય તે કરતાં વધારે બોલી નાખવા બદલ પોતાની જાતને ઠપકો આપવાનો પ્રસંગ લગભગ દરેક માણસને પ્રાપ્ત થતો હશે, પણ જરૂર કરતાં થોડું બોલ્યા બદલ પસ્તાવુ પડે એવો પ્રસંગ તો વિરલજ હોય છે. **मौनं सर्वार्थ साधक** એ વાક્યાનુ-સાર મૌન કરવું તે સોના જેવું છે.

૩૮ રાજ્ય પ્રકરણને લગતા કામકાજમાં ધીમાસ કરતાં ઉતાવળની બીક વધારે રાખવાની છે. પુખ્ત વિચાર કર્યા વગર બાંધવામાં આવેલા કાયદા અત્યત હાનીકારક નિવડે છે. એવા કામમાં ઉતાવળ કરવી તે શાણપણ નથી.

૩૯ જે માણસ વગર વિચાર્યુ બોલે ચાલેછે તેને પાછળથી પસ્તાવુ પડે છે. જો શરૂઆતના કામકાજમાં થોડી ધીરજ રાખશો તો પસ્તા-વામાંથી બચશો.

૪૦ કોઇ કામ દોડાદોડ કરી પૂરૂં કરી નાખવામાં શાણપણ નથી પણ તેમાં ગુંચવાડો ઉત્પન્ન થાય તો, તે કામ તેમજ રહેવા દઇ વચમાં એક રાત્રી પસાર થવા દેવામાં લાભ છે. રાત્રીની શાંત નિદ્રામાં

આપણો મગજ ગુચવાયેલુ કોકડું ઉકેલવાનો ઉપાય શોધી કાઢે છે.. અથવા વખત જતાં સારી સલાહ મળે છે.

૪૧ ઉતાવળે કામ કરી પાછળથી તે ભૂલ સુધારવા બદલ ઉજા-ગરા કરવા કરતાં, કામ અધુરૂં મૂકી ઉંઘ લેવી એ વધારે ડાહાપણ ભરેલું કામ છે. શાણપણને ઈમારત બાંધવા માટે જે સામાન જોઇએ તે જ્ઞાન પુરૂ પાડે છે. એ ઇમારતનો પાયો જ્ઞાનજ છે.

૪૨ શાણા માણસો બીજાના અનુભવને પોતાનો કરીં લે છે. જે માર્ગે જવાથી બીજા માણસે ખત્તા ખાધા હોય છે તે માર્ગે તે કદી પણ જતા નથી.

૪૩ મૂર્ખ માણસ જાતે ખત્તા ખાય છે ત્યારેજ તેનામાં શાન આવે છે ત્યારેજ તે પાછો હઠે છે.

૪૪ સદુપદેશ વડે સુધરવું એ શાણપણનું લક્ષણ છે. જાતે ઠોકર ખાધા સિવાય બીજાની શીખામણ સાંભળવાથીજ સુધરવુ તે સર્વોત્તમ છે, પણ બીલકુલ નહિં સુધરવું તેના કરતાં ઠોકર ખાઇને સુધરવું એ બહેતર છે.

૪૫ અનુભવની શાળા દુઃખથી ભરેલી છે પણ મૂર્ખ માણસ માટે તે સિવાય બીજી કોઈ શાળા કામની નથી. બીજાનું જોઇ તેઓ શીખી શકતા નથી, પણ જાતના અનુભવ પછીથીજ તેની આંખો ઉઘડે છે. અર્થાત અનુભવની સખ્તશાળામાં ઘડાયા સિવાય તેઓ સુધરી શકતા નથી..

૪૬ મનન કે અધ્યયનનુ કામ ઘણું કઠણ છે. માનસિક શ્રમની આગળ શારીરિકશ્રમ છોકરાંની રમત જેવો છે. વળી સ્નાયુનો થાક, જ્ઞાનતતુઓ કરતાં વધારે ઝડપથી ઉતરી જાય છે. અધ્યયન કે ચિંત-નનો માર્ગ અત્યત વિકટ છે ખરો. પણ તેનાથી કર્ત્તવ્યનો માર્ગ સરલ અને સ્પષ્ટ થાય છે.

૪૭ મર્યાદાનું ઉલ્લંઘન સર્વ બાબતમાં હાનિકારક છે. સદ્‌ગુણને પણ મર્યાદા હોય છે અને તેનું અતિક્રમણ થતાં તે કેટલીક વાર દુર્ગુણ થઇ પડે છે. એકંદર રીતે ઉપયોગી, નિર્દોષ કે આખરે ક્ષમા કરવા યોગ્ય બાબતો પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી ત્યાજ્ય કે નિંદ્ય થઇ ગણાય છે.

૪૮ ઉદારતા એ સદ્‌ગુણ છે પણ મર્યાદા કે વિવેક વગરની ઉદારતા એ ઉડાઉપણું ગણાય છે. તેવીજ રીતે ગજા ઉપરાંતની હિમ્મત એ અવિચારીપણામાં ખપે છે.

૪૯ દુર્ગુણ એ એવો ભયંકર પિશાચ છે કે તેને જોતાં વેંતજ તેના તરફ તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે, પણ જો રોજ ને રોજ તેના તરફ જોયા કરીએ, તેની સાથે પરિચયમાં આવીએ તો શરૂઆતમાં આપણે તેની ઉપેક્ષા કરવા લાગીએ છીએ, પણ પાછળથી આપણા મનમાં તેના માટે દયા ઉત્પન્ન થાય છે અને આખરે આપણે તેને ભેટી પડીએ છીએ.

૫૦ દુષ્ટ પુરૂષોને શિક્ષા કરવા ઇશ્વર કાંઇ નવાં હથીયાર બનાવતો નથી પણ તેમના દુર્ગુણ વડેજ તેને શિક્ષા થાય છે. વ્યસની માણસોને તેનાં દુર્વ્યસનોજ ખરાબ કરે છે. પાપજ પાપીને ખાય છે.

૫૧ કોઈ કોઇ વખતે મૂર્ખાઈ પણ દુર્ગુણ કે વ્યસનના જેટલીજ ઘાતક નીવડે છે. દુનિયા ઉપરના ઘણા અનર્થ મૂર્ખાઇને પણ આભારી છે. એક માણસ બીજા માણસને મારી નાંખે, પછી તે પૈસાના લોભે, જુના વેર નિમિત્તે કે ગાંડછાના આવેશમાં, એ બધાનો નિર્ણય તેને કેવી સજા કરવી, કેટલે અંશે દોષપાત્ર ગણવો, એ ગુન્હા શોધક ખાતાની બાબતમાં ઉપયોગી છે, પણ તેના કૃત્યથી જગતને નુકસાન થયું, એક જીવની હાની થઈ, તેમાં તેને લીધે કશો ફેર પડતો નથી.

અર્થાત્ સમાજને શિર દુર્જનને સુધારવા જેટલીજ મુર્ખને સુધારવાની જવાબદારી રહેલી છે.

પર જગત્માં ઘણોપરોપકાર નામના મેળવવાની લાલસાથી કે બીજો કોઇ સ્વાર્થ સાધવાની ઇચ્છાથી થતો હોય છે, છતાં એવી ઉત્તમ પ્રકારની સ્વાર્થ દૃષ્ટીથી દોરાઇને પણ જે સત્કર્મ થાય છે, તેનાથી જગતને તો શુદ્ધ પરમાર્થના જેટલોજ લાભ થાય છે.

પ૩ આપણને જે શક્તિઓ મળેલી છે તેનો કેવો ઉપયોગ કરવો, તે આપણી મુનસફી ઉપર રહેલું છે. આપણને માટે સદ્‌ગુણના કે દુર્ગુણના બન્ને માર્ગ ખુલ્લા છે. આ મુનસફીને બદલે જવાબદારી કહેવી વધારે યોગ્ય છે. આ બન્ને માર્ગ ખુલ્લા તો ખરા પણ એક માર્ગ સ્વર્ગે પહોંચાડે છે, જ્યારે બીજો માર્ગ નરકે લઇ જાય છે.

પ૪ યોગ્ય અવસરે જરા મદદ કરવી, સારી સલાહ આપવી, બે માયાળુ શબ્દ બોલી પ્રોત્સાહન આપવું, એવું એવું કર્યાથી ઘણા માણસોના દુઃખમાં ઘટાડો કરી શકાય છે. એક નાની સરખી મીણ-બત્તી પોતાનો પ્રકાશ કેટલે બધે દૂર સુધી પ્રસારે છે? એવી રીતે એક નાનું સરખુ સત્કર્મ પણ દુષ્ટ જગત્માં સર્વત્ર દીપી રહે છે.

પપ પોતાની જાતની બાબત કરતાં બીજાની બાબતમાં શાણા થવું એ વધારે સહેલું છે.

પ૬ આપણા અંતરાત્માના જેવો શાણો માર્ગદર્શક આપણને બીજે કોઈ સ્થળેથી મળનાર નથી. જ્યારે આપણા વર્તનના સંબધમાં આપણને શકા પડે, ક્યો માર્ગ લેવો તે સહેલાઈથી સમજાય નહિ, ત્યારે તેની સલાહ લેવી. તે કોઈ દિવસ ખોટે માર્ગે દોરી આપ-ણને ફસાવશે નહિં. તેના ઉપર કોઈની લાગવગ કે સત્તા ચાલશે

૪૭ મર્યાદાનું ઉલ્લંઘન સર્વ બાબતમાં હાનિકારક છે. સદ્દગુણને પણ મર્યાદા હોય છે અને તેનું અતિક્રમણ થતાં તે કેટલીક વાર દુર્ગુણ થઇ પડે છે. એકંદર રીતે ઉપયોગી, નિર્દોષ કે આખરે ક્ષમા કરવા યોગ્ય બાબતો પણ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી ત્યાજ્ય કે નિંદ્ય થઇ ગણાય છે.

૪૮ ઉદારતા એ સદ્દગુણ છે પણ મર્યાદા કે વિવેક વગરની ઉદારતા એ ઉડાઉપણું ગણાય છે. તેવીજ રીતે ગજા ઉપરાંતની હિમ્મત એ અવિચારીપણામાં ખપે છે.

૪૯ દુર્ગુણ એ એવો ભયંકર પિશાચ છે કે તેને જોતાં વેંતજ તેના તરફ તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે, પણ જો રોજ ને રોજ તેના તરફ જોયા કરીએ, તેની સાથે પરિચયમાં આવીએ તો શરૂઆતમાં આપણે તેની ઉપેક્ષા કરવા લાગીએ છીએ, પણ પાછળથી આપણા મનમાં તેના માટે દયા ઉત્પન્ન થાય છે અને આખરે આપણે તેને ભેટી પડીએ છીએ.

૫૦ દુષ્ટ પુરૂષોને શિક્ષા કરવા ઇશ્વર કાંઇ નવાં હથીયાર બનાવતો નથી પણ તેમના દુર્ગુણ વડેજ તેને શિક્ષા થાય છે. વ્યસની માણસોને તેનાં દુર્વ્યસનોજ ખરાબ કરે છે. પાપજ પાપીને ખાય છે.

૫૧ કોઈ કોઇ વખતે મૂર્ખાઈ પણ દુર્ગુણ કે વ્યસનના જેટલીજ ઘાતક નીવડે છે. દુનિયા ઉપરના ઘણા અનર્થ મૂર્ખાઇને પણ આભારી છે. એક માણસ બીજા માણસને મારી નાંખે, પછી તે પૈસાના લોભે, જુના વેર નિમિત્તે કે ગાંડછાના આવેશમાં, એ બધાનો નિર્ણય તેને કેવી સજા કરવી, કેટલે અંશે દોષપાત્ર ગણવો, એ ગુન્હા શોધક ખાતાની બાબતમાં ઉપયોગી છે, પણ તેના કૃત્યથી જગતને નુકસાન થયું, એક જીવની હાની થઈ, તેમાં તેને લીધે કશો ફેર પડતો નથી.

અર્થાત્ સમાજને શિર દુર્જનને સુધારવા જેટલીજ મુર્ખને સુધારવાની જવાબદારી રહેલી છે.

પર જગત્માં ઘણોપરોપકાર નામના મેળવવાની લાલસાથી કે બીજો કોઇ સ્વાર્થ સાધવાની ઇચ્છાથી થતો હોય છે, છતાં એવી ઉત્તમ પ્રકારની સ્વાર્થ દ્દષ્ટીથી દોરાઇને પણ જે સત્કર્મ થાય છે, તેનાથી જગતને તો શુદ્ધ પરમાર્થના જેટલોજ લાભ થાય છે.

૫૩ આપણને જે શક્તિઓ મળેલી છે તેનો કેવો ઉપયોગ કરવો, તે આપણી મુનસફી ઉપર રહેલું છે. આપણને માટે સદ્ગુણના કે દુર્ગુણના બન્ને માર્ગ ખુલ્લા છે. આ મુનસફીને બદલે જવાબદારી કહેવી વધારે યોગ્ય છે. આ બન્ને માર્ગ ખુલ્લા તો ખરા પણ એક માર્ગ સ્વર્ગે પહોંચાડે છે, જ્યારે બીજો માર્ગ નરકે લઇ જાય છે.

૫૪ યોગ્ય અવસરે જરા મદદ કરવી, સારી સલાહ આપવી, એ માયાળુ શબ્દ બોલી પ્રોત્સાહન આપવું, એવુ એવું કર્યાથી ઘણા માણસોના દુઃખમાં ઘટાડો કરી શકાય છે. એક નાની સરખી મીણ-બત્તી પોતાનો પ્રકાશ કેટલે બધે દૂર સુધી પ્રસારે છે? એવી રીતે એક નાનું સરખુ સત્કર્મ પણ દુષ્ટ જગત્માં સર્વત્ર દીપી રહે છે.

૫૫ પોતાની જાતની બાબત કરતાં બીજાની બાબતમાં શાણા થવું એ વધારે સહેલું છે.

૫૬ આપણા અંતરાત્માના જેવો શાણો માર્ગદર્શક આપણને બીજે કોઈ સ્થળેથી મળનાર નથી. જ્યારે આપણા વર્તનના સંબધમાં આપણને શંકા પડે, ક્યો માર્ગ લેવો તે સહેલાઇથી સમજાય નહિ, ત્યારે તેની સલાહ લેવી. તે કોઈ દિવસ ખોટે માર્ગે દોરી આપ-ણને ફસાવશે નહિં. તેના ઉપર કોઈની લાગવગ કે સત્તા ચાલશે

નહિ. વળી તે એવો સાક્ષી છે કે આપણે પોતે પણ કદી લાલચ આપી તેને ફોડી શકતા નથી આપણું કોઇ વર્તન તેનાથી છાનું રહેતું નથી.

૫૭ આપણે આપણી જીભને અંકુશમાં રાખી શકીએ. આપણા ખરા ભાવ છુપા રાખી મુખમુદ્રા ઉપર બીજા ભાવ પ્રગટ કરી શકીએ, મનોવિકારને નિગ્રહ કરી શકીએ, પણ આપણા હૃદયમાં વાસ કરી રહેલા અંતર્ આત્મા ઉપર, આપણો અમલ જરા પણ ચાલી શકવાનો નથી. આપણે દુષ્કર્મ કરવા જઇએ કે તરતજ તે આપણને ટપકો આપી પાછા હઠાવે છે. ઠપકાની ઉપેક્ષા કરી આપણે દુષ્કર્મમાં પ્રવૃત્ત થઇએ તો પણ તે શાંત બેસી રહેતો નથી. આપણું અંતઃકરણ હમેશાં આપણને ડંશ દે છે અને આપણી ચિત્તની શાંન્તિનો હમેશને માટે નાશ થાય છે, માટે સર્વ કાર્યમાં તેની સલાહ માંગવી અને તે જે સલાહ કે આજ્ઞા આપે તેનું અનુકરણ કરવું એજ ખરા શાણપણનું કામ છે.

૫૮ મનમાં દુર્વિચારનો પ્રવેશ થવા ન દેવો તે મનની શુદ્ધિ છે. શરીર, અન્ન, વસ્ત્ર, જળ, ઇત્યાદી વસ્તુઓ સ્વચ્છ રાખવી તે બાહ્ય શુદ્ધિ છે. બાહારની સ્વચ્છતા મનને પ્રફુલ્લ તથા શુદ્ધ રાખે છે. બાહારની મલીનતા મનને મલીન તથા વિકારી બનાવે છે. પવિત્ર વાતાવરણમાં ઉભા હોઇએ ત્યારે મનમાં વિચાર પણ પવિત્ર આવે છે. સ્વચ્છ સ્થળમાં મન પવિત્ર રહે છે. બાહ્ય શુદ્ધિ કરતાં આંતર્ શુદ્ધિ વધારે કીંમતિ છે. મન મેલું હોય તો ફક્ત બાહારનો ઠાઠમાઠ દુનિયાને છેતરવાનોજ અર્થ સારે છે.

૫૯ ઇંદ્રિઓને સ્વચ્છંદપણે વર્તવા દેવામાં આવે તો તે મનને વિષયોના ખાડામાં લઈ જઈ નાંખ્યા વગર રહેતી નથી, અને તે જેમ જેમ નિરંકુશ થતી જાય છે તેમ તેમ તેમને તૃપ્ત કરવા માટે મન

પણ યથેચ્છ વર્તન કરવા માટે આપણને લલચાવે છે અને પાપાચરણ કરાવરાવે છે, માટે તેને અંકુશમાં રાખવી.

૬૦ ધર્મના માર્ગમાંથી પતિત નહિ થવાની ઈચ્છા રાખનારાઓએ દરરોજ રાત્રે આખા દિવસનું વર્તન તપાસી જવું જોઇએ. પોતાની જાતને આ પ્રમાણે સ્વાલો પૂછવા કે શરીરને આરોગ્ય રાખવા પ્રયત્ન કર્યો છે? વૃત્તિઓ અને મનોવિકારને અંકુશમાં રાખ્યા છે? ખોટી લાલચોની સામે થઈ તેનો પરાભવ કર્યો છે? કોઈ પાપચરણ મેં આજે કર્યું છે? કોઇને ઇજા કરી છે? માઠું લગાડયું છે.? મેં કોઇનુ ભલું કર્યું છે? આ વિચારણાથી ભૂલો સુધારવા સાથે નવિન માર્ગમાં આગળ વધી શકાય છે.

૬૧ ધર્મ ભાવનાને લીધે ગરિબ માણસ પણ ઉદાર, ઉદાત્ત અને પરોપકારી થઇ શકે છે. ધર્મનો ઉદ્દેશ મનુષ્યને સ્વર્ગમાં પહોંચાડવાનો નથી, પણ અંતઃકરણમાંજ સ્વર્ગ લાવી મુકવાનો છે. દુષ્ટ વિચારો મનમાં બન્યા રહે તો ધર્મનો ઉદ્દેશ સફળ થતો નથી.

૬૨ માણસ ઉઘાડાં પાપ જેટલા કરે છે તે કરતાં હજારગણાં પાપ મનમાં વિચાર વડે કરે છે. જે માણસ નિરતર દુષ્ટ વિચાર કર્યા કરે છે તેને આખરે પોતાના વિચારોને વર્તનમાં ફેરવી નાંખતાં વાર લાગતી નથી, તેમ જે માણસ હમેશા પવિત્ર વિચારોમાં રમ્યા કરે છે, તે અયોગ્ય વર્તન કરે એવો બહુ સંભવ હોતો નથી. મન ઉપર વિચારોનો પટ જલદી બેસી જાય છે. માટે મનને હમેશાં સારા અને પવિત્ર વિચારોમાં રોકાયેલુ રાખવું.

૬૩ પરધર્મ તરફ અસહિષ્ણુતા બતાવી એ આપણી પોતાની હલકાઇ બતાવે છે. જે માણસ પોતાથી જુદો ધર્મ પાળતો હોય છે તે પોતાના ધર્મનો વિરોધી છે એમ લોકો ગણે છે, તથા ધર્મની

બાબતમાં શંકાશીલ વૃત્તિવાળાને માણસો નાસ્તિક ગણે છે, આ રીત પસંદ કરવા યોગ્ય નથી.

૬૪ ધર્મને લગતા કેટલાક ભેદ તો ફક્ત આચારના સંબંધમાં હોય છે, છતાં તેજ ધર્મના મુખ્ય સિદ્ધાંત હોય તેમ લોકો તેને માટે એક બીજાને ધિક્કારે છે. મુખ્ય બીનામાં મતભેદ ન હોય તો પછી એક ઉભું ટીલું કરે અને બીજો આડું ટીલું કરે અને ત્રીજો અંદર ટપકું વધારે કરે તેમાં શું બગડી જતુ હશે? સર્વને પોતાની આસ્થા પ્રમાણે ધર્મ પાળવાનો હક છે.

૬૫ ઉપદેશકોએ સાચુ, પવિત્ર, આદર્શ રૂપ જીવન કહેવું જોઇએ, તેનો ખ્યાલ શ્રોતાઓને આપવો જોઇએ. ઉચ્ચુ જીવન કેવું હોઈ શકે તેના વિચારમાં મગ્ન થતાં લોકો પોતાની દુનિયાદારીની ઉપાધીઓ વિસરી જાય, શાશ્વત સુખ અને શાન્તિની આગળ આ દુનિયાનાં સુખ કશા હિસાબમાં નથી એવું લોકોને ભાન થાય, આવા ઉપદેશકો, કે આવી ધર્મ સંસ્થાઓને કોઇપણ જાતનો વિરોધ નડવાનો બીલકુલ સંભવ રહેશે નહિં.

૬૬ જેને ફક્ત એકજ ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન હોય છે તે કોઇપણ ધર્મ બરાબર જાણતો નથી એમ કહેવું જોઇએ. તેની સાથે એમ પણ કહેવું જોઈએ કે જે માણસ ફક્ત એકજ ધર્મની ખુબીઓ સમજવાની કોશીશ કરી બેસી રહે છે તે કોઇપણ ધર્મની ખુબીઓ સર્વાંશે સમજી શકતો નથી.

૬૭ ચિત્ત સ્વસ્થ હોય ત્યારેજ સુવિચારો સ્ફુરે છે. જીત મેળવવા કરતાં શાંતિ જાળવવી તે વધારે કીંમતિ છે. પોતાના ચિત્તની શાન્તિમાં વિક્ષેપ પડવા ન દેવો એ માણસોના પોતાના હાથની વાત છે. આપણી નામરજી છતાં કોઇનો મગદુર નથી કે આપણી શાન્તિનો

બગ કરી શકે. આપણી શાંતિનો શત્રુ આપણા સિવાય બીજો કોઇ નથી. દુર્જનોની સાથે પ્રસંગ પડતાં મનનું સમતોલપણું ખસી ગયા સિવાય રહેતું નથી. તેમ છતાં દૃઢ નિશ્ચયવાળાને માટે એ કામ કેવળ અશક્ય નથી.

૬૮ જ્યાં નિરંતર કલહનો વાસ છે એવા ભવ્ય મદિરમાં રહી મિષ્ટાન જમવા કરતાં, શાંતિવાળી ઝુપડીમાં રહી સુકો રોટલો ખાવો તે સારો છે. વિરૂદ્ધ યા ઉચ્ચા મનવાળાનું મિષ્ટાન્ન જમવા કરતાં ભાવની ભાજી પણ સારી છે. મતલબ કે શાંતિની કીમત અમૂલ્ય છે.

૬૯ માણસો નજીવી બાબતોમાં પોતાની શાંતિનો ભંગ કરી બેસે છે, અને તેથી શરીરની માફક મન પણ કોઇ વખત માંદું પડી જાય છે. શરીરના વ્યાધિની માફક મનના વ્યાધિનું શમન એટલી સહેલાઇથી થતું નથી. દરેક મુશીબત જેમ જેમ આવતી જાય તેમ તેમ તેનું નિવારણ કરતા જવાની ટેવ રાખવી.

૭૦ આપણે જગત્‌ને સુખી કરવા બેસીએ તો તે કદાચ આપણાથી ન બને એ સ્વાભાવિક છે, પણ જો આપણે યોગ્ય પગલાં ભરીએ તો આપણી જાતને તો સુખી કરી શકીએ. દરેક માણસ ધારે તો પોતાના ચિત્તને એકદર રીતે શાંત, સંતોષી અને આનંદી રાખી શકે એમ છે.

૭૧ માણસ નિર્ધન હોય તો પણ, જો તે જીતેંદ્રિય, શાંત, સમદર્શી હોય, અને તેનું મન હમેશાં સંતુષ્ટ રહેતું હોય તો તેને દશે દિશાઓ સુખમયજ છે. જો તમારા મનમાં શાંતિ નહિં હોય તો તેની બાહાર શોધ કરવાથી કાંઈ વળવાનું નથી.

૭૨ માણસ પોતાની જાતને દેહાભિમાનને ભૂલી જાય છે

ત્યારેજ તેને વિશ્રાંતિ મળે છે. દેહાભિમાનની વિસ્મૃતિ સિવાય આત્મ-શાંતિ મળતી નથી.

૭૩ જે સંકટ ભવિષ્યમાં ગુજરવાનાં છે, તે કદાચ ન પણ ગુજરે. એવા સંકટના વિચાર કરીને આગળથી દુઃખી થવું એ મોટામાં મોટી મૂર્ખાઇ છે. સતત્ ચિંતા કરવી એ જાથુકની આફત વહોરી લેવા જેવું છે. પ્રત્યક્ષ મૃત્યુ કરતાં મૃત્યુની બીક વધારે ત્રાસદાયક છે. આફતની સામે બાથભીડવાથી તેની તીવ્રતામાં ઘટાટો થાય છે, પણ તેનાથી હારી જઈ હાય વરાળ કરવાથી તે આપણા ઉપર ચડી બેસે છે.

૭૪ જે માણસ સંપત્તિના મંદિરમાં ભોગવિલાસના દ્વારે થઈ દાખલ થાય છે, તે પશ્ચાત્તાપના દ્વારે થઈ પાછો બાહાર નીકળે છે. સંપત્તિના સમયમાં જે મોજશોખ અને ભોગવિલાસમા રચ્યોપચ્યો રહે છે, તે આખરે વિપત્તિનો ભોગ થઇ પડ્યા વગર રહેતો નથી.

૭૫ ઇચ્છારૂપી ખજાનાની કુચી ધૈર્યજ છે. બંધ બારણું ખોલી નાંખનાર પણ ધીરજ છે. માણસની હિંમત મોઢાના તડાકા મારવાથી સમજાતી નથી, પણ તેની કીંમત તેની ધીરજથી નિર્ણિત થાય છે.

૭૬ જેના દ્વારથી ભિક્ષુક નિરાશ થઈ પાછો ફરે તેના જેવી શરમ, ઉદાર દીલના માણસને બીજી એકે પણ નથી.

૭૭ મન મોહોટું રાખ, જેવુ તારૂં મન, તેવોજ તારાપર લોકો વિશ્વાસ રાખશે.

૭૮ યથાર્થ નિશ્ચય અને સંપૂર્ણ પ્રયત્ન સિવાય કોઇની ઇચ્છાઓ પાર પડી નથી, જે જે દિશામાં તારી નિશ્ચયતાની લગામ તું ફેરવે, ત્યાં એટલી સભાળ રાખજે કે આનાકાનીને હાથે તે લગામને ઢીલી પડવા દેતો નહિં.

૭૯ માણસને મહેનત સિવાય કાઇ મળવાનું નથી. મારી

ઇચ્છાનો છેડો હુ મજબુત પકડું તો જરૂર શોક અને દિલગીરીમાંથી છુટી શકું.

૮૦ ક્ષુલ્લક, નીચ કામ કરતાં પ્રાણ જાય તેના કરતાં કોઈ ઉત્તમ મહાન્ કાર્ય કરતા આ દેહનો અંત આવે તે વધારે ઉત્તમ વાત છે. કામમાં તો યત્નપૂર્વક મડયાજ રહેવું, યત્નથી ગમે તેવી અસાધ્ય વસ્તુ પણ સાધ્ય થાય છે.

૮૧ સારા ભાગ્ય વડે તુ ઉચ્ચ દરજ્જે પહોંચ્યો છે ત્યારે તું દયા રાખવામાં પણ મજબુત રહે. જુલમી અધિકારીઓ જે જોરજુલમથી પોતાના આશ્રિતોને દુ:ખ આપે છે તેજ કારણથી તે પોતાને દુ:ખી મનવાળો બનાવે છે. જુલ્મી માણસ પોતાનાજ પુન્યના મૂળનો નાશ કરે છે. જેણે જુલમની કમાનપર અન્યાયનું બાણ ચડાવ્યુ છે તેને તમે કહો કે અરે ! તુ સાવધાન થા. આ તારી પાછળ તેના નિશ્વાસનું હૃદયભેદક તીર છુપાઈ રહ્યું છે તેનો વિચાર કર.

૮૨ જેવો ક્ષમા કરવામાં આનંદ છે તેવો વેર લેવામાં નથી. હું તારી સમક્ષ અપરાધી છું, તું પ્રભુની સમક્ષ અપરાધી છે. જો તુ મને માફ કરશે તો પ્રભુ તને પણ માફી આપશે. ક્ષમા વૃતિ એ મોટો સદ્‌ગુણ છે. જેનામાં ક્ષમાગુણ છે તે મોટો નસીબવાન છે. ક્ષમાના પ્રકાશથી હૃદય પ્રકાશીત થાય છે.

૮૩ તું પોતે બીજાની મદદ ઇચ્છે તો તુ પણ બીજાને મદદ કર. દુ:ખી માણસનુ દુ:ખ ટાળ. નાસીપાસ થયો હોય તેની ઇચ્છા પૂરી પાડ. ન્યાયથી તારા ધર્મને અને ધરને આબાદ કર. આ અસ્થિર સાનત્ર જીદગીમા કોઈ હમેશ આપણે ટકી રહેવાના નથી, પણ સારૂં બુરૂં કામ હમેશાં યાદ રહે છે. તેમાં ખાસ કરીને સારા કામ માટે નાંખેલા પાયાની અસર જમાનાની સપાટીપરથી કોઈ દહાડો ભુંસાતી નથી.

૮૪ સારા સ્વભાવ સિવાય બીજું કાંઈ પણ માણસાઈમાં સારૂં નથી. દરેક પ્રસંગોમાં આ વાત ભુલવી ન જોઇએ. લોકો જોડે ખુશ મીજાજ રાખવો અને હસીને વાતચીત કરવી. અર્થાત્ શોકમાં ડુબી ન રહેવું.

૮૫ તારા મનમાં જે આવે તે વિચાર કર્યા વિના સાહસથી કર નહિ, કારણ કે તેમ કર્યાથી ભવિષ્યમાં તારે પસ્તાવું પડશે.

૮૬ તારા ઘોડાને એટલો તોફાની ન બનાવ કે તેની લગામ તું ખેંચી પકડી શકે નહિં. કોઈ પણ બનાવ બનતાં પહેલાં તેનો ઉપાય કરવો જોઈએ. જ્યારે વાત હાથથી જાય છે ત્યારે દિલગીરી કાંઇ કામ આવતી નથી.

૮૭ ખુબસુરતિ છતાં પવિત્રપણે રહે અને મોટાઇ છતાં નમ્રતા પકડે તે ઉત્તમ મનુષ્ય કહેવાય છે.

૮૮ તું તારા કામમાં સચ્ચાઇ વાપર તેથી તુ છુટશે ને મોક્ષ પામશે. કોઇ માણસ ગમે તેટલો કાવત્રાખોર હોય તો પણ આખરે તેને સત્યવાદીઓના ગુલામ થવું પડે છે, કમાનની દોર ઘણી સખ્ત હોય છે તો પણ તીરની પાસે તેને નમ્ર થવુંજ પડે છે.

૮૯ હમેશાં વિચાર કર્યા વગર કાંઇ કામ કરવું નહિ. ઉતાવળીયાપણાનો રસ્તો છોડી દેવો. જે કોઇ પણ કામ કાજમાં ધીરજ રાખી વર્તે છે તેની અણછુટકે પણ મુરાદ પાર પડે છે.

૯૦ ઉતાવળ, કમાનમાંથી છુટેલા તીર જેવી છે; તે છુટયા પછી પાછું ફેરવી શકાતું નથી. ધીરજ હાથમાંની તલવાર જેવી છે, મરજી પડે તો તેને ઉપયોગમાં લઇએ. નહીતર પડી પડી કાંઇ નુકશાન કરતી નથી.

૯૧ બની શકે ત્યાં સુધી તારી છુપી વાત કોઇને કહીશ નહિ. કારણકે તે કહ્યાથી આનંદ યાતો શોક થશે. તારી છુપી વાતના જના-નામાં કોઇ પણ માણસને કોઇ વખતે આવવા ન દેતો.

૯૨ ભિક્ષુકો આપણા ખરા મિત્રો છે તેઓ આપણે બારણે આવે છે અને કહે છે કે તમારી પાસે કાંઇ હોય તો તે અમને આપો, તે તમારે સારૂ અમે ઉચકીશું. અર્થાત્ પૂર્વભવમાં તમને તેનું ફળ મળશે.

૯૩ હજાર વખત માફ માંગે તો પણ નીચ માણસ અરધો ગુન્હો પણ માફ ન કરે, પણ ખુશ થવાય તેવી મહેરબાની સાથે મોટાં માણસો હજાર અપરાધ ક્ષમા કરે છે.

૯૪ સારો સોબતી અત્તર વેચનાર જેવો છે. માનો કે કદાચ તે પોતાના અત્તરમાંથી કાંઇ ન આપે તો પણ તેનો સુવાસ લેવા જેટલો તો બીજાને ફાયદો થાય છે તેમ ખરાબ મિત્ર લુહારની ભઠ્ઠી જેવો છે, એક વખત ધારો કે, તેના દેવતાથી કોઇ બળે નહિં તથાપિ તેના ગરમ ધુમાડાથી તો ઇજા થયા વિના રહેજ નહિ.

૯૫ સલાહકારે સલાહ આપવામા તથા રસ્તો બતાવવામાં નર-માશની રીત રાખવી જોઇએ. તેમજ સભામા કે મીજલસમાં શીખા-મણ આપવી ન જોઇએ. પણ એકાંતમાં અને એવે પ્રસંગે આપવી જોઇએ કે જ્યારે તેને એમ લાગે કે હવે મારા વચનોની તેનાપર અસર થશે. તે પણ નરમાશ અને સભ્યતાથીજ આપવી, કારણ હાલના જમાનામાં નરમાશથી બોલવું અને સારો સ્વભાવ રાખવો તેમાંજ સુખ રહેલું છે.

૯૬ આખી દુનિયાને અક્કલની ગરજ છે અને અક્કલને અનુભવની જરૂર છે. કારણ એવું કહેવાય છે કે અનુભવ અક્કલની આરસી છે તેમાં દરેક કામનો પડછાયો દેખાઇ આવે છે. અનુભવ મેળવવા માટે લાંબો વખત, લાંબી ઉમ્મર, અને બીલકુલ નિશ્ચિંતતાની જરૂર છે.

૯૭ અપૂર્ણ નીચ પતિત માણસોજ અહંકાર કરે છે. તેમનો સ્વાર્થ એટલોજ કે પોતાની અપૂર્ણતા ઢાંકવી, પણ ખરૂં જોતાં તો તેઓ પોતાના દુર્ગુણો ખુલ્લા પાડે છે.

૯૮ ડાહાપણનો સ્થંભ સહનશક્તિ છે. જેનુ મગજ હલકું તે હમેશ નીચ વૃત્તિનો હોય છે. ધૈર્ય સંપૂર્ણતાની મીલકત છે.

૯૯ ઉત્તમ કાર્ય કરનારાઓને લગતી વાર્તાઓ તથા તવારીખો મન તથા આંખને તેજ આપે છે તેમ વિદ્યા તથા ડહાપણ જોડે ઓળખાણ કરાવે છે.

૧૦૦ સારાં માણસ જોડેજ બેઠક રાખ, જે તારા લાયકનો ન હોય તેની જોડે ન બેસ.

૧૦૧ પોતાની પાસે ચાડીઆને આવવા દેવો નહિં, કારણ એક પળમાં તે સો તોફાન ઉભા કરે છે. તેમ પોતાની પાસે બોલાવીને તેને દબાવવો પણ નહિ, કારણ આખરે બીજા પાસે જઇ તારૂં ને જુઠું બોલશે.

૧૦૨ રાજા પાસે કોઇની નિન્દા કરવીજ નહિ. નિરપરાધિ માણસના નિસાસાથી ડરતો રહે, નિરપરાધિ માણસોના નિશ્વાસ બહુ ખરાબ અસર કરે છે.

૧૦૩ દુનિયામાં દ્વેષી માણસને તેનો દ્વેષજ બસ છે. કારણકે

-તે તેને હમેશ આફત, દિલગીરી અને શોકમાં રાખે છે. દ્વેષી બીજા માણસને બાળવાને અગ્નિ ચલાવે છે. જો બરાબર જોઇએ તો પોતા-નેજ તે તેમાં બાળે છે."

૧૦૪ નરમાશ ને ધીમાશથી કાંઇ કામ થાય તેવું હોય તો ત્યાં ગુસ્સો અને સખ્તાઇ બતાવવાં નહિ, અને જો સખ્તાઇ તથા ગુસ્સાની જરૂર હોય તો નરમાશ કે મિત્રભાવ દેખાડવો નહિં.

૧૦૫ હમેશ લોકોપર મહેરબાની બતાવી શકાતી નથી. વખત આવે ભ્રકુટી પણ ચડાવ. મલમપટ્ટા નકામા થઇ પડે ત્યારે જખમ ઉપર નસ્તર મૂકવાની પણ જરૂર પડે છે.

૧૦૬ જેના ઝાડનુ મૂળજ કડવુ હોય, તેને ઉત્તમ બાગમાં જઇને રોપીએ અને ઉત્તમ નદીનું પાણી સીચીએ અથવા મીઠાં પદાર્થોથી સીચન કરીએ તો પણ આખરે પોતાની જાતને તે જણાવશેજ.

૧૦૭ નીચ સ્વભાવના માણસોની સોબત કરવી યા પ્રશસા કરવી એ પોતાની આબરૂ ખોવાનુ કામ છે, કારણ જે દુષ્ટબીજમાંથી જન્મ્યા હોય તે પોતા પ્રત્યે ભલાઇ કરનારા ઉપર બુરાઇ કર્યા સિવાય આ દુનિયામાંથી ચાલ્યા જાય તે તેના ધર્મથી ઉલટુ છે.

૧૦૮ હસતુ મોઢુ, ખુશમિજાજીપણુ ને આનન્દવૃત્તિ એ સખાવત કરવામાં ઘણાં અગત્યનાં છે.

ૐ

# વિચાર રત્નમાળા.

## ચોથી માળા. નં. ૪.

૧ આત્મદૃષ્ટિનો વિસ્તાર. અભેદનું સામ્રાજ્ય. આનંદની મોનતા, અને ભેદનુ મિથ્યાત્વ અનુભવ કરો.

૨ નમ્રતા. અંતઃકરણની શુદ્ધતા. બુદ્ધિબળ અને હિમ્મત, આ ચારથી કાર્ય સિદ્ધ થાય છે.

૩ મન, વચન. શરીર, એ ત્રણેનુ એક સરખુ વર્ત્તન થવુ જોઇએ. જેવું મનમાં તેવુંજ ક્રિયામાં.

૪ ગમે તેવુ સાંભળીને કે દેખીને મન ખેદ કે આશ્ચર્ય ન પામે. તેવી સ્થીતિસ્થાપક દશા મનની થવી જોઇએ.

૫ પદાર્થ માત્રની કાળી બાજુ ન દેખતા ધોળી બાજુજ દેખવી જોઇએ. સૌંદર્યતાજ જોવી, તેથી આપણો ઉદ્ધાર થાય છે.

૬ પવિત્ર મહાપુરૂષના ઉંચામાં ઉંચા જીવનને દૃષ્ટિ આગળ રાખી પોતાના મન, વચન, શરીરને તે પ્રમાણે પ્રવર્તાવવાની ટેવ પાડવી જોઇએ.

૭ મનને શુદ્ધ કરવા માટે કાયમ પવિત્ર મત્રનો જાપ કરવો અને મનને સ્થિર કરવા નિર્વિકલ્પ ધ્યાન કરવુ જોઇએ.

૮ યોગમાત્રનુ પ્રથમ દ્વાર પ્રેમ, વિશ્વાસ. સાહસ, અને સ્વાર્પણ એ વિના અન્ય નથી. સત્યને અનુભવવાની ઇચ્છા હોય તો એ ચારે વાત ધારણ કરવી.

૯ આત્મ પ્રેમમાં પ્રારબ્ધનો અવકાશજ નથી એતો કેવળ સ્વતંત્ર પુરૂષાર્થ છે. પોતાના વિચારથીજ સિદ્ધ થાય તેમ છે. એ તત્ત્વાભ્યાસિઓએ સારી પેઠે મનન કરી સંગ્રહવા જેવુ છે.

૧૦ જેવું જેનું આત્મસ્વરૂપ તેવોજ તેનો અનુભવ, અને તેટલોજ તેને આનંદ. દૃષ્ટિમાં સર્વસ્વ છે. જેવી જેની દૃષ્ટિ હશે, તેવી સૃષ્ટિ થશે એ વાત સારી રીતે લક્ષમાં રાખવા જેવી છે.

૧૧ મૌન આનંદ વિના સ્વરૂપાનુસંધાનનું અન્ય સ્થાનજ નથી.

૧૨ પ્રકૃતિનો એક પવિત્ર નિયમ, કે જે ઉલ્લંઘન કરી શકાય તેમ નથી, તે એ છે કે, તમે કોઇપણ અપવિત્ર વિચાર, અમગળ ધ્યાન, કે તેવું કૃત્ય ગમે તેવા એકાંત સ્થળે કરો તોપણ તમને પ્રકૃતિના દૃઢ અને કદી કોઇથી પણ ઉલ્લંઘન ન થાય તેવા નિયમ પ્રમાણે, તેનાં કૃત્યનો બદલો મળશેજ. દુઃખ અને દારિદ્ર પોતા ઉપર આવી પડશેજ.

૧૩ સર્વ નિર્બળતા અને દુર્ગુણોનુ મૂળ માત્ર અજ્ઞાનજ છે. આત્માને ન ઓળખવો તેજ છે. લોકો પોતાના શરીરને આત્મા સમજે છે અને બાહ્ય જગત્માંથી સંપત્તિ પેદા કરી આનંદ મેળવવા ઇચ્છે છે, પરતુ જડ શરીર એ આત્મા નથી. તમે પરમાત્મારૂપજ છો એવી દૃઢ ભાવના કરો, અને તેનો સાક્ષાત્કાર કરો.

૧૪ સામાન્ય અજ્ઞાનતાના પેટા વિભાગમાં પ્રકૃતિના નિયમોનું અજ્ઞાનપણુ પણ મનુષ્યોને બાધા કરે છે.

૧૫ તમે પ્રકૃતિને છેતરી શકશો નહિ. એકાંતની એકાંત ગુફામાં જઇને છુપુ પાપ કરો તો પણ જે ભૂમી ઉપર ઉભા રહી તે પાપ કરો છો તે ભૂમી ઉપર ઉગેલુ નિર્જીવ ઘાસ પણ તે વાતની સાક્ષી પુરશેજ.

૧૬ હૃદયમાં પાપી વિચાર ઉત્પન્ન થાય છે તેના પરિણામેજ બાહ્ય જગત્‌માં દુઃખદાયક બનાવો આપણને વિંટળાઇ વળે છે. આવા દુઃખનું ખરૂં કારણ ન જાણવાથી મનુષ્યો પોતાની સ્થીતિને દોષ દે છે, આસપાસના બનાવો ઉપર દોષ મૂકે છે. મિત્ર, બંધુ. સગા, આદિનો દોષ કાઢે છે, પણ આ પરમ સત્ય વાત સર્વત્ર જાણીતી થવી જોઇએ કે, જગત્‌ની આંખમાં ધૂળ નાંખવાનો પ્રયત્ન કરવાથીજ આપણે પોતે અંધ બનીએ છીએ.

૧૭ પ્રકૃતિનો નિયમ ડંકો વગાડીને કહે છે કે પવિત્ર રહો! છતાં અપવિત્રતાનો આશ્રય લ્યો તો દુઃખો ભોગવવાને પણ તૈયાર રહો.

૧૮ દૈવયોગે આવી પડતા વ્યાધિરૂપ અતિથિનો જેઓ ઘટતો આદર સત્કાર કરતા નથી તેઓ ખરેખર કંગાળ અને કૃપણજ છે, મતલબ કે વ્યાધિ, એ આત્મ જાગૃતિનું ઉત્તમ નિમિત્ત છે.

૧૯ દેહાધ્યાસ ( અહંકાર ) નો ત્યાગ કરવો, અને પોતાનો આત્મા એજ પરમાત્મા છે એવો સ્વાનુભવ કરવો એ સર્વ પુસ્તકોનો સાર છે.

૨૦ બધા ભેદભાવ અને બંધનોનું મૂળ કારણ તે મિથ્યા અહંકારજ છે, તેનો નાશ કરો એટલે આત્મા પ્રત્યક્ષ થશેજ.

૨૧ વાદ વિવાદથી સત્ય કદી પ્રાપ્ત થતું નથી, પરંતુ ખરા આતુર અને ગંભિર વિચારથીજ તે પ્રાપ્ત થાય છે.

૨૨ શરીર અને મનનો ખરેખરો અને વ્યવહારિક ત્યાગ જ્યારે થઇ શકે છે ત્યારેજ આત્મામાં પ્રેમનો અગ્નિ પ્રજ્વલિત થાય છે, ત્યારેજ મનુષ્યના આત્મામાં રહેલાં સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે.

૨૩ કોઇએ આવીને કહ્યું કે લોકો તમારે માટે આમ બોલે છે

ને તેમ બોલે છે વિગેરે. અરે ભોળા મનુષ્ય ! તુ આવી વાતોથી તારા કર્તવ્યમાં અંતરાય પડવા ન દે, કેમકે જગતરૂપ રેંટીઆમાં મનરૂપિ ત્રાક તું સિદ્ધિ નહીં રાખશે તો જરૂર કોકડુ ઘુચાશે ને તાંતણો તુટશે માટે તું એમાં લક્ષ ન આપ, ચિત્તમાં ત્યાગ અને આત્માનંદ ભરી તો જો, કે તે સઘળી બલાઓ આંખ મીચીને ઉઘાડતામાં સાત સમુદ્રની પાર પહોંચી જાય છે કે નહિં ?

૨૪ સમદષ્ટિ તો ત્યારે પ્રાપ્ત થાય કે જ્યારે લોકોમાંથી ભલાઇ બુરાઇની ભાવના નષ્ટ થાય, રાંગ દ્વેષનો અગ્નિ બુઝે અને છાતીમાં ઠંડક થાય.

૨૫ જો આત્મારૂપિ મહારાજાને મળવુ હોય તો, કામના, વાસના. ને ઇચ્છા રૂપિ પુરાણાં ને ફાટેલાં ચીથરાંને ઉતારી મૂકો. રાજાને ત્યા તો રાજાજ પરૂણા હોય.

૨૬ મનમાં હરકોઇ પ્રકારની આશા કે ઇચ્છા હોય ત્યાં સુધી વૃત્તિ એકાગ્ર થતી નથી. જેને કોઇ આવશ્યકતા કે કર્તવ્ય ઘસડી ન જાય તેજ શાંત બની શકે છે.

૨૭ અંદર દેહાભિમાન રૂપી મેલ રાખી ઉપર સોહનો ઢોળ ચઢાવવો તે વ્યર્થ છે.

૨૮ દેહાદિ સ્વપ્નને દૂર ફેંકીને, ભેદ ભાવનાનો ત્યાગ કરીને, અંતર્ દષ્ટિ ઉઘાડો તો સંસારનાં સર્વ તત્ત્વ તમારાં બની જાશે અને એ સર્વને તમારી પોતાની ઇચ્છાનુસાર નચાવી શકશો.

૨૯ લોઢુ અગ્નિમાં પડે છે એટલે અગ્નિનો ગુણ તેમાં આવી જાય છે, એવીજ રીતે જ્યારે મન ચૈતન્યમાં થોડો કાળ અભેદ રહે છે એટલે તેમાં વિચિત્ર શક્તિ આવી જાય છે.

૩૦ કોઇ મહાન્ કાર્ય માથે લીધુ હોય તો નિરતર એકાંતમાં

એસી સર્વ દિશામાંથી વૃત્તિને ખેંચી લઇને આત્મામાં અભેદ ભાવના કર્યા કરો એટલે યશઃકીર્ત્તિ ખેંચાઇને તમારે આંગણે નૃત્ય કરવા માંડશે.

૩૧ જ્યાં સુધી દેહમાં પ્રીતિ અથવા કોઇ પણ પ્રકારની કામના હોય છે ત્યાં સુધી તો હૃદયમાંથી ભેદ ઉપાસનાજ નીકળવાની. મન વિક્ષિપ્ત રહેવાનુંજ.

૩૨ જે પુરૂષ સંશય રહિત થઇને પોતાની જાતને પૂર્ણબ્રહ્મ, શુદ્ધ સત્ચિદાનંદ જાણે છે અને સર્વમાં શુદ્ધ સ્વરૂપનેજ દેખે છે તેના ભાગ્યમાંજ નિર્ભયતાનું સામ્રાજ્ય છે. બીજા કોઇના નસીબમાં નથી.

૩૩ જો પૂર્ણ ત્યાગ કર્યો હોય તો પછી સર્વ જગત્ તમારૂંજ છે. ખરી રીતે તો શક્તિઓ–સિદ્ધિઓ તમને ખોળતી આવે એજ રસ્તો પકડવો જોઇએ. તે શક્તિઓની પાછળ તમારે દોડવું ન જોઇએ. પોતાની તૃષ્ણાઓમાં બંધાઇ રહેલાંઓજ માત્ર ભૂત પિશાચનાં રૂપ ધારણ કરે છે.

૩૪ જ્યારે તમે નિરિચ્છ અને નિઃસ્પૃહ થશો ત્યારેજ તમે જગત્ તરફથી સન્માન પામશો.

૩૫ જ્યાં સુધી ઇચ્છાઓ કરો છો ત્યાં સુધી તમે એક માંગણ ભિખારી છો. જે વખતે ઇચ્છાઓને તમે લાત મારો છો અર્થાત્ ઇચ્છા રહિત થાઓ છો તેજ ક્ષણે તમે દેવ બનો છો.

૩૬ દેહાભિમાન અને દેહાધ્યાસને નિર્મૂળ કરવું એ અનંત જીવનનું પુનરૂજ્જીવન છે. જેટલા પ્રમાણમાં આ પ્રમાણે જીવતા છતાં મૃત્યુ પામેલા જેવા બનીએ છીએ તેટલાજ પ્રમાણમાં આપણું કાર્ય સિદ્ધ થાય છે.

૩૭ જગત્ આપણે માટે શું કહે છે તેનો જે ક્ષણે આપણે વિચાર કરવા માંડીએ છીએ, તેજ ક્ષણે આપણે સત્ય જીવનમાંથી

અહ, મમત્વ રહિત જીવનમાંથી પતિત થઇએ છીએ. આપણા ચારિત્રને ખીલવવા માટે દુઃખ જરૂરનું છે.

૩૮. જ્યાં સુધી આપણે પોતાના શરીરના બચાવની વૃત્તિવાળા અને પોતાને નુકશાન કરનારા પ્રત્યે વેર લેવાની વૃત્તિવાળા છીએ ત્યાં સુધી આપણે સત્ય જીવનથી મરણ પામેલાજ છીએ, માન અપમાનનો પ્રસંગ આવતાં તેની જરા પણ આપણા ઉપર અસર થવા ન દેવી એ આપણા મહાન્‌પણાની ઉત્તમમાં ઉત્તમ કસોટી છે.

૩૯ તમે નિસ્પૃહપણાના દરવાજામાંથી સ્વામીપદના મેહેલમાં પ્રવેશ કરો, આત્મજ્ઞાનના દરવાજામાંથી મુક્તિપદના ખુલ્લા મેદાનમાં વિચરો, જે કાંઇ તમારી પાસે છે તે અન્યને આપી દ્યો, તે સર્વ ઉપરથી તમારો હાથ ઉઠાવી લ્યો. અને પછી જુઓ કે તમે અખિલ બ્રહ્માંડના સામ્રાટ અને અધિરાજ બની જાઓ છો કે નહિં ?

૪૦ દિવ્ય સ્વરૂપ સાથેનો સંબંધ શાથી છૂટે છે ? બાહ્ય અસર, લોકો સાથે હદ ઉપરાંત સંસર્ગ રાખવો અને ઉચ્ચ આધ્યાત્મિક જીવનમાંથી ઘણીવાર વિમુખ રહેવુ આ સર્વ બાબનોને લઇ ઉચ્ચ સ્થિતિમાંથી આપણો અધઃપાત થાય છે.

૪૧ હે આત્મન્ ! તું શુદ્ધ છે, અવિનાશી છે, તું સર્વ જ્ઞાનરૂપ છે, તું સર્વ શક્તિરૂપ છે, તુ સર્વ શક્તિનો નિયતા છે, તું સર્વ સૌંદર્યનો દાતા છે, તુ આ વિશ્વમાં સકળ આનંદ સ્વરૂપ છે, આ શરીર તે તું છે એમ માનીશ નહિં, આ જગત્‌ની વસ્તુ ઉપર તું આધાર રાખીશ નહિં, એ બધાથી તું પર થા. તેનો વિચાર કર. શત્રુ અને મિત્ર તું પોતેજ છે.

૪૨ ક્ષુદ્ર સ્વાર્થી ઇચ્છાઓ કે જે તમને ગુંગળાવી નાખે છે, તેનો ત્યાગ કરવાથી તમે નિવૃત્તિની સ્થિતિ પ્રાપ્ત કરી શકશો. ઇચ્છા-

ઓનો ત્યાગ કરો એટલે તમે લોહચુંબકની માફક આકર્ષણ સ્વરૂપ બનશો.

૪૩ દુનિયાની દૃષ્ટીમાં જે ફતેહ જણાય છે તે તો કેવળ ઇંદ્રિયોનો ભ્રમ છે. ખરી ફતેહ તો ત્યારે તમને મળે છે કે જ્યારે તમે "હુ પરમાત્મ સ્વરૂપ છુ. " "હું દિવ્ય સ્વરૂપ છું." હુ જાતેજ ફતેહરૂપ છું" એવી ભાવના કરશો.

૪૪ પરમાત્મ સ્વરૂપ અને આનદ પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ હું પોતેજ સાક્ષાત્ પ્રભુ અને આનન્દ સ્વરૂપ છું. એવી આત્મ પ્રતીતિ કરવી તેજ છે.

૪૫ મનુષ્યની સંગતિ અને કૃત્ય ઉપરથી તેના ઉચ્ચ નિચ્ચ જીવનની તુલના કરશો નહિં, પણ તેના આંતર્ વિચારો ઉપર ખરૂં ધોરણ બાંધવાનું છે, જ્યાં આપણા વિચારો હોય છે, ત્યાંજ આપણે હોઇએ છીએ.

૪૬ તમારામાં ઉચ્ચ વિચારોને ઉત્પન્ન કરી શકે તેવા તેમજ તમારા હૃદયમાં દિવ્યતા, ઉત્સાહ, આનંદ અને ઉન્નત ભાવ પ્રેરે તેવા શબ્દોને તમે પાસે રાખો, નોટમાં ઉતારીને પાસે રાખો પછી જ્યારે કોઇ વખત પ્રતિકૂળ સ્વભાવવાળા માણસ સાથે વાતચિત્તનો પ્રસંગ આવ્યા પછી તમારા મનને તે થયેલી વાતચિત્તમા જવા ન દેતાં તરતજ તે નોટ બૂકમાંના ઉત્તમ ઉત્તમ ફકરાઓ તમારે વાંચવા અને મનને સ્થીર કરવું.

૪૭ ઓ રાજાધિરાજ ! આત્મદેવ ! અજ્ઞાનાવરણમાં દાસત્વ ન સ્વીકારો, ઉઠો, જાગૃત થાઓ, ને તમારી પરમ સત્તા અનુભવો. તમે ઇશ્વર છો, તમે ઇશ્વર છો, તમે ઇશ્વર છો. બીજુ કાંઇ નથી.

૪૮ તમને બંધનમાં કોણ નાખે છે ? તમને દાસત્વ કોણ આપે

છે ? તમારી પોતાની તૃષ્ણાજ. રાજા સમક્ષ સંકોચ પામો છો, ડરો છો, કોકડુ વળો છો, કારણ કે તમે તેમની કૃપાની અભિલાષા રાખો છો. ઇચ્છાઓથી મુક્ત થાઓ તો બાદશાહોના પણ તમે બાદશાહ છો.

૪૯ દરેક કામ કરતી વખતે ઉચામાં ઉચી ભાવનાથી તે કામ શરૂ કરવું. તેનું રહસ્ય કે ફળ ઉંચામાં ઉચી કોટીવાળુ કલ્પવું અને તેમાં તદાકાર–તદ્રુપ થઇને તે કામ કરવું અને તે સર્વકામ આત્માની ઉચ્ચ ભૂમિ માટેજ કરવું.

૫૦ એક ઉપયોગી સૂચના એ છે કે પ્રાતઃકાળે તમે જ્યારે પથારીમાંથી ઉઠો અથવા જ્યારે ફરતા હો કે કાંઇ કાર્યમાં મશ્ગુલ હો તે સમયે તમારા વિચારોને ભ્રમણામાં ન રાખો. નિરંતર આત્મ-કેન્દ્રમાં સ્થિર રહો. કદી પણ દૂર ન ખસો.

૫૧ ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવા માટે કહો, કે સમાધિ અવસ્થાએ પહોંચવા માટે "કેવળ પ્રકાશમય છું." આ સર્વ વ્યવહાર પ્રકાશમય છે." એ ભાવના અત્યંત હિતકારક હોઇ, આવશ્યક છે.

૫૨ સંસારિક ઉપાધિ અને સુખ દુઃખથી જે પર રહી શકે છે, તે લોકોજ સાચા સુખી છે, સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કરવા-માંજ, આનંદથી ભોગવવામાંજ સાચા સુખનું રહસ્ય સમાયેલું છે. જે સુખનો સ્વીકાર કરે છે તેણે દુઃખના ભોગ પણ થવુંજ જોઇએ.

૫૩ આત્મ અનુભવમાં મગ્ન રહેતાં કોઇ વિક્ષેપ પાડી શકશે નહિં. પ્રકૃતિ મુક્ત પુરૂષની દાસી બની રહે છે. સત્તાને સત્ય બના-વવામાંજ તમે અધોગત થાઓ છો. મનુષ્ય જે વખતે જગત્માં દૃશ્ય પદાર્થોમાં કાર્ય કારણ સત્તાનો વિશ્વાસ રાખી તેને સત્ય ( પ્રાપ્તવ્ય તરિકે ) માનવા માંડે છે, તેજ પળે તેની અધોગતિ થાય છે.

૫૪ તમને નુકશાન કરવા જેઓ ઇરાદો રાખતા હોય તેમના

ભણી સમતા અને પ્રેમભરી લાગણી દર્શાવો. બીજાઓના અવાસ્તવિક અભિપ્રાયોનો વિચાર ન કરતાં કાયમ પરમેશ્વર સંબંધીજ વિચાર કરો. પ્રભુતામાં વિરામ પામો.

૫૫ કાંઇ પણ આશાના પાશમાં ન બધાઓ, ચિંતા, ભય, ઉપાધિથી દૂર રહો, તમારી વાસનાઓ તમારી નિર્બળતા છે. પોતાની વાસનાઓથીજ મુશ્કેલીઓ અને વ્યાધી ઉત્પન્ન થયાં છે તેમ બરાબર સમજો.

૫૬ જ્યારે જ્યારે નિર્બળતાને અંતઃકરણમાં સ્થાન આપીએ છીએ, કે વિષય સુખની વાસનામાં ફસીએ છીએ, ત્યારે ત્યારે દુષ્ટ વિચારરૂપી દુશ્મનો નાના પ્રકારનાં મોહક સ્વરૂપ કરી મોહ જાળમાં ફસાવે છે. આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળાએ તો નીચ વૃત્તિઓ નિર્મૂળ કરવી જ જોઇએ. એ વૃત્તિઓના મૃત્યુમાંજ તમારૂં સાચું જીવન રહેલું છે.

૫૭ લેવામાં નહિં પણ દાન કરવામાં, ત્યાગ કરવામાંજ સાચું સુખ સમાયેલુ છે. જે ક્ષણે તમે યાચના કે પ્રાર્થના કરવાનો ભાવ તમારા અંતઃકરણમાં લાવો છો તેજ ક્ષણે તમે તમારી શક્તિને અટકેલી ક્યો છો, તમારૂં આત્મબળ સંકોચાઇ જાય છે, ને તમે તમારા આત્મસુખથી વિમુખ થાઓ છો.

૫૮ દોષો થવાનું કારણ શોધી તે સંબધી વ્યાખ્યાન તમે તમારી જાતને સંભળાવો. તમેજ તમારા ઉપદેશક બનો. પોતાનું કામ પોતેજ કરવું જોઇએ. ઉપાધિનું મૂળ 'અજ્ઞાનજ છે. આત્માનું અજ્ઞાન, દેહમાં મિથ્યા અધ્યાસ અને બહારના પદાર્થોમાં સુખની ઇચ્છા; એજ દુઃખ, શોક, ખેદ કે ઉપાધિનું મૂળ છે.

૫૯ મનુષ્ય જ્યારે ભયકર દુઃખવાળુ પરિણામ સહન કરે છે, ત્યારેજ પોતાની નીચ વાસનાનો ત્યાગ કરે છે. એકજ વખત પવિત્ર

વિચારોને પોષણ આપવામાં વિજય મળ્યો, તો પછી ગમે તેટલો વખત પણ ચિત્તની એકાગ્રતા રાખી શકશો.

૬૦ પોતાનો હક બજાવવો સહેલો છે, પણ ધર્મ બજાવવો મુશ્કેલ છે. ફળ ખાવા તૈયાર હોય છે પણ બીજ રોપવા અને પાણી પાવાનો ધર્મ બજાવવા તૈયાર રહેનાર થોડા છે. કર્તવ્યને વળગી રહો ફળ મળશેજ. જે આત્મસેવા કરી શકે છે તે દેશસેવા કરી શકશે. બોલવા કરતાં આચરણથી ઉપદેશ કરો.

૬૧ નીચે રહેલાની બુમ કોઇ સાંભળશે નહિ, શુદ્ધ આચરણના શીખર ઉપર જઈ બુમ મારો સર્વ સાંભળશે. જગત્‌ને જાગૃત કરવાની ઇચ્છા હોય તો તમે પહેલા જાગ્રત થાઓ, તમે જેટલે અંશે જાગ્યા હશો તેટલે અંશે જગત્‌ને જાગૃત કરી શકશો. જેના ઉપર ઉભા રહી આખી પૃથ્વીને હલાવી શકો તે સ્થાન તમારો આત્મા છે.

૬૨ પોતાના માર્ગનો ભોમિયો પોતેજ છે, દુર્બળ મનને આત્મ લાભ થતો નથી. જગત્ સાથેનો સંબધ આપણી હિમ્મત અને ભાવનાના પ્રત્યુત્તર જેવો છે.

૬૩ જેવી ભાવના તેવુ ફળ. ખાડો ખોદે તેજ પડે. જે દોષ આપણે બીજામાં શોધીએ છીએ, ખરી રીતે તેજ દોષ આપણામાં લાવીએ છીએ. લાયક થાઓ, ઇચ્છા નહિ કરો તોપણ તમને મળશે. મોહ અને અહભાવનો ત્યાગ કરીનેજ મહાત્માઓએ અમરપણું મેળવ્યુ છે.

૬૪ મન પવિત્ર થયા સિવાય જ્ઞાનનો રગ ચડનાર નથી. વિષયોમાં ઝેર સાથેજ રહ્યું છે, કારણ કે તેની મીઠાશ ઝેરની અસર કર્યાં વિના ક્યાં રહે છે ? વિષયો જેને ડોલાવી શકતા નથી તેજ દુનિયાંને ડોલાવે છે.

૬૫ તેલ, બત્તી ઉપર ચડવાથી પ્રકાશરૂપ બને છે, તેમ શક્તિનો વ્યય નીચલા ભાગમાં ન થતાં ઉપરના ભાગ તરફ ચઢે તો, આકર્ષણ-શક્તિ, તેજની વૃદ્ધિ અને પરમાનંદ પ્રાપ્ત થાય છે.

૬૬ બ્રહ્મચર્યની પૂર્ણ જરૂર છે. બાપનો કુવો કહેવાથી તૃષા છીપતી નથી, પણ પાણી પીવાથીજ. શાસ્ત્રો ગોખવા કરતાં તે પ્રમાણે વર્તન કરો. સત્યનો જય થાય છે. પ્રેમને ખુશામત ગમતી નથી.

૬૭ રાખી મૂકવાજ હોય તો પથ્થર અને સોનું સરખાંજ છે. જ્ઞાનની આપ, લે ન કરવાથી પોતાનેજ નુકસાન છે. અપચાથી અશક્તિ અને અશુદ્ધતા ઉત્પન્ન થાય છે. જઠર સારી સ્થીતિમાં ન હોય તો ચિંતા અને ઉચાટ વધે છે. તબિયત સારી ન હોય તો સહજમાં ગુસ્સો ચડે છે.

૬૮ બ્રહ્મચર્યના અભાવે આત્મિક અને શારીરિક શક્તિનો પણ અભાવ થાય છે.

૬૯ સ્વાર્થ અને દેહભાવના અહંકારનો નાશ કરવો તે ધર્મ છે.

૭૦ મુશ્કેલી ભર્યા કાર્યોથી જેનુ મન ડગી જાય છે તે મનુષ્ય છતાં ઝાડથી પણ હલકો છે. રાત્રી હો કે દિવસ, પવન હો કે તોફાન, પણ અરણ્યનાં વૃક્ષો તેને કયા ગણકારે છે?

૭૧ જે વસ્તુ વડે મન અને બુદ્ધિ પોતાના અનિર્વચનીય મૂળ સ્થાન પરબ્રહ્મ તરફ વળીને તેમાં મળી જાય છે એવો એક ગહન વ્યાપાર તે ધર્મ છે.

૭૨ એકાગ્રતાને લીધે મનને જ્યારે સમાધિ ચડી જાય છે, ત્યારે તેનામાં પ્રકાશ પડે છે અને એવી સમાધિ ચડતાં સત્યનો વરસાદ વરસે છે, જ્ઞાનનો પ્રવાહ ચાલવા માંડે છે અને વિશ્વના સર્વ ગુપ્ત તત્ત્વો સમજાય છે.

૭૩ વિભાવમાંથી એક ક્ષણ પણ મુક્ત થવું તેનું નામજ ખરો આનંદ છે.

૭૪ સ્વાત્મનિષ્ટ મનુષ્યને આખા જગતે એક બાજુ થઇને માર્ગ આપવો જોઈએ. જગત્‌ના પ્રભુ તમે થાઓ, નહિં તો જગત્ તમારા ઉપરજ પ્રભુત્વ જમાવી દેશે.

૭૫ બીજાના વર્તનમાંથી દોષો કાઢવામાં આપણે આપણી શક્તિનો જેટલો વ્યર્થ વ્યય કરીએ છીએ તેટલીજ શક્તિ આપણું વર્તન ઉચ્ચ બનાવવાને પુરતી થાય તેમ છે.

૭૬ કેવળ તમારા મનનીજ કલ્પના તમારા મિથ્યા, સંકુચિત, એક દેશીય, માયિક એવા અહંભાવપર સત્તા ચલાવે છે. તમારા નસીબના સ્વામી તમેજ છો. તમારે જોઇએ તો ભય અને નરકની અંદર અથડાતા તેમના નીચ ગુલામ રહો અને જોઇએ તો જન્મ સિદ્ધ હક્કનો વૈભવશાળી મુકુટ ધારણ કરો.

૭૭ આત્માની જેટલે નજીક આપણે હોઇશું તેટલા અધિક આપણી આસપાસ સમાનશીલ મનુષ્યો ઉપસ્થિત થશે. માત્ર પ્રથમ તમારેજ સત્યના ઝરાની પાસે ઉભા રહેવુ જોઇએ.

૭૮ ત્યાગ એટલે પોતાનું સર્વસ્વ સત્ય સ્વરૂપને અર્પણ કરવું તે. આત્મજ્ઞાન વિના કાર્ય કરનાર મનુષ્યની સ્થીતિ અંધારી કોટડી-માંના મનુષ્ય જેવી થાય છે.

૭૯ દીન અને પતિત લોકોને ખરી લાગણીથી અને માતાના જેવા પ્રેમથી જે જુએ છે તેજ ખરો ઉદાર મહાત્મા છે.

૮૦ ઉત્સાહ ભંગ કરનારી ટીકા કરવા કરતાં આશાજનક સ્નેહ ભરેલા ઉપદેશનીજ જરૂર છે. ગટરનો બધો કાદવ રસ્તા ઉપર પાથ-રવાથી હિતકારી પરિણામ નહિં આવે, તેવીજ રીતે બીજાના દોષો તરફ

કરડી નજર રાખવાનું પરિણામ સારૂં નહિં આવે. શાંતતા અને શુભેચ્છા-રૂપી પાણીનો પ્રવાહ એ ગટરમાં વહેવરાવો જેથી બધો કાદવ આપો-આપ ધોવાઈ જશે.

૮૧ જ્યારે ટીકા રૂપ કાતર આપણા ઉપર ચાલતી હોય ત્યારે આપણા અંતરમાં શું છે તે તપાસી જોવું. કદાચ ક્ષુદ્ર મનોવૃત્તિઓ તરફ ધસડાઈ જવાની ઇચ્છા દિલમાં પેદા થઇ હશે અને તેથીજ આ ચેતવણી કાં મળી ન હોય ? આવી ટીકાથીજ ભયંકર સ્થીતિ વિષે સાવધ રહેવાય છે તેમ સમજો.

૮૨ જે પુરૂષ લોક નાયક થવાને લાયક હોય છે તે કદી પણ " મારા સોબતીઓ મૂર્ખ છે, મારા અનુયાઇઓ બેઈમાન છે, લોકો કૃતઘ્ની છે, સમાજમાં કીંમત કરવાની શક્તિ નથી. " એવો બડબડાટ કરતો નથી. નિરાશાથી હારીને ભાગી ન જતાં તેની સામે થવામાં ખરૂ સામર્થ્ય રહેલુ છે.

૮૩ સ્વાનુભવ કરતાં વધારે યોગ્ય બીજો કોઈ ગુરૂ નથી. તમારી શક્તિઓને ઉચા વિચારો તરફ વાળશો નો ક્ષુદ્ર વિષયાશક્તિ વિષે વિચાર કરવાનો સમય પણ તમને મળશે નહિ.

૮૪ બીજાની હાજરીથી સંકોચાવું એ ખરા દેવ (અતર્ આત્મા) નો દ્રોહ કર્યા બરાબર છે. અંતરાત્મા સાથે પ્રમાણિકપણે વર્તવાથીજ તમે જગતમાં પ્રકાશ ફેલાવી શકશો.

૮૫ જેની વૃત્તિ સ્વતંત્ર હોય છે તે પોતાના આત્મા સાથે પ્રમાણિકપણે વર્તે છે અને આત્મ સંતુષ્ટ બને છે.

૮૬ જ્યાં ઉદ્યોગનો તિરસ્કાર કરવામાં આવે છે ત્યાં પરિણામ શુન્યજ સમજવુ. દુઃખ અને દારિદ્ર વગર તેડયે આવવાનાજ.

૮૭ જેવા તમે વિચાર કરો છો તેવાજ તમે થશો. જેવી તમારી

મતિ છે તેવીજ તમારી ગતિ થશે. કર્મનો સખ્ત કાયદો તમને કદી પણ છોડશે નહિં.

૮૮ કૃત્રિમ પ્રેમ અને કૃત્રિમ સહૃદયતા ધારણ કરવી એ ઇશ્વરનું અપમાન કર્યા બરાબર છે.

૮૯ લોકો બીજાની કૃતઘ્નતા માટે બડબડાટ કરે છે. કોઇનુ જરા કાંઈક કામ કર્યું હોય તો બળાત્કારે વ્યાજ સહિત બદલો લેવા દોડાદોડ કરી મૂકે છે. પરતુ જરા ધીરજ રાખો. શાંતિ પકડો. આ હાથે નહિં તો બીજા હાથે પણ તમને તે બદલો મળશેજ.

૯૦ તમારૂં નિઃસ્વાર્થ કર્મ ઇશ્વરને દેણદાર બનાવે છે. લેતી વખતે તેણે જે હાથ વાપર્યો હતો તે હાથ કદાચ આપતી વખતે ન વાપરે, પરતુ કોઇ બીજા હાથ દ્વારા તે તમારૂ દેવુ વ્યાજ સહિત ચુકાવી દેશે.

૯૧ દોષ શોધવાની દ્રષ્ટી દૂર કરીને ગુણ ગ્રાહકતા વધારો. બંધુભાવ, કાર્ય કરવાની વૃત્તિ, સંપસંપીને કામ કરવાની ટેવ અને મહેનત ભરેલાં કાર્ય કરવાની હાલ ઘણી આવશ્યકતા છે.

૯૨ શત્રુતા રાખવાથી અને વેર લેવાથી આપણું કલ્યાણ થશે નહિ. પણ આપણુ કર્તવ્ય બજાવવાથી અર્થાત્ પ્રેમ રાખવાથીજ કલ્યાણ થશે. પ્રેમ સર્વને જીતે છે. પ્રેમથી આખી દુનિયાં તમારી છે એવો અનુભવ તમને મળી શકશે.

૯૩ દરેક વસ્તુની તેનાં નામ ઉપરથી નહિ પણ ગુણદોષ ઉપરથી પરિક્ષા કરતા શીખો. તમારે પોતેજ તમારી બાબતનો વિચાર કરીને તમારો માર્ગ નક્કી કરવો જોઇએ.

૯૪ સતત્ કર્મ–પુરૂપાર્થ અદશ્ય રીતે તમને ઉચ્ચ પગથીએ ઉપર અને ઉપર લઈ જાય છે મન લગાડીને ખરાં કાર્ય કરો.

૯૫ તમારૂં કર્મ સફળ કરવુ હોય તો તેના પરિણામ તરફ ધ્યાન આપશો નહિ. ફળની આશા રાખશો નહિં. આપણા સ્વાર્થ મૂળક ખળભળાટથીજ સર્વ કાર્ય બગડે છે. લોકો તરફથી કશાનીએ અપેક્ષા રાખશો નહિં અને તમારાં કર્મો ઉપરની અનુકુળ કિંવા પ્રતિકુળ ટીકાઓથી ગભરાશો નહિં.

૯૬ ફક્ત યોગ્યતાજ મેળવો, ઇચ્છા કરવાની કાંઈ જરૂર નથી. દીવાએ ફક્ત બળતા રહેવુ જોઈએ,. પતગોને આમત્રણ કરવાની જરૂર નથી.

૯૭ સદા દાતાર બનો.નિરપેક્ષ સેવા કરનારા બનો યાચનાની આશાભૂત વૃત્તિને તમારામાં પેસવા દેશો નહિં.

૯૮ પોતાના અતઃકરણમાં શુદ્ધતા અને પવિત્રતા લાવો એટલે અશુદ્ધ કે અમગળ કાંઈજ તમારી સામે આવી શકશે નહિં.

૯૯ આત્મ વિશ્વાસ એજ આનંદ અને સુખનુ મૂળ છે. પોતાની જાતને પતિત કે પાપી માની બેસશો નહિં. તમે અનંત અને સર્વ શક્તિમાન ઇશ્વર છો.

૧૦૦ જેવી તમારી ભાવના હશે તેવાજ તમે બનશો. તમે તમારી પોતાની જે કિંમત ઠરાવશો તેના કરતાં અધિક કિંમત કોઈ કરી શકશે નહિ.

૧૦૧ વિચાર એ નસીબનુ બીજું નામ છે. જેવી જેની મતિ તેવી તેની ગતિ. જ્યાં તમારા હાથ કામ કરે છે ત્યાં તમારૂ હૃદય પણ રાખો, હાથ પગ કામ કરવા વડે સદા ગરમજ રહેવા દો, માત્ર મગજ ઠંડું અને શાંત રાખો.

૧૦૨ સૂચના જેટલી મોઘમ આપવામાં આવે તેટલી તેની અસર

-વધારે થાય છે. બળાત્કારે નીતિનો ઉપદેશ આપવાથી સાંભળનારની વૃત્તિ તેથી વિરૂદ્ધ વર્તવા તરફજ દોરાય છે.

૧૦૩ લોકો પોતેજ પોતાની કલ્પનાથી આસપાસ કારાગ્રહ અને નરકવાસ બનાવે છે. અજ્ઞાનતા, નીચ અહંત્વ, ક્ષુદ્ર સ્વાર્થિ સ્વભાવ, કે જે તમારા દિવ્ય જીવનને નરક સમાન બનાવે છે, એ સર્વને જ્ઞાનાગ્નિમાં બાળીને ભસ્મ કરો..

૧૦૪ સાવધાન અને હુંશીઆર રહો, થોડો વખત પણ દુનિયાંની વસ્તુની અસરથી અલગ રહો, આત્મામાં સ્થિત થાઓ, અંતઃસ્ફુર્ણ થાય તેવાં પુસ્તકો વાંચો, સત્સંગમાં રહો અથવા સદા એકાંત સેવો. કેટલોક વખત ધ્યાનમાં ગાળો.

૧૦૫ તમારી વાસનાઓ અને ઇચ્છારૂપી સાંકળોથીજ તમે બધાએલા છો, એજ તમને બધનકર્ત્તા છે.

૧૦૬ સત્યને જાણવા માટે, દિવ્યતાનો સાક્ષાત્કાર કરવા માટે તમારી વ્હાલામાં વ્હાલી, પ્રીયમાં પ્રીય ઇચ્છાઓને વિંધી નાંખવી પડશે, પ્રીય લાગતાં બધનો તમારે તોડી નાંખવાજ જોઇએ, દેહમાની વાસનાઓ, જગત્‌ની જાળો તોડી ફોડીને દૂર નાંખી દેવી જોઇએ.

૧૦૭ તમારે પવિત્ર થવા માટે તમોને અધમાવસ્થાએ લેઇ જનાર—અધોગતિએ પહોંચાડનાર તમારી વિષય વાસનાઓથી તમારે સ્વતંત્ર થવુંજ જોઇએ. ભોગ આપ્યા વિના આત્મસાક્ષાત્કાર થવો કઠીન છે.

૧૦૮ હૃદયમાં પાપી વિચાર ઉત્પન્ન થાય છે, તેના પરિણામેજ બાહ્ય જગત્‌માં દુઃખદાયક બનાવો આપણને વિંટળાઇ વળે છે. પવિત્ર રહો ! પવિત્ર રહો ! છતાં અપવિત્રતાનો આશ્રયલ્યો તો તેના ફળ ભોગવવા તૈયાર રહો.

ૐ

# વિચાર રત્નમાળા.

## પાંચમીમાળા. નં. ૫.

૧ કુદરતની સુંદરતા રગે રગે પોતામાં ઉતારવી તે જીવનનો ખરો આદર્શ છે;

૨ કુદરતની સુધારણાને તમે રોગ કહો છો પણ તેની જરૂરીયાત છે. તે તમને સુધારવા મદદ-કરવા માટેજ પ્રયત્ન કરે છે. રોગ દ્વારા તે તમારા શરીરમાંથી ઝેર બાહાર કાઢે છે; કુદરતની પ્રવૃત્તિ ઠીક નથી લાગતી તેથી રોગ ખરાબ દેખાય છે. વિના જરૂરનાં તત્ત્વો અંદર નાંખવાં તે રોગ છે. તે બહાર નીકળવાથી શાંતિ થાય છે.

૩ પોતાની હાજતો માટે બીજા ઉપર આધાર રાખવો અને પોતે બીજાને આધાર આપવો. માગીને લ્યો નહિં પણ આપીને લ્યો. બધાની મદદ હશે તો તમે નિર્અભિમાની થઈ શકશો.

૪ સ્થૂલ જગતનું મૂળ કારણ ઇચ્છા છે. આ જડ દેખાય છે તે ઇચ્છાનું રૂપ છે. ઇચ્છા પ્રવાહી પદાર્થ છે તેનું નક્કરરૂપ આ જડ દૃશ્ય છે. આત્મ દૃષ્ટિ વિકાશ થઈ છે તે આ પ્રમાણે સર્વ વ્યાપિ ઇચ્છા બળને જુવે છે,

૫ જેમ મનુષ્ય મહાન્ તેમ તેની ઇચ્છાની નજીક પ્રાપ્તિ સિદ્ધ થાય છે.

૬ વ્યવહાર જ્ઞાન સત્તા આપે છે પણ આત્મજ્ઞાન આનંદ આપે

છે. વ્યવહાર જ્ઞાન બળ આપે છે આત્મજ્ઞાન આનંદ આપે છે. વ્યવહાર જ્ઞાન શરીરને સ્પર્શે છે આત્મજ્ઞાન આત્માને સ્પર્શે છે.

૭ દરેક જીવત વસ્તુમાં શાશ્વત રસ રેડાયેલો છે તેને ભેટીએ છીએ, તેને દેખીએ છીએ, ત્યારે આપણી નજરબધી ખુલી જાય છે તે મુક્ત થાય છે.

૮ છુટા છુટા મકોડા કોઇ કામના નથી, સાંકલ ઉપયોગમાં આવે છે તેમ ઉચ્ચ કોટીના લોકો શરીર તથા મનવડે અન્ય તરફથી છુટા થવા કદી ઇચ્છતા નથી. તેઓને પેહેલેથીજ ભાન થયેલું છે કે સર્વ સાથે આત્મિક સબધ રાખવાથીજ આનંદ પ્રાપ્ત થાય છે.

૯ ઇચ્છાઓ સાધનને સાધ્ય મનાવે છે, ખરી જીંદગી ભસ્મ થાય છે છતાં ઇચ્છાઓ નાચ્યા કરે છે. વિચાર કરતાં ઇચ્છાઓ દ્રોહ કરતી માલુમ પડે છે.

૧૦ અનેક જીવોના જુદા જુદા અનુભવો એક બીજાને મદદગાર-ઉપયોગી હોવાથી તે રસ્તે થઇ એક બીજા પાસેથી લઇ સર્વે એકસ્થાને પૂર્ણપણે આવી મળે છે.

૧૧ વિશ્વદૃષ્ટિ કરવા માટે આપણે અખડ બ્રહ્માંડ સાથે આપણી લાગણીઓ જોડી દેવી પડે છે.

૧૨ કુદરતના કાયદાને અનુસરતું જીવન ગાળવામાં આવે છે તેમ તેમ તેને બ્રહ્મજ્ઞાનના ઉંચામાં ઉંચા હક મલતા રહે છે.

૧૩ મફત કાંઇ મલતુ નથી. દેહભાન તથા સ્વાર્થભાન ભૂલતાં પોતાનો સ્વાર્થ સધાતો જાય છે.

૧૪ નિષ્કામપણે આપ, તને મલશેજ. સ્વાર્થબુદ્ધિથી પ્રયત્ન કરનાર બીજાની અવગણના કરે છે બીજાને પોતાનું ભક્ષ સમજે છે.

૧૫ સાચુ જીવન સાક્ષાત્કાર કરવો તેજ છે. અણુએ અણુમાં તેને જોવો. વિકલ્પથી વિકલ્પોને મારો. બ્રહ્મ સ્વરૂપ છું આવિકલ્પથી અન્ય મનોવિકલ્પને હઠાવો.

૧૬ બ્રહ્મકલ્પના નથી પણ સાચુ સત્ય છે. મનને મુંચવાડનાર નથી પણ અમર્યાદિત દૃષ્ટિ વાળુ છે.

૧૭ જે જીવન રસ જગત્‌માં અનેક પર્યાયો બદલાવે છે તેજ જીવન મારામાં છે.

૧૮ સર્વમાં જીવન છે. આ વિશ્વ જીવન રસથી ભરપુર છે. મોજાની માફક જીવન અથડાય છે, તેને જન્મ મરણ કહે છે.

૧૯ દૃષ્ટિની વિશાળતા એ બાહીરની ક્રિયા નથી, પણ અંતર્ દૃષ્ટિની ક્રિયા છે. તેમાં દરિઓ ઉલેચી ચાલવા જેવું નથી પણ દરીયામાં વાહણ ઊતારી તરવા જેવું છે. એક પછી એક સર્વનો અનુભવ કરવા જેવું નથી પણ પોતાની અંદરનો નિશ્ચય કરવાથી સર્વનો અનુભવ થાય છે.

૨૦ સર્વનો અનુભવ કરવાનો પ્રયત્ન તમને થકાવનાર થશે. દૃષ્ટિ મર્યાદા વિસ્તારવાથી પોતાનો ભાર હલકો થાય છે. સાંકડી દ્રષ્ટિ મૂકી દઇ સર્વ સાથે મળવાથી એક રસ થવાય છે.

૨૧ યુક્તિથી ભાર ઓછો થાય છે. વધારે બોજો આવી પડે ત્યારે વિચાર કરવો કે કાંઇક ભૂલ થઈ છે.

૨૨ વિવિધતાની સાથે ઐક્યતાનું સૂત્ર જોડાયેલુ છે, એકને જાણવાથી સર્વ જણાય છે. વિવિધતાને એક રૂપે જોવો તેજ સત્ય છે.

૨૩ જુદી જુદી નીચે પડતી વસ્તુ જોતાં તે શા કારણથી નીચે પડે છે તેનો નિર્ણય જીંદગીમા થઈ નહિં શકે, પણ ગુરૂત્વાકર્ષણનો નિયમ જાણવાથી તે સર્વ સમજાઇ જશે. બીજા દાખલાઓ એકઠા

કરવાની જરૂર નહિ પડે. તેવીજ રીતે એક વસ્તુ આત્માને પકડો એટલે જગત્ જણાઇ જશે.

૨૪ સત્યનો પ્રકાશ આનંદ આપે છે એજ મનની મુક્તિ છે. જુદી જુદી સંબંધ વિનાની વસ્તુને જોવાથી કાંઇ લાભ થવાનો નથી. સત્ય પ્રકાશતાંજ પડદો ઉંચકાઈ જાય છે.

૨૫ પહેલુ કાંઇક સ્વીકારવું તો પડશેજ, ત્યાર પછી તેનો અનુભવ થશે. વાચવા માટે અક્ષરો શીખવાની માફક પ્રથમ આત્માને ઓળખો.

૨૬ જીવભાન ભુલી શીવભાન કરાવી આપનારાઓજ આપણા તારૂ છે, આવા પુરૂષો જીવતાં તો અપમાન પામે છે, લોકો તેને ફાંસીએ ચડાવે છે, આ માર્ગે ચાલનારાને પરિપહો આવી પડે છેજ, આવા પરીપહો જાગ્રતિ આપનારા—બળની વૃદ્ધિ કરનારા છે, તેના કર્મ મળનો નાશ કરનારા છે, જગત્‌ની આવી સેવા કરતાં તેઓ માર્યા પણ ગયા છે, તેઓ ગગન વિહારી છે, તેમને દેહભાન હોતું નથી. તેઓ આપણને પોતાના દાખલાથી શીવભાન ઉત્તમોત્તમ છે તે બતાવી આવે છે.

૨૭ અન્યને દેખીને જે સુખ દુઃખ થાય છે તેનું કારણ તેમાં આપણે આત્માને જોયો છે તેટલો દેહભાવ આપણો ગયો છે. પ્રેમનાં કુંડાળાં પણ કેટલીક વખત બધાઈ જાય છે તે બીજા તરફ દ્વેપ ઉત્પન્ન કરનાર છે, તે આપણને વિઘ્નરૂપ છે, તે સ્વતત્ર પ્રમાણમાં નડતર રૂપ છે, છતાં પેલુ પગલુ તો છેજ.

૨૮ ધર્મનું રહસ્ય આત્માને ગુરૂ પાસે ઓળખવો. સર્વમાં આત્મભાન થાય તે તેની પૂર્ણાહુતી છે.

૨૯ પ્રથમ સમાનતાનું જ્ઞાન થાય છે તે સામાન્ય જ્ઞાન છે તેને

દર્શન કહે છે, પછી દરેક સાથે વ્યક્તિનું જ્ઞાન થાય છે કે આ પણ એવું છે આ પણ એવું છે, એવું વિશેષ જ્ઞાન થાય છે.

૩૦ અંતર્ આત્મજ્ઞાનની સામે થવું તેજ પાપ છે. હુંની ટુંકી વૃત્તિની સ્ફુરણા થવી તે પાપ છે. મનને ગમે તેવી પ્રવૃત્તિ તે પાપ છે. આત્મભાન ભુલાવું તે પાપ છે.

૩૧ અંદરથીજ પ્રકાશ પ્રગટ થવાનો છે, બાહારનુ ગમે તેવું સારૂં હો, પણ તેમાંથી પ્રકાશ પ્રગટ થવાનો નથી.

૩૨ જેને સ્વતત્ર થવું હોય તેણે પરમાત્માને આધિન થવું, તેજ તે ખરેખર સ્વતત્ર થઈ શકશે.

૩૩ પરમાત્માને પ્રેમથી આમત્રણ આપો તો તમારી પાસે આવશેજ.

૩૪ જીવન દુઃખદાઈ હોય છતાં આપણે તેનો ત્યાગ કરતા નથી, તેજ જણાવે છે કે જીવન જીવવા જેવું છે પણ જીવતાં આવડવું જોઈએ, તે દોષરૂપ નથી.

૩૫ કેટલાએક કાળી બાજુ જોનારા છે. કાળું થોડું છે છતાં ઘણુ જોવે છે. ધોળુ ઘણું હોવા છતાં તે તરફ ડીટેકટિવની માફક તદ્દન નજર પણ કરતા નથી તેથી તે તેની પાસે જતું પણ નથી.

૩૬ દોષોને હઠાવવાથી આત્મબળ પ્રગટ થાય છે. બાહ્ય આંતર્ દોષોને હઠાવીને બળ મેળવવાથી આગળ વધાય છે.

૩૭ સ્થૂળ જીવવા માટે ખોરાકની જેમ જરૂર છે તેમ અધ્યાત્મિક જીવન ટકાવવા માટે દોષોનો ભોગ આપવોજ પડશે. જીવન આ પ્રમાણેજ ચાલવું જોઈએ. દોષના ડુંગરોમાંથી નીકળતી જીવન નદીની ગતિ આત્મારૂપ સમુદ્ર તરફ વહન થાય છે.

૩૮ ભાવદ્રવ્ય સત્ અને શાશ્વત છે. દરેક દેશકાળમાં આ સતજ

કીંમતિ છે. સત્ ઓળખી શકીએ છીએ, ચાહીએ છીએ તે પ્રગટ કરનાર મહાન્ પુરૂષ તરફ ભક્તિ રાખીએ છીએ.

૩૯ વસ્તુ પ્રાપ્ત થયા પહેલાં તેની આગાહિ—પડછાયો પ્રથમ જણાય તો તેથી તે દશા વધારે સારી જણાય છે, દૃષ્ટિ બદલાઇ જાય છે, પછી વિખરાયેલી ઇચ્છાઓ મનોબળનું રૂપ પકડે છે, વિસ્તાર પામતા જીવનની ઇચ્છાનો અમલ ત્યાં જામે છે, ઇચ્છા વિસ્તીર્ણ જીવનનું શુકાન બને છે તેથી ભૂલો થતી અટકે છે.

૪૦ જ્ઞાન પછી જીવન લાંબે વખતે થાય છે—ચારિત્ર લાંબે વખતે બંધાય છે. પછી ઇચ્છાઓ ઇંદ્રિયો—શરીર તરફ વળે છે, મન વિસ્તિર્ણ જીવન તરફ દોડે છે, આમ આપસમાં યુદ્ધ ચાલે છે. વર્તમાન ઇચ્છાઓ અને સત્ તે બે વચ્ચે શું વિરોધ છે તે સંબંધી વિવેક જાગે છે. તેમાંથી આત્મજીવનને નીભાવનારી ઇચ્છિાઓ સત્ છે. અસત્‌ને નિભાવનારી ઇચ્છા અસત્ છે. આ વિવેક થાય છે.

૪૧ સત્યની મદદના અધિકારી થવા પહેલાં થોડો પણ પરમાર્થ કરવાની સર્વને જરૂર રહે છે.

૪૨ ચારિત્રમાં ફેરફાર થાય છે પણ દર્શનમાં—શ્રદ્ધામાં ફેરફાર થતો નથી. દોષ ઇજા કરનાર છે છતાં આગળ પણ તેજ લઇ જાય છે. આપણી ઇચ્છા એ કાયદો નથી. કુદરતના કાયદાને આપણી ઇચ્છિા અનુકુળ કરવી. તેમ ન હોય તો આપણો કાયદો વારંવાર બદલાવવોજ પડશે. એકવાર આપણી ઇચ્છા સુખરૂપ હોય છે પણ બીજાજ વખતે તે ઇચ્છા દુ:ખરૂપ થાય છે, માટે આપણે ઇચ્છા ન કરવી પણ તેનો કાયદો સમજી લેવો.

૪૩ વીર્યવાન્ થવું હોય તો કુદરતના કાયદાને સમજીને ચાલવા પ્રયત્ન કરવો.

૪૪ પૂર્ણ સ્થીતિએ પહોંચાડવાનું ચિન્હજ દુઃખ છે. શાશ્વત પ્રેમ પ્રગટ કરાવનારજ દુઃખ છે. દુઃખનો સ્વિકાર કરવામાં જેને આનંદ થતો નથી તે માણસ દુનિયામાં અધમ બનતો જાય છે. સ્વાર્થની ખાતર જો દુઃખ લઇએ ત્યારે તે ખોટુ છે, તે વેર લે છે, ઉપાધિમાં ઉતારે છે, માટે પરમાર્થે અર્થે દુઃખનો સુખરૂપે સ્વીકાર કરો.

૪૫ દુઃખ એ સતી છે. પરમાત્મા—પૂર્ણતા તે પતિ છે. પૂર્ણતા માટે દુઃખનો સ્વીકાર કરવામાં આવે છે તો તે દુઃખ પોતાનો કાળો પછેડો કાઢી નાખી છેવટે સુંદર શ્વેત વસ્ત્રમાં સજ થઇ મદદગાર થાય છે. જગતની સેવા રૂપ યજ્ઞવેદીમાં તે દુઃખ આવતાંજ પોતાનો કાળો પડદો કાઢી નાખે છે અને આનંદથી ભરપુર પોતાનું મુખ ખુલ્લું કરે છે. પોતાના સ્વાર્થને માટે દુઃખનો સ્વીકાર કરો તો તે પોતાનો કાળો પડદો મજબુત રાખી ખેદ—કષ્ટજ આપવાનું છે.

૪૬ જીવાત્મારૂપ દોરો છે તેને જીવનરૂપિ સાળમાં વણીને પરમાત્મ દશારૂપ કપડું બનાવવાનું છે.

૪૭ અવિદ્યાથી જુદા પડી જાઓ. તમારા ખરા આત્માને ઓળખો. જીવાત્માની બેડીમાંથી નીકળી જાઓ. સતને ઓળખવાથીજ મુક્તિ મળે છે.

૪૮ ધર્મનું કર્ત્તવ્ય સ્વભાવનો નાશ કરવાનો નથી પણ જીવને પૂર્ણ દશાએ પોહોંચાડવાનો છે.

૪૯ સત્ય ભાષામાં આવી શકતું નથી; દિશા બતાવી શકાય છે. ભાવ—અનુભવ—હૃદયનો હાર્દ અન્યને બતાવી શકાતો નથી પણ અનુભવી શકાય છે.

૫૦ જેમ ગંભીર—ઊંડા અનુભવના વિચારો તેમ તે વિચાર

જીવના પ્રસંગના અનુભવ વિના તેના શબ્દોનું રહસ્ય સમજી શકાતું નથી. આજ કારણે અનેક મતમતાંતરો અને દર્શનો જુદાં પડ્યાં છે.

૫૧ અવિદ્યાથી મુક્તિ તેજ મુક્તિ છે. કોઇ વસ્તુના નાશથી મુક્તિ નથી પણ સત્‌નો વિકાશ કરવાથી આવરણ–અજ્ઞાન દૂર થવાં તેજ મુક્તિ છે. બંધ આંખવાળાની આંખો ઉઘડવી તે આંખો ફોડવા જેવું નથી તેમ મુક્ત થવું તે અજ્ઞાન તોડવાનું છે પણ કાંઈ જીવનો નાશ કરવાનો નથી.

૫૨ વિષયોપભોગના તાપનો ભડકો ભલે કરો પણ તેનાથી પકાવવાની વસ્તુ તમારી પાસે નહિં હોય તો તે તાપનો ભડકો બુઝાઇ જશે, તેમ તમે અનેક પ્રયત્નથી વસ્તુ એકઠી કરશો પણ જેમાંથી વસ્તુ મેળવવાની છે તે પરમાત્મા સાથે સંબધ થયા વિના તે ભડકામાં તમેજ પકાઇ જશો.

૫૩ સતના દર્શન પછીનું જીવન સત્‌ થાય છે, પછી તે જે ક્રિયા કરે છે તેમાં તે સત્‌નો પ્રકાશ આવી શકે છે. અંતર્‌ સ્વભાવ–ખરૂં સત્ય–ખરૂં તત્ત્વ તે ધર્મ છે. પરમાત્મા તરફ પાછો વાળે તે ધર્મ છે. પરમાત્માને પહોંચવા માટે જે કર્મ કરાય છે તે ધર્મ છે.

૫૪ સત્ય ધર્મ અંદર છુપો–ઉંડો રહે છે, તેને લઈને લોકો ઉપરથી માણસનો સ્વભાવ પાપરૂપ જોઇને પાપરૂપ માને છે.

૫૫ બીજને રસાયણની પ્રયોગશાળામાં મોકલી પૃથક્કરણ કરતાં માંહિથી ડાળાં પાંખડાં ફળાદિ કાંઇ નહિં નીકળે, પણ થોડો કાર્બન પોટાસ વિગેરે નીકળશે, તેમ જ્યારે તે વસ્તુ પોતાના ખરા ધર્મમાં આવશે ત્યારે તે વૃક્ષ ફાલશે અને વિસ્તાર પામશે. તેમ આ જીવ પણ અત્યારે જેની તમને કાંઇ પણ કીંમત લાગતી નથી તે પણ તેના ખરા ધર્મમાં આવતાં ફાલશે વિસ્તાર પામશેજ.

૫૬ વૃક્ષરૂપે થવું તે બીજની મુક્તિ છે તેમ જીવની મુક્તિ પોતાના ખરા ધર્મમાં આવવુ પૂર્ણ સ્વરૂપે પ્રકાશવું તે છે. ત્યાગ તે મરણ નથી પણ વિઘ્નરૂપ અંતરાયને તોડનાર છે.

૫૭ દીપક તેલ એકઠું કરે છે ત્યા સુધી તેની પાસે અંધારૂજ રહે છે. તેજ જીવન ટકાવી રાખવા કે વિશેપ પ્રકાશીત કરવા સંગ્રહીત તેલના ખજાનાનો વ્યય-ત્યાગ કરે છે ત્યાર પછીથીજ તે પ્રકાશ પામે છે. તેમ જીવ સર્વ સંગ્રહનો ત્યાગ કરવાથીજ પૂર્ણ પ્રકાશીત થાય છે. સંગ્રહ કરે છે ત્યા સુધી આત્મપ્રકાશ તેને મલતો નથી.

૫૮ ભૂમિતાકર્ષણના નિયમ પ્રમાણે જ્યારે આપણા હૃદયમાં ઇચ્છા હોય છે ત્યાં સુધી વસ્તુને આકર્ષી રાખવાનુ મન થાય છે. મનુષ્યમાં જ્યારે પ્રેમ ઉભરાય છે ત્યારે તે રાજી ખુશી થઇને પાકાં ઝાડનાં ફળોની માફક બીજાને આપી શકે છે.

૫૯ ગમે તેવું કાર્ય પ્રેમથી કરી શકાય છે. પ્રેમમાંજ મુક્તિ છે. ક્રિયા કરવાથી આપણો સ્વભાવ પ્રગટ કરી શકાય છે તે ક્રિયા આનંદથી-પ્રેમથી કરવી જોઇએ, બીકથી કરાતી ક્રિયા, તથા જરૂરીયાત માટે કરાતી ક્રિયા આપણા શુદ્ધ સ્વભાવ આડે પડદા રૂપ છે.

૬૦ એક ચિતારો આનંદપૂર્વક પોતાનાં ચિત્રો શરૂ રાખશે તો આગળ પર વિશેપ જ્ઞાન સંપાદન કરશે, તેમ આપણે કોઈ કાર્યનો પ્રારભ આનંદથી કરવો. પ્રેમથીજ કળાવાન્ તે કળાને બહાર પ્રકાશે છે અને તે પ્રેમમાજ પોતાનુ જ્ઞાન છેલ્લી ટોચે પહોંચાડે છે. -

૬૧ મન બ્રહ્મના કિરણો લેવાથી શાંતિ મેળવે છે. શરીર સૂર્યનાં કિરણોથી તંદુરસ્તિ મેળવે છે. નાતદુરસ્ત મનુષ્યને અગીયારથી પાચ વાગ્યા સુધીમાં કેટલોક વખત સૂર્યનો તાપ લેવાની જરૂર છે. સૂર્યનો તાપ શરીરને સુધારનાર છે.

૬૨ જ્યાં આનંદ છે ત્યાંજ પરમાત્મા પ્રગટ થાય છે. જેમાં આનંદ વધારે તેની કીમત વધારે છે. બ્રહ્મના આનંદમાં આ વ્યક્તિ ભળી જાય છે ત્યારેજ તેની કીમત તેને મળે છે.

૬૩ મૃત્યુ એ નિર્જીવ વસ્તુ છે. જીવનના એક નિશ્વાસ જેટલું જ મરણ છે. મૃત્યુ એ જીવનનો સોબતી છે. માયા છે. દ્રવ્યનું વિકાશીત જીવન પર્યાય છે. પર્યાયનું રૂપાંતર એ મરણ છે. જીવાત્મા ક્ષણે ક્ષણે રૂપો બદલે છે. તે સ્થિતિ ક્ષણે ક્ષણે બદલાવે છે તેજ મૃત્યુ છે.

૬૪ શરીરની મુક્તિ તદુરસ્તી મેળવવી તે છે. સમાજીક ભાવની ઇચ્છા સાથે આપણી ઇચ્છા મેળવી દેવી તે સમાજીક પ્રકૃતિની મુક્તિ છે. જીવાત્માની મુક્તિ આખા વિશ્વ સાથે પ્રેમ થાય ત્યારે થાય છે. અહતાનો ત્યાગ કરવો તે છેલ્લી મુક્તિ છે. ત્રીજી મુક્તિ ખીલવવા માટે બીજી મુક્તિ ઉપયોગી છે. બીજીમાં હજી સ્વાર્થ હોય છે. પ્રેમ આવવાથી અહંતા જાય છે. આથી અજ્ઞાનતામા જવાતું નથી પણ પ્રકાશમાં જવાય છે.

૬૫ કુદરત પોતાની મેળે નિયમસર નાચે છે, તે લડાઇ જેવું બેસુર નથી લાગતુ પણ આનંદજનક છે. આથી એમ જણાય છે કે તેની અંદર વિરોધી તત્ત્વ નથી પણ સંપ છે, છતાં વિરોધ લાગે તે માયા છે.

૬૬ પોતાનું ભાન પોતાને હોય તેજ બીજાને પોતાના જેવો બનાવે છે. જે મનુષ્ય પોતેજ પોતાને—આત્માને જાણતો નથી તે બીજાને કેમ છૂટો કરી શકશે ?

૬૭ સૂર્યના પ્રકાશની માફક આત્માનો પ્રકાશ પોતાની શુદ્ધિથી બીજાને પ્રકાશ આપે છે. સૂર્યની માફક આત્મ પ્રકાશ વડે મનની સૃષ્ટિ ચાલે છે.

૬૮ જન્મ મરણનું ચક્ર છે તેનો પણ કાયદો જાણવો જોઇએ. મુશ્કેલી એ છે કે કાયદો જાણીને અટકી પડાય છે તેમ વર્ત્તન થતુ નથી. કાયદો હાથમાં આવવાથી મુક્તિ થતી નથી તેથી બુદ્ધિને તો સંતોષ થાય છે. તે કાયદો આખા દેહમાં ઉતારીએ નહિં ત્યાં સુધી અનંતતાનું ભાન થતું નથી.

૬૯ છુટા છુટા શબ્દોમાં રસ નથી આવતો પણ તેની આખી કવિતા અથવા વાક્ય પુરૂં થવાથી તેનો ભાવ સમજાય છે. રસ સમજાય છે. વિચારની સંકલના, સંગીત, તથા ભાવની આકૃતિ આ ત્રણ કવિતાના કાયદા સમજાય ત્યારે તેમાં રસ આવે છે આ કાયદો પણ મર્યાદિત છે. દૃશ્ય વસ્તુને અવલંબીનેજ છે. જે થવું જોઇએ તેમાં ફેર પડતો નથી તે કાયદો બતાવે છે. માણસો કારણો શોધ્યાજ કરે, કાર્ય કારણમાં અટકી પડે તો તે કાયદો જુલમ કરે છે. કાયદાથી બચી ન જાઓ તો તમારૂં મગજ કાયદાના દબાણ આગળ રાંક બની જાય છે. તમારે તો વસ્તુસ્થીતિ આમ થવાનીજ છે તે સમજી તેમાંથી છટકી જવું જોઇએ.

૭૦ કુદરતનો કાયદો એ પહેલુ પગથીયું છે. સૌંદર્ય કાયદાથી પર છે. કાયદાની મર્યાદા સાથે રહીને પર જાય છે. છોડવાએ ફુલ પેદા કરવું, ફુલે ફળ પેદા કરવું. જો તે કામ ન કરે તો ફુલને મરવું પડે છે. વિઘ્નને ખસેડી આગળ ન વધે તો તેનું નામ નિશાન રહેવાનું નથી. વિઘ્ન દૂર કરી આગળ વધતાં ફુલ પછી ફળાદિ પેદા કરતાં કરીને તેમાંથી છોડવા ફલાદિપણ ઉત્પન્ન થાય છે. તેમ વિઘ્નને દૂર કરી કામ કરો નહિં તો દુનિયામાંથી સદા માટે નાશ પામો. કામ કરવાથી શક્તિ ખીલે છે—શક્તિ બાહાર આવે છે. તેનાથી આગળનાં મોટાં કામ કરવાનું બળ પ્રગટ થાયછે.

૭૧ જરૂરીયાત માટે પ્રવૃત્તિ, શાંતિ માટે નિવૃત્તિ, આનંદથી જન્મ, આનંદથી નિભાવ, આનંદમાં વૃદ્ધિ, આનંદમાં પ્રવેશ.

૭૨ આ સર્વ આનંદથીજ બનાવેલુ છે. તેજ કુદરતનો ખરો કાયદો છે. આનંદને લઇ આકૃતિ બનાવવીજ પડવાની. ગાનારને આનંદ થાય ત્યારે તેને ગાઇ બતાવવુંજ જોઇએ. ગાનારનો આનંદ તેના ગાયનની આકૃતિમાં બાહાર આવે છે. કવિનો આનંદ કવીતાની કૃતિમાં બાહાર આવે છે. માણસો આનંદના પ્રમાણમાં આકૃતિઓ બનાવતાજ રહે છે. દરેક મનુષ્યો કર્ત્તા છે. આનંદને લઇને આકૃતિઓ બાહાર સ્ફુરે છે—નીકળે છે. આનંદને પણ બે બાજુ છે. ગાયક ગાવાના જુસ્સામાં બે ભાગ પાડે છે. એક પોતે સાંભળે છે અને બીજું બીજાને સભળાવે છે.

૭૩ જેટલી આત્મ જાગૃતિ તેટલુ દુઃખ ઓછું જાગૃતિ પૂર્વક જેટલુ કર્મ થાય છે તેનું દુઃખ લેશ પણ લાગતુ નથી. સંબંધ કલ્પો તો સુખ દુઃખ છે. જાગૃતિમાં સુખ દુઃખ નથી પણ આનંદ છે.

૭૪ પોતાની ચારે બાજુ પ્રેમનો વિકાશ કરવો. ગમે તે કારણે પ્રેમને અતરાય પડવો ન જોઇયે. અનહદ પ્રેમ વધારવો. એક તરફ પ્રેમ રાખવાથી બીજા તરફ ઘાતકીપણું કે તીરસ્કાર ન થાય તેવો પ્રેમ હોવો જોઇએ. સુતાં બેસતાં ચાલતાં સર્વ કાળે સર્વ સ્થળે રાખવો જોઇએ.

૭૫ જેટલી કઠોરતા તેટલો પ્રેમ ઓછો. જેટલો પ્રેમ તેટલી કઠોરતા ઓછી. પ્રેમ નથી ત્યાં તેનો વિરોધી દ્વેષ હોવો જોઇએ. જાગૃતિની પરાકાષ્ટા એજ પ્રેમ છે. આપણે પરમાત્માને ઓળખ્યો નથી માટે પ્રેમ નથી.

૭૬ આપણી જાગૃતિને—બુદ્ધિને એટલી વધારો કે તેને પ્રેમ

સુધી લઈ જાઓ. સર્વત્ર વ્યાપક કરી દ્યો, ત્યારે બ્રહ્મમાં વિહાર કરી-શકાશે. પ્રેમને લઇને આપણે તદ્દન ખલાસ થઇ જઇએ તેટલે સુધી જગતને આપી શકીએ છીએ. અમુકવ્યક્તિમાં પ્રેમ છે તેની કીમત પૂર્ણ પ્રેમ વિના નથીજ, અતઃકરણમાં સદાને માટે પ્રેમ રાખી મૂકવો.

૭૭ ઉપયોગીતાનો પ્રેમ થોડા વખતનોજ છે. તે એક પક્ષમાં ધસડી જાય છે તેથી તે કાંઇ આત્મિક પ્રેમ નથી. ઉપયોગી વસ્તુનો-પ્રેમ ઉપયોગીતાના સ્થળેજ હોય છે. ઉપયોગતા પુરી થઇ કે તે વસ્તુ નુકશાનકર્ત્તા કે નિરૂઉપયોગી બોજારૂપ લાગે છે. આ વખતે તે પ્રેમ નાશ પામે છે.

૭૮ આપણી ઇચ્છાઓ આપણને આંધળા કરે છે તે સત્ય આત્માને જોવા દેતી નથી. આપણી જાગૃતિને બધ પાડી દે છે. તે ધર્મનો આત્મઘાત છે. આ ઇચ્છાઓ સુધારા રૂપ દડા ઉપર કાણાં પાડી તેના ઉપર બેસી પાણી તરવા બરોબર હોઇ પોતાને ડુબાડનાર છે.

૭૯ ઇચ્છાઓ બુદ્ધિની મર્યાદાને ટુકી કરે છે. પાપવૃત્તિ જગાડે-છે. આ દુર્બુદ્ધિ મોટામાં મોટુ આવરણ છે. પરમાત્માથી તેજ અલગ-રાખે છે. તે સાથેનો વિયોગ કરાવે છે. માત્ર ક્રિયા અમુક કરી તે પાપ નથી. નિશાન પૂર્વક-ઇરાદાપૂર્વક ક્રિયા કરવી તે પાપ છે. લક્ષ ખરાબ છે તેજ પાપ છે. વ્યક્તિપણાની વૃત્તિ તે પાપવૃત્તિ છે. આ-વૃત્તિથી જીવાત્માની તૃપ્તિ કરવા માટે પ્રયત્ન થાય તે પાપનું મૂલ છે.

૮૦ ભોગની તૃપાથી પ્રવૃત્તિ કરશો ત્યાં સુધી સત્‌નો ખ્યાલ નહિં આવે. પ્રેમથી પ્રવૃત્તિ કરશો-પ્રેમની દૃષ્ટિ કરશો ત્યારે સત્‌નો-સૌંદર્યતાનો આનદ થશે. સત્ દેખાશે. ભોગની દૃષ્ટિથી લાગણીઓ-થાય છે. મન પોતાની વૃત્તિ પ્રમાણે અર્થ લે છે. મહાસત્તાસામાન્ય-દૃષ્ટિમાં ભળવાથી આશક્તિ તુટે છે.

૮૧ કેળવણીની કીમત હૃદયના વિકાશથી કરવાની છે. દિવ્ય વૃત્તિના પ્રકાશથી કેળવણીની કીમત છે. ડીગરીયો મેળવવાથી કેળવણીની કીમત આંકવાની નથી. કેળવણી પામેલાને પ્રશ્ન કરો કે આ મનુષ્યોને તમે ભોગોપભોગના યંત્ર તરિકે જુઓ છો કે દિવ્યાત્મા પ્રમાણે જુઓ છો ? તમને શું ગમે છે તે કહો. એટલે તમે કેવા માણસ છો તે હું કહી આપીશ.

૮૨ જેમ જેમ જુદારો થતો ગયો તેમ તેમ પડદા આવતા ગયા. માણસની કીમત ઘટતી ગઇ. સ્થુલ ઇચ્છા વધવાથી ખરી હૃદયની કેળવણી ઘટતી ગઇ છે. ઉંચી ટેકરી ઉપર ચડો એટલે બધી વસ્તુ સરખી લાગે છે. જેમ નીચા હશો તેમ નાની મોટી લાગશે.

૮૩ દરેક મનુષ્યને શરૂવાતમાં મદદગાર માનો. ગુલામ નહિં માનો. દરેક પોતપોતાનો પાઠ ભજવશે પણ મદદગાર છે એ ચોક્સ માનો. આથી આગળ દિવ્યરૂપ માનો તેથી દિવ્ય દૃષ્ટિ ઊઘડશે. બધાં સરખાં પાત્ર છે આત્મભાવે જુઓ. સર્વ પાત્ર સુખરૂપ છે. હલકી દૃષ્ટિજ દુઃખરૂપ છે.

૮૪ પોતાના બળનો ઉપયોગ બીજાને દબાવવામાં કરવા લાગ્યા ત્યારથી તે સત્યનું મૂળ કપાવા લાગ્યું. સ્વતંત્ર પ્રેમ નષ્ટ થવા લાગ્યો. ખરી કેળવણી હિંસક વૃત્તિમા—ઉપભોગ વૃત્તિમાં ટકી શકેજ નહિ. સદ્દષ્ટિને પોષક, દિવ્યપ્રેમ અને ન્યાય હોય તોજ તેનું પોષણ થાય છે.

૮૫ જેમ કોઇ રાજા પાસે નિરંતર ગુલામજ ફરતા રહેતા હોય તો તે રાજાનુ માન શું ? તે ગુલામ જેવોજ. માટે તેની પાસે સરખી સ્થીતિના કે ઊંચી સ્થીતિના લોકો આવતા હોય તોજ તેની કીમત છે. માટે સર્વને સરખા માનવા. આત્માથી—પોતાથી હિન જાતિના લોકો સાથે રહેવુ જેમ અધમ લાગે છે તેમ પોતાથી અન્ય બધાને

અધમ માનીને રહેશે તો તમને આનંદ નહિં આવે. સરખે સરખા વિના આનંદ નહિં આવે. જગત્ સરખુ છે.

૮૬ મૃત્યુએ પિંજરામાંથી જેમ પક્ષી ઊડી જાય તેવું છે. પિંજરૂં નાશ પામશે પણ આત્મા તેથી જુદો છે. એનો વિયોગ તો છેજ. તે શાશ્વત નજ થઇ શકે. પિંજરાને જોવાને બદલે વિશ્વ તરફ નજર કરતાં જણાશે કે સત્યને મૃત્યુ નથીજ.

૮૭ પ્રેમથી વિરોધનો નાશ થાય છે. પ્રેમમાંજ એકતા છે. દ્વૈતભાવ છે પણ શત્રુ તરિકે નથી પણ એક તરિકે છે. પ્રેમ એકતા કરે છે. વ્યવહારમાં જુદાઇ છે. પ્રેમમાં ગતિ અને સ્થિતિ બન્ને છે. અંદર શાંતિ, બાહાર ગતિ છે. પ્રેમને પ્રથમ શોધવા રખડે છે. મળ્યા પછી શાંતિ કરી એક સ્થળે બેસે છે. પ્રેમથી હૃદયમાં અપૂર્વ શાંતિ અને શાંતવેગ ઉત્પન્ન થાય છે.

૮૮ પ્રેમમાં આપવુ એજ લેવા બરોબર છે. ત્યાગ એ ગ્રહણ કરવા બરોબર છે. પ્રેમના ચોપડામાં જમા ઉધાર એક બાજુ જમે થાય છે. આપવું તે પોતાના ભલા માટેજ છે, આ પ્રેમનો એક મહાન યજ્ઞ છે તેમાં પ્રેમ હોમ્યા કરે છે. પ્રેમ લેવાને માટે પ્રેમ. ત્યાગ ગ્રહણ એકજ કરી નાખે છે. પ્રેમના બે છેડા હોય છે સ્વાર્થી અને પરમાર્થી. પેલા છેડામાં અહંતા હોય છે, બીજે છેડે અહંતાનો નાશ થઇ જાય છે.

૮૯ સ્વતંત્રતાની સાથે સેવા કરવાની પણ ઇચ્છા આપણામાં બની રહે છે. પ્રેમબંધનવાળો અને બંધનની પારપણ છે. મર્યાદિત વ્યક્તિઓ માટે પ્રેમ પોતામાં અવકાશ આપે છે છતાં તેની પાર પણ તે પહોંચી શકે છે. પ્રેમ સર્વથી સ્વતંત્ર છે તેમ પ્રેમ જેટલી આધિનતા પણ ક્યાંઇ નથી. પ્રેમથી બંધીત થવું ને મોક્ષ જેવું પણ છે.

૯૦ લીલાં ઘાસ, વિશાળ નિર્મળ આકાશ, વસંતઋતુનો બાહાર,

-સુરા રંગનો શિયાળો, મનુષ્યનો ભવ્યદેખાવ, શાંત જીવનશક્તિનો અમલ, જ્ઞાનની પ્રાપ્તિ, દુઃખના સામા થવું આ સર્વ વસ્તુઓમાં આનંદ છે, પણ આ ઉપલક આનંદ છે. ખરો આનંદ એકતારૂપિ સત્યતાના ગ્રહણમાં છે. પરમાત્માની સાથે આપણા આત્માની એકતા કરવી તેમાં આનંદ છે.

૯૧ સિદ્ધાંતથી તો આત્મા મુક્ત છે, પણ તે મુક્તતાને બાહાર લાવવા ક્રિયાની જરૂર છે. જેમ જેમ માણસ ક્રિયા કરતો જાય છે, અંદર મુક્તિ છે તેને બાહાર કાઢતો જાય છે તેમ તેમ તે પરમાત્માની નજીક જતો જાય છે. જેમ જેમ અંદર રહેલ છે તેને ક્રિયાની અંદર બાહાર બનાવતો જશે તેમ તેમ તે વધારે નિર્મળ થશે. પોતાને નવા નવા રૂપમાં દરેક વખતે ને જોશે. જેમ જેમ નવાપણું પોતાને લાગશે તેમ તેમ મોક્ષનો માર્ગ મળ્યો છે તેમ સમજાશે.

૯૨ પોતે પોતાને ઓળખવા માટે બાહાર નીકળવું પડે છે. એમ માનો કે એક જંગલને મેદાન કર્યું, તેમાંથી સુંદર વાડી બનાવી, પ્રથમ બેડોળ હતું વાડી થતાં સુંદર દેખાવ થયો. તેમ પ્રથમ પોતે મલીન હતો ક્રિયા કરીને સુંદરતા બનાવી. આ જમીનની અંદરજ સુંદરતા હતી તે તેણે બહાર બતાવી, તેમ અંદર સુંદરતા છે તે બાહાર ન બતાવે ત્યાં સુધી મુક્તિ નથી. બાહાર આવો ત્યારેજ મુક્ત કહેવાશો.

૯૩ ક્રિયા કરવાની હશે તો સો વરસ જીવવું ગમશે, નહિંતર ક્ષણ પણ તમને ગમશે નહિં. આ શબ્દો જેણે કહ્યા છે તેણે આત્માનો આનંદ ચાખ્યો છે. જેણે પોતાના આત્માને ઓળખ્યો નથી તેને ક્રિયામાં કંટાળો આવે છે ખેદ થાય છે. આ લોકો ફુલથી પણ નબળી ડાંડીના જેવા છે તેઓ ફળ ઉત્પન્ન કર્યા સિવાય પડી જવાની ઇચ્છા કરનારા ફુલના જેવા છે.

૯૪ ક્રિયામાં આનંદ સમજનારા પોતાની જીંદગી લાંબી વધારવા ઇચ્છે છે. તે કહે છે કે ફળ ન આવે ત્યાં સુધી પાછા હઠીશું નહિં–મરશું નહિં તેમ માનનારા છે. તેઓ ક્રિયામાં અને જીદગીમાં પોતાનો આત્મા, આનદથી પ્રદર્શીત કરે છે. દુઃખ અને દિલગીરીથી નિરાશ અતઃકરણો તેના થતાં નથી. અંતઃકરણના ધક્કાથી તે નમતા નથી પણ સામા થાય છે. લડાઇમાં લડવા ગયેલા યોદ્ધાની માફક જીવનની લડાઇમાં તે સિદ્ધો થઇને ચાલ્યો જશે. પોતાના આત્માને પોતે જુવે છે, અન્યને બતાવે છે. તેઓના જીવનનો આનદ પરમાત્માના આનદ સાથે વિશ્વને ચીરીને જોડી દે છે. પરમાત્માના આનદ સાથે મળી જાય છે.

૯૫ ક્રિયાથી દૂર રહીને આત્માને ઓળખવાનું નહિજ બની શકે. તે પ્રયત્નો નિષ્ફળ જવાનાજ. દબાણથી થતી ક્રિયા અસત્ય છે. દબાણ વિના આનદ છે. દબાણથી થતી ક્રિયા જરૂરીયાતને લઇ માર પડશે ત્યારેજ તમે કરશો.

૯૬ ચેતનમાં ચેતનપણુ ચેતન આત્માજ પ્રગટ કરાવે છે. દીવાથીજ દીવો થાય છે. પુસ્તકની જરૂરીયાત ચેતન આત્માની ખોટ વખતેજ છે.

૯૭ બેસી રહેવામાં થોડો વખત મજા આવે છે પણ જીવનનું કર્તવ્ય બધ થવાથી તેના અસ્તિત્વના હેતુનો નાશ થાય છે. જેમ માણસ મોટો થાય છે તેમ કદનો નાશ થવા છતાં વધતો જાય છે તેમ તેને મહેનત ઘણી કરવી પડે છે. તેના પરિણામે વર્તમાન સ્થીતિને ઓળગી નવું કદ અને નવી સ્થીતિએ તે પહોંચે છે. આ ઉપરથી એટલો વિચાર કરવો કે પોતાની આજુ બાજુમાં બધાઇ રહેવામાં તમારી કીર્તિ નથી.

૯૮ ક્રિયા કરવા જીવવુ અને જીવવા માટે ક્રિયા કરવી આ બે

સાથે રાખવું. જીવન અને ક્રિયા એવી રીતે સંધાયેલા છે કે બન્નેને સાથે રાખવાની જરૂર છે.

૯૯ અંતરની લાગણીથી જીવાતુ નથી પણ આંતર લાગણી માટે બાહાર વિષય શોધી કાઢવો પડે છે. અંતરાત્માને વિચાર અને લાગણીનો ખોરાક અંતરથી છે. બાહાર તે લાગણી અને વિચારને ક્રિયામાં પ્રગટ કરવી પડે છે તે તેનો ખોરાક છે. આ એ ક્રિયા ઉપરથી ખરૂં સત્ય શોધી કાઢવું.

૧૦૦ એક અંશને પકડો અને બીજા ભાગને ત્યજી દ્યો તો તમારી પડતી થવાનીજ. બાહાર લાગણી રાખો અને અંતર ન રાખો, અંતર લાગણી રાખો અને બાહાર નહિં રાખો તો નહિં ચાલે. બન્ને તરફ રાખવાની જરૂર છે.

૧૦૧ પાશ્ચિમાત્યો બાહારના ક્ષેત્રતરફ આત્મા માટે લક્ષ આપે છે. આંતરના ભાગ તરફ લક્ષ કરતા નથી તેથી આંતરમાં આનંદ તેમને મળતો નથી, બાહ્ય આનંદ મળે છે. રસાયણ શાસ્ત્રીઓ તો કહે છે કે અનંતકાળ જાય તોપણ બાહારની શોધો પુરી નહિજ થાય.

૧૦૨ કોઇપણ કાર્ય કરો છો તે કુદરતના કાયદાનુસાર થાય છે, તેની પરીક્ષા એ છે કે, તેમાં જરાપણ અભિમાન—કર્ત્તાપણાની લાગણી હોવી ન જોઇએ તો તે કાર્ય કુદરતના કાયદાનુસાર થયુ છે એમ સમજવુ. કાર્ય ઉપરથી માલીકી ઉઠાવી લ્યો, તમે સેવક થઇ કામ કરો. આપણી દરેક કૃતિ—કાર્ય પરમાત્માની સાથે સમાગમ સંબંધવાળી થવી જોઇએ.

૧૦૩ તમારામાંજ પરમાત્મા કામ કરે છે, આમ ધારીને કાર્ય કરો. તમારા કાર્યમાં આનંદ માનો, અને તે આનંદમાં પણ આનંદનો દાતા વસે છે એમ જાણો. બ્રહ્મમાં જેને આનંદ છે તે સર્વમા શ્રેષ્ટ છે.

૧૦૪ આત્મવિકાશ સંપૂર્ણ થયા પછી બધું સુંદરજ થઇ જવાનું. દૃષ્ટિના વિકાશની શરૂઆતમાં સૌંદર્ય અસૌંદર્ય એ બે ભેદ રાખવાની જરૂર

છે. જેમ બુદ્ધિ વિચારણા સુક્ષ્મ થતી જાય છે તેમ આ ભેદની લીટીઓ પાતળી થઇ થઇને સર્વથા લોપ પામી જાય છે.

૧૦૫ પ્રથમ દૃષ્ટિને સુંદરતા જોવાની ટેવ પાડો. સુંદરતાનો ખ્યાલ એવા વેગથી આવે છે કે તે પ્રથમ પોતામાંથી પ્રમાદને દૂર કરે છે તે વખતે વ્યક્તિનુ ભાન ભૂલાઇ જાય છે, તેથી આપણે તેમાં ઉંડા ઉતરી શકીએ છીએ.

૧૦૬ ઇંદ્રિયોની દૃષ્ટિથી જોવાનુ મૂકી દઇ પરમાર્થ દૃષ્ટિથી જોશો તો સર્વ સ્થળે સુંદરતાનુજ ભાન થશે. પહેલાં જે અણગમતું તેમાં લાગતુ હતું તે આપણે ઇંદ્રિયોની દૃષ્ટિથી જોતા હતા તેથીજ. તેમાં સુંદરતા તો હતીજ પણ આપણી દૃષ્ટિ નિર્મળ ન હતી. વિશ્વની રચનામાં અસુંદરતા નથી પણ આપણી ભ્રમીત દૃષ્ટિમાં છે. આકૃતિનો આનંદ હૃદયમાં જેમ ઉતરે છે તેમ સુંદરતા સાચા રૂપે બાહાર આવે છે.

૧૦૭ સત્ય એજ સુંદરતા અને સુંદરતા એજ સત્ય છે. આપણુ હૃદય બધી વાસનાથી પર થાય છે ત્યારે એવું બળ આવે છે કે દરેક વસ્તુની અંદર પ્રવેશ કરીને બ્રહ્માનદનો પરિપૂર્ણ આનદ અનુભવીએ છીએ. અંદર જ્ઞાન અને બાહાર ક્રિયા કરી બતાવો. પ્રેમ અદર થાય છે તે બાહાર બનાવો, સંગીત એ સોદર્યતાને બાહાર પ્રદર્શિત કરવાનુ મુખ્ય સાધન છે.

૧૦૮ ત્યાગ એજ સ્વયપૂર્ણ છે. તે આત્માનો ધર્મ છે " આની મને જરૂર નથી " એજ બતાવે છે કે સત્ય તેનાથી પર અને જુદુ છે. છોકરી ઢીગલી રમાડે છે પણ મોટી થતાં તેને ફેંકી દે છે. એ બધી વસ્તુઓ તાબામાં રહે છે તે ઉપરથી જણાય છે કે આપણે તેનાથી મોટા અને અધિક છીએ. જે વસ્તુ આપણાથી નાની છે આધિન છે તેને વળગી રહેવું તેજ દુઃખનુ કારણ છે.

# વિચાર રત્નમાળા.

## છઠ્ઠી માળા નં. ૬

૧ પોતે અશક્ત છે એમ કદી પણ ન માનો. પોતાને ચાહતાં અને પોતાની કીમત આંકતાં શીખો.

૨ બીજાના વિચારોના ગુલામ ન થાઓ.

૩ દરેક કાર્યનો કોઇ પણ મુખ્ય ઉદ્દેશ રાખો.

૪ હાર થવા છતાં પણ નિરાશ ન થાઓ. ઉત્સાહથી આગળ વધો.

૫ પ્રયત્ન કરો. નિરાશા મળ્યા છતાં પ્રયત્ન ચાલુ રાખો.

૬ દુ:ખ આવતાં કોઇની મદદ ન માંગો. તે દુઃખ તમારાથીજ પેદા થયેલુ છે. તેને શાંત કરવા તમેજ સમર્થ છો.

૭ સારા વિચારોથી દુ:ખને દબાવો. દૂર કરો.

૮ તમારા પોતા ઉપર વિશ્વાસ રાખો.

૯ આળશુ–પ્રમાદિ ન થાઓ.

૧૦ અશુભ માર્ગે ગમન કરતા મનને પ્રયત્નથી રોકો.

૧૧ આરોગ્યતાના નિયમો બરોબર સાચવો.

૧૨ ઇષ્ટસિદ્ધિ માટે સતત પ્રયાસ ચાલુ રાખો.

૧૩ છોડવાઓ, વૃક્ષો, જાનવરો અને મનુષ્યો દરેક સતત અભ્યાસથી કેવી રીતે આગળ વધ્યા છે તેનો વિચાર કરો.

૧૪ દરેક જીવો આગળ વધવાની શક્તિ ધરાવે છે એ ચોક્કશ માનો.

૧૫ સુખ દરેક પદાર્થમાં, દરેક સ્થળમાં, અને દરેક કાળમાં છે. તે મેળવવામાટે તમારા આત્માની સહાય તમારે લેવી.

૧૬ વચન અને મન આત્માને વિષય કરી શકતાં નથી.

૧૭ સર્વ દુનિયાના જીવો પુન્ય પાપરૂપ કર્મને આધિન છે.

૧૮ સ્વતત્ર જીવ કે સ્વતત્ર સુખ આ દુનિયામાં નથી.

૧૯ વિષયજન્ય યા પુદ્ગલજન્ય સુખનો અવશ્ય નાશ છેજ.

૨૦ વૈરાગ્ય પ્રાપ્ત થાય તો દીનતા રહેતી નથી.

૨૧ એકલા વૈરાગ્ય વડે અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી.

૨૨ આત્મજ્ઞાન વડે અજ્ઞાનની નિવૃત્તિ થઇ શકે છે. આત્મજ્ઞાન પરમહિતકારી છે.

૨૩ જ્યાં ક્રોધ છે ત્યાં વૈરાગ્ય નથી. ઇચ્છાને નિષ્ફળતા મળ્યા સિવાય ક્રોધ ઉત્પન્ન થાય નહિ.

૨૪ ઇચ્છાનો ત્યાગ તેજ વૈરાગ્ય છે.

૨૫ જે મનુષ્યમાં કામ, ક્રોધની અધિકતા છે અને તેનો જે ત્યાગ કરી શકતો નથી તેણે જ્ઞાની પુરૂષોની સોબત અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનું વાંચન કરવુ. તેથી કામ ક્રોધ ઓછાં થશે.

૨૬ જેની પ્રાપ્તિથી ભવિષ્યમાં શાંતિથી રહી શકાય તે માટે પ્રયત્ન કરવો.

૨૭ સત્તામાં રહેલા કર્મોને શુદ્ધ ઉપયોગે નિર્જરી જાય. નાશ પામે છે.

૨૮ પોતાના—આત્માના દ્રવ્ય, ગુણ, પર્યાયમાં તદાકાર રહેવું તે શુદ્ધ ઉપયોગ.

૨૯ મિથ્યાત્વ વડે બધાયેલાં કર્મો સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન વડે નિર્જરે.

૩૦ અવિરતિ—ઇચ્છા વડે બધાયેલા કર્મ વિરતિ—ઇચ્છાના નિરોધ ) વડે નિર્જરે.

૩૧ ક્રોધાદિકષાય વડે બધાયેલ કર્મ ઉપશમભાવથી નિર્જરે.

૩૨ પ્રમાદ વડે બધાયેલ કર્મ અપ્રમાદથી નિર્જરે.

૩૩ મનાદિ યોગવડે બધાયેલ કર્મ અયોગ–યોગ નિરોધ વડે નિર્જરે.

૩૪ શુભ ઉપયોગે–મનાદિના પ્રશસ્ત વ્યાપાર વડે પુન્ય બંધ થાય.

૩૫ અશુભ ઉપયોગે—મનાદિના અપ્રશસ્ત વ્યાપાર વડે પાપ બંધ થાય.

૩૬ પુન્યકર્મથી શાતા–સુખની પ્રાપ્તિ થાય.

૩૭ પાપ કર્મથી અશાતા–દુઃખની પ્રાપ્તિ થાય.

૩૮ શુભાશુભ કર્મથી સંસારની વૃદ્ધિ પ્રાપ્ત થાય.

૩૯ આત્માનો સ્વભાવ તે ધર્મ છે. ધર્મથી મોક્ષ થાય છે.

૪૦ વિકલ્પોથી કર્મ આગમન થાય છે.

૪૧ નિર્વિકલ્પ સ્થીતિથી ધર્મ થાય છે.

૪૨ શાસ્ત્રાદિ પઠન એ દ્રવ્ય જ્ઞાન છે.

૪૩ આત્મ સ્વરૂપને જાણવું તે ભાવ જ્ઞાન છે.

૪૪ આત્મ પ્રદેશ સાથે બધાયેલ કર્મ કાઢી નાખવાં તે દ્રવ્ય નિર્જરા છે.

૪૫ રાગ દ્વેષની પરિણતિ બંધ કરવી કે ઓછી કરવી તે ભાવ નિર્જરા છે.

૪૬ જીવ જ્યાં સુધી સંકલ્પ વિકલ્પમા પરિણમે છે ત્યાં સુધી કર્મબંધ છે.

૪૭ જેવી ભાવના તેવો અનુભવ થાય છે.

૪૮ વાદવિવાદમાં ન ઉતરવુ પણ વસ્તુતત્ત્વના નિશ્ચય માટે સરલતા અને નિરભિમાનથી યોગ્ય મનુષ્યને પૂછવું.

૪૯ નિરંતર સવ સ્થળે એક પવિત્ર મત્રનો જાપ હૃદયમાં જપતા રહેવું.

૫૦ શાંત રાત્રીએ માનસીક વૃત્તિથી તિર્થયાત્રા અને દેવનું પૂજન કરવું.

૫૧ તાત્વિક પુસ્તકો, વાંચવા અને સદ્ વિચારો આવે તે લખવા.

૫૨ રાત્રીએ પોતાની દીનચર્યા સભારવી, અને પ્રાતઃકાળમાં દિવસે વર્ત્તન કરવાના નિયમોનો નિશ્ચય કરવો.

૫૩ કોઇ પણ અર્થી જીવને છતી શક્તિએ નિરાશ ન કરવો.

૫૪ વિવિધ કલ્પનાઓનું અનુસંધાન મૂકી દઇ સ્વ સ્વરૂપના અનુસંધાનમાં તત્પર રહો.

૫૫ નિરતર આત્માનું અનુસધાન રાખવું તેજ મનને શાંત કરવાનો ઉપાય છે.

૫૬ અખડ આત્મ ઉપયોગની જાગૃતિવાળી સ્થિતિ તે બ્રહ્માકારવૃત્તિ કહેવાય છે.

૫૭ કોઇ પણં વિષય ઉપર સ્પૃહા ન રાખવી એ મનને જીતવાની ઉત્તમ યુક્તિ છે.

૫૮ વિષયાકારે મનનું પરિણમવું તે ભેદ દૃષ્ટિ છે. અજ્ઞાનીઓનો ભેદ માર્ગ છે.

૫૯ આત્માકારે મનનું પરિણમવું તે અભેદવૃત્તિ છે. જ્ઞાનીઓનો અભેદ માર્ગ છે. ભેદ ત્યાં સસાર, અભેદ ત્યાં મુક્તિ છે.

૬૦ આત્મસ્વરૂપમાં સ્થિરતા તે સ્વભાવદશા. પુદ્ગલાકારે પરિણમવું તે વિભાવ દશા કહેવાય છે.

૬૧ પાણીમાં મીઠુ જેમ એક રસ થાય છે તેમ આત્મામાં મનનું ઐક્ય થવુ તે સમાધિ છે.

૬૨ જ્યારે પ્રાણનો નિસ્પંદ અને મનનો લય થાય ત્યારે સમરસપણું પ્રાપ્ત થાય છે. અને તેજ સમાધિ કહેવાયછે.

૬૩ લાંબા વખત સુધી અનાહદ નાદનું અનુસંધાન કરવાથી વાસનાક્ષીણ થાય છે. મન મૂર્ચ્છિત થાય છે.

૬૪ સિદ્ધાસને બેસી, બાહ્યદૃષ્ટિ નિમેષો-મીપ રહિત કરી અંતર્માં લક્ષ આપી નાદ સાંભળવાથી અનાહત નાદ પ્રગટ થાય છે,

૬૫ સર્વ વિષયો પ્રત્યે સર્વ પ્રકારે પરમ અનાસ્થા થવી એજ યુક્તિ મનને જીતવાની છે.

૬૬ ભૂત, ભવિષ્યનું અનુસંધાન મૂકી દેવાથી મનનો નાશ થાય છે.

૬૭ પરસ્પર ક્ષમા કરો, ક્ષમા માગો, અને ક્ષમા આપો.

૬૮ મધુર ગીતનો આલાપ કરો પણ સંકલ્પનાં તીરો ન ફેંકો. જીહ્વામાં મંગલમય સરસ્વતીજ રાખો.

૬૯ સંકલ્પોની થોડી યા ઝાઝી અસર આ દુનિયામાં થયા સિવાય રહેતી નથી. માટે સંકલ્પો શુભજ કરવા.

૭૦ મન, વચન, શરીરથી દાવાનળ સળગાવો નહિ પણ બુઝાવો.

૭૧ જ્યાં પ્રેમ છે ત્યાં શંકા કે સ્પૃહાને અવકાશજ નથી. જ્યાં તે જણાય ત્યા શુદ્ધ પ્રેમની ખામીજ સમજવી. ત્યાં પ્રેમ નથી પણ સ્વાર્થ છે.

૭૨ જીવ સહજ સ્વરૂપથી રહિત નથી પણ તેનુ ભાન માત્ર જીવને નથી. જે થવુ તેજ સહજ સ્વરૂપે સ્થીતિ છે.

૭૩ માન, વસ્તુની પ્રાપ્તિ, કીર્તિ અને સિદ્ધિઓએ સર્વ આત્મગુણ લુંટનારા છે. તેનો જરા પણ વિશ્વાસ ન કર અખંડ પ્રવાહમાં આગળ ચાલ્યો જા

૭૪ અંતર્ સુખ વૃત્તિ કરી નિર્વિકલ્પપણે આત્મધ્યાન કર, અનાબાધ અનુભવ સ્વરૂપમાં સ્થીરતા થવા દે. જે તર્કાદિ ઉઠે તે નહિં લબાવતાં ઉપશમાવતો ચાલ.

૭૫ બીજાના કરતાં કરોડોગણી તુ તારી ચિંતા કર. હીમ્મત રાખ. કર્મોનો ઉદય નિરતર એક સરખા રહેતો નથી.

૭૬ આત્માની અજ્ઞાન દશા એજ મિથ્યાત્વ છે.

૭૭ ક્ષણે ક્ષણે આત્મ ઉપયોગ સ્થિર કરો.

૭૮ નિર્વિકલ્પ દશા સિવાય ઉપયોગ સ્થિર થતો નથી.

૭૯ મનની નિરાકાર સ્થીતિ તેજ નિર્વિકલ્પ દશા છે.

૮૦ સત્સગ અને સદ્‌વિચારથી વિચાર દૃષ્ટિ શુદ્ધ થાય છે.

૮૧ આત્મ ઉપયોગની અખડ જાગૃતિ તેજ મોક્ષ છે.

૮૨ પ્રવૃત્તિ અને પ્રતિબધનું પરિણામ સુખરૂપ છેજ નહિં.

૮૩ જેને માટે પ્રવૃત્તિ કરો છો તેજ બધન માટે થાય છે.

૮૪ આગ્રહ પકડાતાં સત્ય પણ પાડનાર થાય છે. જ્યાં ઉપાય ન હોય ત્યાં મૌન પણ ઉચિત છે.

૮૫ ભજવવાનો પાઠ આનંદથી ભજવવો. પ્રારબ્ધ પ્રમાણે ભોગવી લેવું. નવું ન બાંધવું એ પુરૂષાર્થ છે.

૮૬ જગત્ ગુરૂ છે તેમાંથી શીખવાનું ઘણું છે. દરેકમાં ઉચ્ચ ઇશ્વરી ભાવ રાખવો.

૮૭ ગુણ ગ્રહણ કરવા, દોષ ખાલી થતાં તે સ્થાન ગુણ લેશે.

૮૮ કદાગ્રહ બધાતાં શીખવાથી વેગળા જવાય છે. પ્રહાર તે કસોટી છે.

૮૯ આત્મ બળથી પાર પહોંચાય છે. આઘાત ખમી લેવો, પણ કરવો નહિ.

૯૦ શરણે થવુ. અગર આતર્ માનતા ભજવી, અહકાર કાઢવાના આ બે ઉપાયો છે.

૯૧ સ્વાનુભવથી જે અસર સુધરવા કે આગળ વધવા માટે થાય છે, તે કહેવાથી કે સાંભળવાથી થતી નથી.

૯૨ પોતાના ડાહાપણથી—અહંકારથી મનુષ્યો આગળ વધતાં અને નવીન જ્ઞાન લેતા અટકે છે.

૯૩ સામા થવા કરતાં અનુકુળ થઈ કામ લેવાથી ઘણી સહેલા-ઈથી કામ સિદ્ધ કરી શકાય છે.

૯૪ સામા મનુષ્યનું પુરૂં સાંભળી લીધા સિવાય, તેનું સમાધાન કરવા કે તેના વિચારો તોડવા માટે વચમાં જેટલું બોલાય છે તેની અસર કાંઇ થતી નથી. તે શબ્દો વચમાંજ ઉડી જાય છે. તેનું હૃદય ખાલી થયા સિવાય આપણા શબ્દો તેમાં પ્રવેશ કરી શકતા નથી.

૯૫ અદૃશ્ય શક્તિ બન્ને છાબડાં સરખાં રાખવા પ્રયત્ન કરે છે. તેની આડે જેટલા આવે છે તેટલાઓ રૂપાંતરથી પણ પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નિવડે છે.

૯૬ સારા કામમાં આળશ અને નઠારા કામમાં કરેલી ઉતાવળ પશ્ચાત્તાપ માટે થાય છે.

૯૭ જ્યાં સુધી તને અન્યના દોષો જણાય છે ત્યાં સુધી તે તે દોષો તારા પોતામાંજ છે એ ચોક્કસ સમજજે.

૯૮ અન્યને સુધારવા પહેલાં પોતાને સુધરવાની જરૂર છે.

૯૯ પ્રારબ્ધ પ્રમાણેજ યોગ્યાયોગ્યની પ્રાપ્તિ થાય છે. અન્ય તરફ કટાક્ષ ન કરતાં પ્રારબ્ધને સુધારવા પ્રયત્ન કરો.

૧૦૦ મનુષ્યોને સુધારવા કે આગળ વધારવા માટે આ દુનિયા મોટામા મોટી નિશાળ છે.

૧૦૧ સંપત્તિમાં પરિમિત્ત આચરણ રાખવું અને વિપત્તિમાં ધૈર્ય રાખવું એ મહાન્ સદ્‌ગુણ છે.

૧૦૨ આત્મભાન ભૂલાવે તે કુસંગ. આત્મ જાગૃતિ કરાવે તે સત્સંગ.

૧૦૩ હે પુષ્પ ! તુ પ્રથમ વિકાશ તો પામ. ભમરાઓ તેની મેળેજ તારી તરફ ખેંચાઇ આવશે.

૧૦૪ અતીત ભોગને યાદ ન કર. અનાગતની ઇચ્છા ન કર અને મળેલ વિષયોમાં આનન્દિત ન થા.

૧૦૫ આશા રહિત થા. મમતા મૂકી દે. કોઇની મદદની અપેક્ષા ન કર. સંસર્ગ રહિત રહે. સ્વતંત્ર આત્માપર શ્રદ્ધા રાખ.

૧૦૬ આત્મવત્ સર્વને જો. મૌન કર. સહનશીલ થા. મોક્ષનું કારણ વેશ નથી પણ જ્ઞાન છે.

૧૦૭ લાભાલાભથી હર્ષશોક ન કર. સત્કાર અને લાભથી આપનારનાં બંધનમાં બંધાવું પડે છે. સર્વ જીવોને અભય આપ. તને ભૂતો તરફથી ભય નહિ થાય. શિષ્યોનાં બંધનમાં બંધાઇશ નહિં.

૧૦૮ જગત્‌ને જાગૃત કરવાની ઇચ્છા હોય તો પ્રથમ તમારા આત્માને જાગૃત કરો. જેટલા તમે જાગૃત થયા હશો તેટલાજ જગત્‌ને જાગૃત કરી શકશો. જેના ઉપર ઉભા રહી આખી પૃથ્વીને હલાવી શકાય એવુ સ્થાન તમારો આત્માજ છે. સ્વરૂપમાં સ્થીર થઈ જે હીલચાલ કરશો તેથી આ જગત્‌ને હચમચાવી શકશો.

# વિચાર રત્નમાળા.

## સાતમી માળા નં. ૭.

૧ આપણે જો ક્ષમાની યાચના કરતાં તે મેળવવાની ઇચ્છા રાખીએ છીએ તો પછી આપણે બીજાને ક્ષમા આપવાને તત્પર રહેવુ જોઈએ.

૨ સુખ દુ.ખ આપવામાં મનુષ્યાદિ નિમિત્ત કારણ છે, ખરૂં કારણ પોતાનાં શુભાશુભ કર્મો છે. સુખી થવા માટે તે કર્મોનેજ સુધારવાં જોઈએ. પ્રવૃત્તિ ભાવનાઅનુસાર થાય છે, માટે ઉત્તમ પ્રકારની પારમાર્થિક ભાવનામય થવાનો અભ્યાસ અવશ્ય કરવો.

૩ અજ્ઞાનીઓ ધિક્કારને પાત્ર નથી, પણ દયાને પાત્ર છે, તેવા અજ્ઞાનીઓ પર દયા લાવી તેમને શુદ્ધ માર્ગે દોરવા જોઈએ પણ તેમના પર ક્રોધ નહિ કરવો જોઈએ. કારણ કે તેથી તેઓ આપણા સદુપદેશથી વિમુખ થાય છે.

૪ સપત્તિ સમયે આત્મસયમ ન ખોવો, તેમ વિપત્તિ સમયે નિરાશ બની પુરૂપાર્થ પણ ન મૂકવો. કેમકે જય, પરાજય, સુખ. દુઃખ, માન, અપમાન, હર્ષ, શોક વીગેરે કાંઈ કાયમ ટકી રહેનાર નથી.

૫ જે મનુષ્યને આત્મશક્તિમાં—પોતામાં વિશ્વાસ નથી તે મનુષ્ય ધર્મના ઉચા પગથીઆ ઉપર ચડવાને લાયક નથી. આત્મશક્તિ અનત છે. એક ક્ષણમા અનત કર્મોનો, નાશ કરી શકે છે, માટે ગમે તેવી આફત કે વિઘ્નો આવે તો પણ તેનો પાર તેથીજ પામી શકાય છે. જેને આત્મ સામર્થ્યમાં વિશ્વાસ નથી તે કદાપિ કોઈ મહત્ત્વનુ કાર્ય સિદ્ધ કરી શકવાનો નથી.

૬ ધીમે ધીમે મોટા પર્વતો પણ ઓળંગી શકાય છે. જેઓ ઉચે ચડ્યા છે તેઓ આપણા જેવા મનુષ્યોજ હતા, પણ તેમને પોતામાં વિશ્વાસ હતો.

૭ આત્માને કશું અસાધ્ય નથી. અત્યારની મારી ધીમી પ્રવૃતિ દેખી ભલે તમે અત્યારે મને હસી કાઢો, પણ આગળ જતાં તમેજ મને માન આપશો અને પ્રશંશા કરશો.

૮ પ્રથમ પ્રયત્નેજ તમે નિષ્ફળ જાઓ તો પણ આરંભેલું કાર્ય મૂકી દેશો નહિ, ફરીથી તે કાર્યનો પ્રારંભ કરજો. આ પ્રમાણે એકવાર નહિ, પણ હજાર વાર નિરાશ થવુ પડે છતાં પણ ગભરાશો કે હિમ્મત હારશો નહિ. જોકે તમને હમણાં વિજય દેખાતો નથી છતાં દરેક વખતે તમે વિજયની સમીપમાં જતા જાઓ છો અને અંતે તમારો પવિત્ર આત્મા વિજયીજ નિવડશે.

૯ જ્યાં સુધી મનુષ્યોને આત્મ શ્રદ્ધા છે ત્યાં સુધી ભલેને આખું જગત્ તેનો ત્યાગ કરે, તો પણ તેને બીલકુલ ભય રાખવાનું કાંઇ કારણ નથી, કારણ કે મનુષ્ય આત્મબળથી આખુ જગત્ સ્વાધિન કરવાની શક્તિ ધરાવે છે.

૧૦ પાપી આત્માઓ ને મહાત્માઓ વચ્ચે આજ તફાવત છે કે, આ જીવો પોતાની શક્તિ ઉપર કાબુ ધરાવે છે ત્યારે પેલા જીવો જડ વસ્તુના કબજામાં આવેલા છે.

૧૧ નિરંતરના સતત અભ્યાસથી તમારા મનોબળને એકત્ર કરતાં અને યોગ્ય સમયે એકજ બાબત ઉપર તેને વાપરતાં શીખો. જો મહાન્ શક્તિ મેળવવાની તમારી ઇચ્છાજ હોય તો મૌન, ગંભીરતા, અને ધીરજતા ધારણ કરવાની સૌ કરતાં પ્રથમ જરૂર છે.

૧૨ જે મનુષ્ય પોતાને વશ કરતાં અને કાબુમાં રાખતાં શીખ્યો છે તેજ મનુષ્ય બીજાને વશ રાખી શકે છે અથવા આજ્ઞા કરી શકે છે.

૧૩ જેઓ શાંતિપ્રિય છે. ભયરહિત છે, વિચારશીલ છે, અને સંયમવાન્ છે, તેઓને માટે જગલ, ઉદ્યાન કે પર્વતના શિખરનુ એકાંત સ્થાન સ્વહિતાર્થે ઉત્તમ છે.

૧૪ હલકી વાસનાઓ, મનની અસ્ત વ્યસ્ત સ્થીતિ, વચનની ચપળતા. અને શરીરનો અસયમ એ પોતાની શક્તિનો દુરૂપયોગ છે, અથવા શક્તિને વિખેરી નાખનાર સાધન છે.

૧૫ જે વસ્તુ સ્વભાવથીજ અનિત્ય અને વિયોગશીળ છે, તે વસ્તુ ઉપરની લાગણીથી શાશ્વત સુખ મેળવવાની આશા કેમ રાખી શકાય ? અનિત્ય અને વિયોગશીળ વસ્તુઓ ઉપર રાગ ધરવાનુ કે તેને માટે ઝુરવાનુ મૂકી દેવુજ જોઈએ અને નિત્ય, સ્થાયી વસ્તુનુ મનન, સ્મરણ. પરિશીલન. અને એકી કરણ કરવુ જોઇએ. તો જરૂર શાશ્વત વસ્તુરૂપ (આત્મ સ્વરૂપ) થઈ રહેવાશે.

૧૬ તમે તમારી વસ્તુ બીજાને દાનમા આપી દ્યો છો, તે છતાં જ્યારે તેના તરફથી તમારો આભાર માનવામાં ન આવે તે વખતે જો તમારૂં દીલ દુભાય તો તમે અવશ્ય સમજજો કે તમે આપેલુ દાન ખરા પ્રેમનુ ન હતુ. પણ ખોટી મગરૂરીનુ પરિણામ હતું.

૧૭ ધ્યાન વગર કરેલી માત્ર અરજ રૂપ સ્તુતિ, પ્રાર્થના અથવા માગેલી માફી, તે જીવ વગરનાં ખાલી ખોખાં સમાન છે. આવી પ્રાર્થના કે માફી. મનુષ્યને પાપ કે દુઃખથી મુક્ત કરી ઉચે લઈ જઈ શકતી નથી.

૧૮ ભગીરથ પ્રયત્ન સિવાય આત્મિક સુખ આપોઆપ આવી તમને ભેટી પડે એવો ખ્યાલ સ્વપ્નામાં પણ લાવશો નહિ. આ માટે તો આળસને કે પ્રમાદને દૂર કાઢો. આત્મિક વિશુદ્ધિને અટકાવનાર વિચારો અને આચારોને જલાંજલી આપો; અને આત્મ સત્તાગત વિશુદ્ધિને લક્ષમાં રાખી તેવા વિશુદ્ધ થવા વિભાવોનુ વિસર્જન કરો.

૧૯ જે મહાન્ પુરૂષો ઉચ્ચે માર્ગે ચડયા છે અને ત્યાંટકી રહ્યા છે તે મનુષ્યો કાંઈ એક ફલાંગે કે એક કુદકે ચડયા નથી, પરંતુ જ્યારે દુનિયામાં મનુષ્યો ઘોર નિદ્રામાં ઘેરાતા હતા ત્યારે પણ તેઓ ઉચ્ચ માર્ગ તરફ ચડવાનો પથ કાપતાજ રહ્યા હતા.

૨૦ આત્મજ્ઞાનના ઉપાસકોએ એકાંત અને ઉગ્ર આત્મ સયમનુ સેવન કરવુજ જોઇએ. પ્રાણી માત્ર ઉપર દયા અને મનુષ્ય માત્રના દુખની દાઝ, એ બે લક્ષણો આ સ્વરૂપ પ્રાપ્તિનાં જીવન છે.

૨૧ ઉચ્ચ ભાવનારૂપી પાંખોવડે આનદ વર્ગમાં ઉડો, નિડર બનો, મહાન્ શક્તિઓની પ્રાપ્તિ સભવિત છે એમ દૃઢ માનો, તદ્દન શાંત અને ડાઘ વગરની જીંદગી સભવિત છે એમ શ્રદ્ધા રાખો, ઉચ્ચામાં ઉચ્ચુ સત્ય મળી શકે છે એ વિશ્વાસ રાખો, આવુ લક્ષ રાખી પ્રયત્ન કરનાર માનવ સ્વર્ગીય ઉચાઈ તરફ ઝપાટાથી આગળ વધે છે. પણ જેઓનામાં આવુ શ્રદ્ધાન નથી તેઓ વહેમના ઝાકળમાં ભટક્યાજ કરે છે, અને દુઃખ પામ્યાજ કરે છે.

૨૨ તમે જે જે વસ્તુઓના સબધમાં આવો તે પ્રત્યેકનાં બાહ્ય સ્વરૂપ–ઉપાધિમાં જે કાંઈ અપ્રિય દેખાય તે ઉપર અલક્ષ કરી, તેમના આંતર્ સત્તાગત શુદ્ધ આત્મા ઉપરજ લક્ષ આપો, આત્મા સ્વરૂપે શુદ્ધ છે, છતા જે જે ઉપાધિદ્વારા મલીન દેખાય છે તે ને સર્વ ઉપાધિ

દોષથી દૂષીત ભાગ છે એમ માનો. આમ કરવાથી દ્વેષદ્દષ્ટી દૂર થશે, અને ગુણ દ્દષ્ટી પ્રગટ થશે.

૨૩ મદદ આપવાની ઇચ્છાથી તમે જેને સારામાં સારા વિચાર સંભળાવો છો અને ઉત્તમ ક્રિયા માર્ગમાં પ્રેરો છો છતાં તે જ્યારે તેને રૂચતાં નથી ત્યારે તે ગ્રહણ કરવાની તેમની યોગ્યતા નથી એમ નિશ્ચય કરો. અને તેમની લાયકાતાનુસાર ઉપદેશ આપો અથવા માર્ગ બતાવો. યોગ્યતાથી વિશેષ ન આપો અને વિશેષ સંભલાવો પણ નહિ. તેમ કરવામાં નહિ આવે તો ઉલટું લાભને બદલે તેમને નુકશાન થશે. યોગ્યતા તપાસવાની ઉપદેશકોને પૂર્ણ જરૂર છે.

૨૪ આપણા વિચારોજ આપણને વિચાર જેવા બનાવે છે. પાપના વિચારો આપણને પાપી બનાવે છે. ધર્મના વિચારો આપણને ધર્મી બનાવે છે. પ્રથમ વિચારોને શુદ્ધ કરો.

૨૫ હજારો કાર્ય પડતાં મૂકો પણ આખા દિવસમા એક પણ ખરાબ વિચાર ન આવે તેવી સ્થીતિ તમે મેળવો.

૨૬ સવારમાં ચાર વાગે ઉઠો. કોઇપણ જીવોના શબ્દ ન સંભળાય ત્યાં પદ્માસન કરીને બેસો. શરીરને બીલકુલ હલાવો નહિ. મનને એકાગ્રતા કરવા આંખોને બે પાપણોની વચ્ચે, યા નાસીકાની ડાંડી ઉપર સ્થાપન કરો. ખડખડાટ થાય કે મચ્છરાદિ જતુ શરીર ઉપર આવી બેસે તો પણ શરીરને હલાવો નહિ. શ્વાસોશ્વાસની ક્રિયા ઘણીજ શાતિથી હળવે હળવે કરો. વધારે વખતના અભ્યાસે મન ઘણીજ શાંતિમા આવશે.

૨૭ કોઇ કાર્યને માટે પોતે અશક્ત છે એમ કદી પણ નહિ માનવુ. બીજાના વિચારોના ગુલામ નહિ થવું. દરેક કાર્યનો મુખ્ય

૧૮ ભગીરથ પ્રયત્ન સિવાય આત્મિક સુખ આપોઆપ આવી તમને ભેટી પડે એવો ખ્યાલ સ્વપ્નામાં પણ લાવશો નહિ. આ માટે તો આળસને કે પ્રમાદને દૂર કાઢો. આત્મિક વિશુદ્ધિને અટકાવનાર વિચારો અને આચારોને જલાંજલી આપો; અને આત્મ સત્તાગત વિશુદ્ધિને લક્ષમાં રાખી તેવા વિશુદ્ધ થવા વિભાવોનું વિસર્જન કરો.

૧૯ જે મહાન્ પુરૂષો ઉંચે માર્ગે ચડયા છે અને ત્યાંટકી રહ્યા છે તે મનુષ્યો કાંઈ એક ફલાંગે કે એક કુદકે ચડયા નથી, પરતુ જ્યારે દુનિયામાં મનુષ્યો ઘોર નિદ્રામાં ઘેરાના હતા ત્યારે પણ તેઓ ઉચ્ચ માર્ગ તરફ ચડવાનો પથ કાપતાજ રહ્યા હતા.

૨૦ આત્મજ્ઞાનના ઉપાસકોએ એકાંત અને ઉગ્ર આત્મ સયમનુ સેવન કરવુજ જોઇએ. પ્રાણી માત્ર ઉપર દયા અને મનુષ્ય માત્રના દુખની દાઝ, એ બે લક્ષણો આ સ્વરૂપ પ્રાપ્તિનાં જીવન છે.

૨૧ ઉચ્ચ ભાવનારૂપી પાંખોવડે આનદ વર્ગમાં ઉડો, નિડર બનો, મહાન્ શક્તિઓની પ્રાપ્તિ સભવિત છે એમ દૃઢ માનો, તદ્દન શાંત અને ડાઘ વગરની જીંદગી સંભવિત છે એમ શ્રદ્ધા રાખો, ઉચામાં ઉચુ સત્ય મળી શકે છે એ વિશ્વાસ રાખો, આવું લક્ષ રાખી પ્રયત્ન કરનાર માનવ સ્વર્ગીય ઉચાઈ તરફ ઝપાટાથી આગળ વધે છે. પણ જેઓનામાં આવુ શ્રદ્ધાન નથી તેઓ વહેમના ઝાકળમાં ભટક્યાજ કરે છે, અને દુઃખ પામ્યાજ કરે છે.

૨૨ તમે જે જે વસ્તુઓના સબધમાં આવો તે પ્રત્યેકના બાહ્ય સ્વરૂપ–ઉપાધિમાં જે કાંઈ અપ્રિય દેખાય તે ઉપર અલક્ષ કરી, તેમના આંતર્ સત્તાગત શુદ્ધ આત્મા ઉપરજ લક્ષ આપો, આત્મા સ્વરૂપે શુદ્ધ છે, છતા જે જે ઉપાધિદ્વારા મલીન દેખાય છે તે ને સર્વ ઉપાધિ

દોષથી દૂષીત ભાગ છે એમ માનો. આમ કરવાથી દ્વેષદષ્ટી દૂર થશે, અને ગુણ દષ્ટી પ્રગટ થશે.

૨૩ મદદ આપવાની ઇચ્છાથી તમે જેને સારામા સારા વિચાર સભળાવો છો અને ઉત્તમ ક્રિયા માર્ગમાં પ્રેરો છો છતાં તે જ્યારે તેને રૂચતાં નથી ત્યારે તે ગ્રહણ કરવાની તેમની યોગ્યતા નથી એમ નિશ્ચય કરો. અને તેમની લાયકાતાનુસાર ઉપદેશ આપો અથવા માર્ગ બતાવો. યોગ્યતાથી વિશેષ ન આપો અને વિશેષ સભલાવો પણ નહિ. તેમ કરવામાં નહિ આવે તો ઉલટું લાભને બદલે તેમને નુકશાન થશે. યોગ્યતા તપાસવાની ઉપદેશકોને પૂર્ણ જરૂર છે.

૨૪ આપણા વિચારોજ આપણને વિચાર જેવા બનાવે છે. પાપના વિચારો આપણને પાપી બનાવે છે. ધર્મના વિચારો આપણને ધર્મી બનાવે છે. પ્રથમ વિચારોને શુદ્ધ કરો.

૨૫ હજારો કાર્ય પડતાં મૂકો પણ આખા દિવસમાં એક પણ ખરાબ વિચાર ન આવે તેવી સ્થીતિ તમે મેળવો.

૨૬ સવારમા ચાર વાગે ઉઠો. કોઇપણ જીવોના શબ્દ ન સભળાય ત્યાં પદ્માસન કરીને બેસો. શરીરને બીલકુલ હલાવો નહિ. મનને એકાગ્રતા કરવા આંખોને બે પાપણોની વચ્ચે, યા નાસીકાની ડાંડી ઉપર સ્થાપન કરો. ખડખડાટ થાય કે મચ્છરાદિ જતુ શરીર ઉપર આવી બેસે તો પણ શરીરને હલાવો નહિ. શ્વાસોશ્વાસની ક્રિયા ઘણીજ શાંતિથી હળવે હળવે કરો. વધારે વખતના અભ્યાસે મન ઘણીજ શાંતિમાં આવશે.

૨૭ કોઇ કાર્યને માટે પોતે અશક્ત છે એમ કદી પણ નહિ માનવુ. બીજાના વિચારોના ગુલામ નહિ થવુ. દરેક કાર્યનો મુખ્ય

૧૮ ભગીરથ પ્રયત્ન સિવાય આત્મિક સુખ આપોઆપ આવી તમને ભેટી પડે એવો ખ્યાલ સ્વમામાં પણ લાવશો નહિ. આ માટે તો આળસને કે પ્રમાદને દૂર કાઢો. આત્મિક વિશુદ્ધિને અટકાવનાર વિચારો અને આચારોને જલાંજલી આપો. અને આત્મ સત્તાગત વિશુદ્ધિને લક્ષમાં રાખી તેવા વિશુદ્ધ થવા વિભાવોનું વિસર્જન કરો.

૧૯ જે મહાન્ પુરૂષો ઉંચે માર્ગે ચડયા છે અને ત્યાંટકી રહ્યા છે તે મનુષ્યો કાંઈ એક ફલાંગે કે એક કુદકે ચડયા નથી, પરતુ જ્યારે દુનિયામાં મનુષ્યો ઘોર નિદ્રામાં ઘેરાતા હતા ત્યારે પણ તેઓ ઉચ્ચ માર્ગ તરફચડવાનો પથ કાપતાજ રહ્યા હતા.

૨૦ આત્મજ્ઞાનના ઉપાસકોએ એકાંત અને ઉગ્ર આત્મ સયમનું સેવન કરવુંજ જોઇએ. પ્રાણી માત્ર ઉપર દયા અને મનુષ્ય માત્રના દુખની દાઝ, એ બે લક્ષણો આ સ્વરૂપ પ્રાપ્તિનાં જીવન છે.

૨૧ ઉચ્ચ ભાવનારૂપી પાંખોવડે આનદ વર્ગમા, ઉંડા, નિડર અનો, મહાન્ શક્તિઓની પ્રાપ્તિ સભવિત છે એમ દૃઢ માનો, તદ્દન શાંત અને ડાઘ વગરની જીંદગી સભવિત છે એમ શ્રદ્ધા રાખો, ઉચામાં-ઉચુ સત્ય મળી શકે છે એ વિશ્વાસ રાખો, આવું લક્ષ રાખી પ્રયત્ન કરનાર માનવ સ્વર્ગીય ઉચાઈ તરફ ઝપાટાથી આગળ વધે છે. પણ જેઓનામાં આવુ શ્રદ્ધાન નથી તેઓ વહેમના ઝાંકળમાં ભટક્યાજ કરે છે, અને દુઃખ પામ્યાજ કરે છે.

૨૨ તમે જે જે વસ્તુઓના સબધમાં આવો તે પ્રત્યેકનાં બાહ્ય સ્વરૂપ–ઉપાધિમાં જે કાંઈ અપ્રિય દેખાય તે ઉપર અલક્ષ કરી, તેમના આંતર્ સત્તાગત શુદ્ધ આત્મા ઉપરજ લક્ષ આપો, આત્મા સ્વરૂપે શુદ્ધ છે, છતાં જે જે ઉપાધિદ્વારા મલીન દેખાય છે તે તે સર્વ ઉપાધિ

જોઈએ ? લીમડાને જઈને પૂછો કે તુ કડવો શા માટે ? અને આંબાને જઈને પૂછો કે તું મીઠો શા માટે ? આનો ઉત્તર તેનો સ્વભાવજ તેવો છે.

૩૪ આત્મ વિશુદ્ધિમાં આગળ વધવાનો ટુંકો માર્ગ આ છે કે, આહારનો જય, આસનનો જય, નિદ્રાનો જય, શરીરનો જય, વચનનો જય, મનનો જય, તીવ્ર વૈરાગ્ય. અપ્રમત્તતા, એકાંતવાસ, સર્વજ્ઞ ધ્યાન, આત્મવૃત્તિ.

૩૫ અલ્પઆહાર, અલ્પનિદ્રા, અલ્પવિહાર, નિયમિત ભાષા. નિયમિત કામ, અનુકૂળસ્થાન. મનનેવશકરવાના આ ઉત્તમ સાધનો છે.

૩૬ નિર્વિકલ્પ, મૌન, અને કાયોત્સર્ગ કરવાથી કર્મો આવતા બંધ થાય છે.

૩૭ દુઃષમકાળ, તત્વજ્ઞાની ગુરૂનો વિરહ, પૂર્વકર્મનુ જોર, સત્સંગનો અભાવ, પુદ્ગલાનંદિઓની સોબત, ભવાભિનંદિઓનો સહવાસ, આ અધઃપતન થવામાં પ્રબળ કારણ છે.

૩૮ આત્મગુણોની અભેદતા, યા જડ ચૈતન્યની ભિન્નતા તે જ્ઞાન છે. નિર્વિકલ્પ મન તે ધ્યાન છે. માનસિક મલીનતાનો ત્યાગ તે સ્નાન છે અને ઇન્દ્રિયોનો નિગ્રહ તે શૌચ યાને પવિત્રતા છે.

૩૯ પૂર્વના કર્મો મને આ કર્તવ્ય કરવા પ્રેરે છે, આ વિચારને પ્રબળ પ્રયત્નથી નીચો બેસારી દ્યો. પ્રત્યક્ષથી પૂર્વનુ કર્મ બળવાન્ નહિ થાય. આ જન્મનો પ્રબળ પ્રયત્ન પૂર્વ કર્મને હઠાવશે, પણ અત્યારનો પ્રયત્ન મંદ હશે અને પૂર્વનો પ્રયત્ન બળવાન્ હશે તો અત્યારના પ્રયત્નને હઠવું પડશે. છેવટે અનુદ્યોગીનો વિજય થશે, માટે પ્રયત્ન કરો.

ઉદ્દેશ લક્ષમાં રાખવો. હાર થયા છતાં પણ નિરાશ ન થવુ. પ્રબળ ઉત્સાહ રાખવો. આત્મવિશ્વાસ કદી ખોવો નહિ. આળસ અને પ્રમાદને તો દેશવટોજ આપવો. કાર્યસિદ્ધિ માટે સતત અભ્યાસની જરૂર છે. નાના નાના છોડવાઓ, વૃક્ષો, જનાવરો, અને મનુષ્યો, દરેક સતત અભ્યાસથી કેવી રીતે આગલ વધ્યા છે અને વધે છે તેમો વિચાર કરો. દરેક જીવો આગળ વધવાની શક્તિ ધરાવે છે.

૨૮ શોચ નહિ કર. તે આર્તધ્યાન છે. તારા સિવાય તો ભલુ કે બુરૂ કરનાર કોઈ નથી. તું બીજાનુ ભલુ કે બુરૂ નજ કરી શકે, કારણ કે ભલા, બુરાનો આધાર તેના કર્તવ્યો પરજ છે.

૨૯ જે ઇચ્છા કરે છે તેવુ કર્તવ્ય કર્યું હશે તો વગર ઇચ્છાએ પણ તે મળશે. તેવું કર્મ નથી તો ગમે તેટલી ઇચ્છા કર્યાથી પણ તે નહિજ મળે.

૩૦ મન, વચન, શરીરને નિત્ય શુભમાં પ્રવર્તાવ. જગતના જીવો કર્માધિન છે. આશ્ચર્ય ન પામ. આત્મહિત સિવાય બીજા વિચારો ન કર. દુનિયાના કર્તવ્યોથી છેવટે નિરાશાજ છે. આત્મ ઉપયોગમાં લીન થા.

૩૧ વિકલ્પો એ ચિત્તની શાંત અવસ્થારૂપ સરોવરમાં પથ્થર ફેંકવા તુલ્ય અશાંતિ કરનાર છે.

૩૨ અમુક હદ આવ્યા સિવાય પોતાનુંજ ભલુ કરવા તરફ કાળજી રાખવી જોઇએ. લાયકાત સિવાય બીજાનુ ભલુ કરવા જતાં પોતે પતિત થવાય છે. પોતે પાણીમાં તરતાં શીખ્યો નથી તે બીજાને પાણીમા બુડતાં કેવી રીતે બચાવી શકશે?

૩૩ મનુષ્યો અને વસ્તુઓ પોતાનો જેવો સ્વભાવ હોય તેવો પ્રગટ કરી બતાવે છે. તેમાં આશ્ચર્ય, દ્વેષ, કે હર્ષ, શા માટે કરવો

મન.પર્યવ જ્ઞાન પર્યંતની હદવાળા જીવો પણ આ વિશ્વાસથી ઠગાયા છે અને નર્કાદિ ગતિઓમાં ગયા છે.

૪૭ પુદ્ગલોનો અનુભવ અનાદિ કાળનો હોવાથી મનુષ્યો સ્વાભાવિક રીતે તે તરફ આકર્ષાય છે, અને સહજ વારમાં પોતાનું ભાન ભૂલી જાય છે. ચૌદ પૂર્વધરો પણ આત્મસ્થિતિ ભૂલાયાથી નરક અને નિગોદમાં ગયા છે.

૪૮ વસ્તુનો કેવળ વિનાશ કદી પણ થતો નથી, પણ તેનું રૂપાંતર થયા કરે છે. આ પ્રમાણે આત્મા માટે પણ બન્યા કરે છે.

૪૯ આ જગતસમુદ્ર સ્થુળ સુક્ષ્મ પુદ્ગળોથી ભરપૂર છે. પાણીમાં પરપોટા ઉત્પન્ન થઇ તેમાં વિલય પામે છે. તેમ કર્મના સબંધે નાના પ્રકારની આકૃતિઓ બને છે અને તેનો વિલય પણ પાછો તેમાંજ થાય છે. આ આકૃતિઓના રૂપાંતરથી આત્મા મરણ પામતો નથી.

૫૦ કર્મો અવશ્ય ફળ આપવાનાંજ, એમ જાણી તત્ત્વદષ્ટિએ કર્મબંધના હેતુઓથી દૂરજ રહેવું. વીર પુરૂષોના માર્ગમાં દુઃખે પ્રવેશ કરી શકાય તેમ છે.

૫૧ જીર્ણ ઇંધણાંને અગ્નિ ઘણીજ ત્વરાથી ભસ્મીભૂત કરે છે તેમ તુ જો સ્નેહરહિત થઇશ તો આત્મસમાધિવડે કર્મોને જલદી બાળી શકીશ.

૫૨ આ અજ્ઞાન અને પ્રપચી દુનિયાની દેખાદેખીએ તુ ન ચાલીશ, પણ પૂર્વાપર વિચાર કરી, સમજીને લાભાલાભનો નિશ્ચય કરી પછી આગળ પગ ધરજે.

૫૩ સર્વ કાળમાં સર્વ સ્થળે સર્વ પ્રકારે પ્રમાદી જીવોને ભય રહેલો છે. અપ્રમાદિ જીવોને કોઇ પણ રીતે ભય નથી. તે સર્વદા નિર્ભય છે.

૪૦ જેમ જેમ ધ્યાન વિશુદ્ધિ, તેમ તેમ કર્મનો ક્ષય થશે. જ્યાં સર્વોત્કૃષ્ટ શુદ્ધિ ત્યા સર્વોત્કૃષ્ટ સિદ્ધિ થાય છે.

૪૧ વિષય ઇચ્છાથી જેનુ મન ઇંદ્રિઓ સતાપિત છે તેને શીતળ આત્મસુખની પ્રાપ્તિ ક્યાંથી થાય ?

૪૨ નિરાશા વખતે મહાત્મા પુરૂષોનાં ચરિત્રો સભારો. તેમનો સતત અને લાંબા કાળનો પ્રયત્ન તપાસો. તેઓએ નીરાશ થઇને પ્રયત્ન મૂકી દીધો હોત તો મહાત્માના નામને લાયક થાત કે ? જગત્‌ને અનુકરણીય થાત કે ? માટે નીરાશ ન થાઓ. આગળ ચાલો.

૪૩ આગળ વધનારનેજ વિઘ્ન આવે છે, અને તેની યોગ્યતાની પરિક્ષા પણ ત્યાંજ થાય છે, ધનવાનને લુટાવાનો ભય છે. ચડેલાનેજ પડવાનો ભય છે, પણ તેથી ગભરાશો નહિ. દ્રવ્ય, ક્ષેત્ર, કાલાદિ અનુકૂળ આલબનો લઇ ઉત્સાહથી પ્રબળ પ્રયત્ને આગળ વધો, યાહોમ કરીને ચાલો, અવશ્ય વિજયજ થશે.

૪૪ જો તમારે આગળજ વધવુ છે તો તમારો સર્વ સ્થળે પથરાયેલો સ્નેહ. પ્રેમ. આશક્તિ કે લાગણીને ખેંચી લ્યો અને સર્વ તરફ વિરાગભાવ કરો. તે સર્વ લાગણીઓને એક આત્મભાવ તરફજ વાળો, તે કર્ત્તવ્યનેજ મુખ્ય કરો, બાકીનાં કર્ત્તવ્યને ગૌણ કરો, જરૂર આગળ વધશો.

૪૫ જો તુ વીર પરમાત્માની આજ્ઞાપાલક નિગ્રંથજ હોય તો તારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી અપ્રમત્તપણું અને અપ્રતિબદ્ધપણું રાખવું જોઇએ.

૪૬ વિષયનો વિશ્વાસ જરા પણ કરવા લાયક નથી. મને અંતર્દૃષ્ટિ થઇ છે એમ ધારી ને વિષયોનો જરાપણ વિશ્વાસ ન કરજે.

હૃદય પણ સદ્ભાવનારૂપ શારાથી—હળથી સસ્કારીને—ખેડીને સાફ રાખવુજ જોઇએ. નહિંતર કર્મરૂપ જાળાં, ઝાંખરા ઉગી નીકળી તે નિરૂપયોગી .અથવા દુઃખદાયી થઈ પડે છે.

૬૧ વહેતું પાણી નિર્મળ રહે છે. તેમાં ઝરણ આવે છે પણ અંધજ પાણી બગડી જાય છે. ઝરણુ બધ થાય છે તેમ સાધુ, જ્ઞાન અને ધનને વહેતાંજ રાખવાં જોઈએ. એકજ સ્થાને ,અને વપરાશ વિના રાખવાથી તેમાં વૃદ્ધિ ન થતાં ઉલટો બગાડ થાય છે.

૬૨ આ અસ્થિર માનવાદિ પર્યાયોમાંથી મનુષ્યોએ સ્થીર થવાનો પ્રયત્ન અવશ્ય કરવોજ જોઇએ. આળસ દુઃખની માતા છે.

૬૩ આત્માનો શરીર તથા મન ઉપર અંકુશ ન રહેવો એજ પરમ દુઃખનું કારણ છે. જેના ઉપર જન્મ મરણ અસર નથી કરી શકતાં ત્યાંજ ખરેખર સુખ રહેલું છે. જેટલો મોહ તેટલુજ દુઃખ, જેટલો હર્ષ તેટલોજ શોક.

૬૪ આ મહાન્ દુ.ખનું કારણ કેવી જાતનું અજ્ઞાન હોવુ જોઇએ ? ગમે ત્યાં ભરાઈ બેસો. કર્મોનું ફળ અવશ્ય મળશેજ. કામ્ય કર્મો કરતાં અટકવુજ જોઇએ.

૬૫ એક વસ્તુનો ત્યાગ કરી, તેના અભાવમાં તેને બદલે તેના જેટલા પ્રેમથી બીજી વસ્તુનું સેવન થતું હોય, તો તે ત્યાગ નથી, પણ રૂપાતર છે. ત્યાગ એવો હોવો જોઇએ કે રૂપાંતરની આગ્રહપૂર્વક મદદ સિવાય ચલાવી લેવું જોઇએ. દરેક વસ્તુનો ઉપયોગ સાધન રૂપે કરવો જોઇએ.

૬૬ વસ્તુનું ખરૂં સ્વરૂપ જાણ્યા કે સમજાયા છતાં કદાગ્રહ કે આગ્રહ કરવો તે અનંતાનુબંધી કહેવાય છે. ક્રોધાદિ ઘટાડવામાંજ લાભ છે. જેમ કષાય ઓછા તેમ આવરણ ઓછુંજ થવાનું.

૫૪ વિચારની તીક્ષ્ણ પરિણતીથી તેમજ આત્મભાવ પ્રત્યેની સ્થીરતાથી સમયે સમયે સયમ પરિણામ વૃદ્ધિ પામે છે.

૫૫ લોકોની સોબતથી, માનની ઇચ્છાથી, સ્ત્રીના પ્રસંગથી અને અજાગૃતીથી આત્મશક્તિ અવરાય છે, દબાય છે, અધ:પતન થાય છે.

૫૬ વસ્તુ ધર્મનું કે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કે જાણપણું કરવાથી તરતજ અંતરાત્મપણુ થતુ નથી, તેમજ તે પ્રમાણે આચરણ કે ગુણો તરતજ પ્રાપ્ત થતા નથી. તેની દૃઢતા માટે પુનઃ પુનઃ અભ્યાસની જરૂર છે.

૫૭ સારા વિચારો કરો. સારા કાર્યમાં પ્રયત્ન રાખો તો ખોટાં કૃત્ય કરવાનો વખત નહિ મળે. જીંદગી ટુકી છે બીજે વખત કાઢી નાખવાથી તે સફળ નહિ થાય. ઉદ્યોગની જરૂર છે. એક ભાખરી માટે જમીન ખેડવાદિકથી લઈ તૈયાર થવા પર્યંતમાં કેટલી મહેનત પડે છે? વિચાર કરો ત્યારે આત્મવિશુદ્ધિ માટે કેટલી મહેનતની જરૂર છે.

૫૮ આળસ મૂકો, થોડા પણ નિરતરના અભ્યાસથી અંકુરાથી લઈ આ મજબુત ઝાડપણાને પામેલા વૃક્ષને તમે જુઓ. તે કેટલુ બધુ આગળ વધ્યું છે? થોડો વખત ઉદ્યમ કરી આગળ વધવામા તેણે આળસ કરી હોત તો તે આ સ્થીતિએ પહોંચી શકત?

૫૯ પડી રહેલા લોઢા ઉપર કાટ ચઢી જાય છે, તેમ આળસુ મનુષ્યોનાં મન, વચન, અને શરીર આત્મહિત માટે નબળાં થઇ જાય છે. લોઢાની માફક તેને તો નિરતર સદુપયોગમાં લેવાંજ જોઇએ.

૬૦ ખેતર ન ખેડવાથી તેમાં જાળાં, ઝાંખરાં ઉગી નીકળે છે. તેતો સાફસુફ કર્યાથીજ—ખેડયાથીજ સારૂં રહે છે, તેમ મનુષ્યનું

૭૪ એ અનંત બળવાન્ આત્મા ! નિર્બળ વિચારોથી તારા બળનો નાશ નહિં કર. તું જેવી ઈચ્છા કરીશ તેવો થઈ શકીશ. અનંત બળવાન્ વીર પરમાત્માનું જીવન યાદ કર અને તેનું પ્રબળ પ્રયત્નો અનુકરણ કર.

૭૫ એકલા બાહ્ય ત્યાગથી શાંતિ મળવાની નથી. વિષયો સાથેનો શારીરિક સંબધ છોડયા પહેલાં માનસીક સબધ અવશ્ય છોડવોજ જોઇએ. ત્યારે ખરી શાંતિ અનુભવાય છે. કોઈ અપેક્ષાએ બાહ્ય ત્યાગ પણ ઉપગારી છે.

૭૬ જનહિતાર્થે કામ કરવાં પડે તેમાં નિષ્ફળતા મળે કે સફળતા મળે તથાપિ હર્ષ શોકથી લેપાવું ન જોઇએ. જે મનુષ્યને માન અપમાન સરખુ છે તે ત્યાગ માર્ગના અને પરોપકારના માર્ગના શીખરપર પહોંચી શકે છે.

૭૭ આત્મ ઉન્નતિના ઇચ્છિકોએ, બાહ્ય સૃષ્ટિની પછાડી પડવું –દોરાવું વ્યર્થ છે. આખા વિશ્વનું મથન કરવાથી પણ આ બાહ્ય સૃષ્ટિમાંથી આત્માનો સાક્ષાત્કાર કદી થવાનોજ નથી. તેને માટે તો પોતાના આત્માનીજ પછાડી પડવુ, અને તેનેજ શુદ્ધ કરવો પડશે,

૭૮ વડના બીજમાં વડવૃક્ષને ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે. બીજમાં વડ દેખાતો નથી. તથાપિ જમીન, હવા, પાણી વિગેરે સામગ્રી મળતાં તે શક્તિ બાહાર આવે છે. તેમ જ્ઞાનાંશ સત્તામાં રહેલા પૂર્ણ જ્ઞાનને પ્રગટ કરી શકે છે. જ્ઞાનના એક વિભાગપરથી બીજા વિભાગ ઉપર જઈ શકીએ છીએ, તો તેના છેલ્લા ભાગપર શા માટે ના જઇ શકીએ.

૫૪ વિચારની તીક્ષ્ણ પરિણતીથી તેમજ આત્મભાવ પ્રત્યેની સ્થીરતાથી સમયે સમયે સયમ પરિણામ વૃદ્ધિ પામે છે.

૫૫ લોકોની સોબતથી, માનની ઇચ્છાથી, સ્ત્રીના પ્રસગથી અને અજાગૃતીથી આત્મશક્તિ અવરાય છે, દબાય છે, અધ:પતન થાય છે.

૫૬ વસ્તુ ધર્મનું કે તત્ત્વજ્ઞાનનું શ્રવણ કે જાણપણુ કરવાથી તરતજ અંતરાત્મપણુ થતુ નથી, તેમજ તે પ્રમાણે આચરણ કે ગુણો તરતજ પ્રાપ્ત થતા નથી. તેની દૃઢતા માટે પુનઃ પુનઃ અભ્યાસની જરૂર છે.

૫૭ સારા વિચારો કરો. સારા કાર્યમાં પ્રયત્ન રાખો તો ખોટાં કૃત્ય કરવાનો વખત નહિ મળે. જીંદગી ટુકી છે બીજે વખત કાઢી નાખવાથી તે સફળ નહિ થાય. ઉદ્યોગની જરૂર છે. એક ભાખરી માટે જમીન ખેડવાદિકથી લઈ તૈયાર થવા પર્યંતમાં કેટલી મહેનત પડે છે? વિચાર કરો. ત્યારે આત્મવિશુદ્ધિ માટે કેટલી મહેનતની જરૂર છે.

૫૮ આળસ મૂકો, થોડા પણ નિરતરના અભ્યાસની અંકુરાથી લઈ આ મજબુત ઝાડપણાને પામેલા વૃક્ષને તમે જુઓ. તે કેટલુ બધુ આગળ વધ્યું છે? થોડો વખત ઉદ્યમ કરી આગળ વધવામાં તેણે આળસ કરી હોત તો તે આ સ્થીતિએ પહોંચી શકત?

૫૯ પડી રહેલા લોઢા ઉપર કાટ ચઢી જાય છે, તેમ આળસુ મનુષ્યોનાં મન, વચન, અને શરીર આત્મહિત માટે નબળાં થઇ જાય છે. લોઢાની માફક તેને તો નિરતર સદુપયોગમાં લેવાંજ જોઇએ.

૬૦ ખેતર ન ખેડવાથી તેમાં જાળાં, ઝાંખરાં ઉગી નીકળે છે. તેતો સાફસુફ કર્યાથીજ—ખેડ્યાથીજ સારૂં રહે છે, તેમ મનુષ્યનું

હૃદય પણ સદ્ભાવનારૂપ શારાથી-હળથી સુસ્કારીને-ખેડીને સાફ રાખવુંજ જોઇએ. નહિંતર કર્મરૂપ જાળાં, ઝાંખરા ઉગી નીકળી તે નિરૂપયોગી અથવા દુઃખદાયી થઈ પડે છે.

૬૧ વહેતું પાણી નિર્મળ રહે છે. તેમાં ઝરણ આવે છે પણ બંધેજ પાણી બગડી જાય છે. ઝરણ બંધ થાય છે તેમ સાધુ. જ્ઞાન અને ધનને વહેતાંજ રાખવાં જોઇએ. એકજ સ્થાને અને વપરાશ વિના રાખવાથી તેમાં વૃદ્ધિ ન થતાં ઉલટો બગાડ થાય છે.

૬૨ આ અસ્થિર માનવાદિ પર્યાયોમાંથી મનુષ્યોએ સ્થીર થવાનો પ્રયત્ન અવશ્ય કરવોજ જોઇએ. આળસ દુઃખની માતા છે.

૬૩ આત્માનો શરીર તથા મન ઉપર અંકુશ ન રહેવો એજ પરમ દુઃખનું કારણ છે. જેના ઉપર જન્મ મરણ અસર નથી કરી શકતાં ત્યાંજ ખરેખર સુખ રહેલું છે. જેટલો મોહ તેટલુંજ દુઃખ, જેટલો હર્ષ તેટલોજ શોક.

૬૪ આ મહાન્ દુઃખનું કારણ કેવી જાતનું અજ્ઞાન હોવુ જોઇએ? ગમે ત્યા ભરાઈ બેસો. કર્મોનું ફળ અવશ્ય મળશેજ. કામ્ય કર્મો કરતાં અટકવુંજ જોઇએ.

૬૫ એક વસ્તુનો ત્યાગ કરી, તેના અભાવમાં તેને બદલે તેના જેટલા પ્રેમથી બીજી વસ્તુનું સેવન થતું હોય, તો તે ત્યાગ નથી, પણ રૂપાતર છે. ત્યાગ એવો હોવો જોઇએ કે રૂપાંતરની આગ્રહપૂર્વક મદદ સિવાય ચલાવી લેવું જોઇએ. દરેક વસ્તુનો ઉપયોગ સાધન રૂપે કરવો જોઇએ.

૬૬ વસ્તુનું ખરૂં સ્વરૂપ જાણ્યા કે સમજાયા છતાં કદાગ્રહ કે આગ્રહ કરવો તે અનંતાનુબંધી કહેવાય છે. ક્રોધાદિ ઘટાડવામાંજ લાભ છે. જેમ કષાય ઓછા તેમ આવરણ ઓછુંજ થવાનું.

૬૭ કોઇપણ વસ્તુનો સર્વથા નાશ થતો નથી, પણ પર્યાય બદલાય છે. પુદ્‌ગલોની આકૃતિ બદલાય છે, પણ તેના પરમાણું તો જગત્‌માં કાયમજ રહે છે. આ રૂપાંતર થવું તેજ દરેક વસ્તુનો પુનર્જન્મ છે.

૬૮ સુખ દુઃખ એ પૂર્વ ક્રિયાને અનુસારે થાય છે, એ વાત સ્વાનુભવ સિદ્ધ છે, તો ગર્ભમાં આવ્યો તે કઇ ક્રિયાથી? તે ક્રિયાનો કાળ ગર્ભમાં આવ્યા પહેલાંનો માનવોજ પડશે, એટલે ગર્ભમાં આવ્યા પહેલાંનો જે જન્મ, તેજ આત્માનો પુનર્જન્મ.

૬૯ આ જન્મ્યો, આ મરી ગયો, આ આવ્યો તે ક્યાંથી? અને ગયો તે ક્યાં ગયો? આ ગતિ આગતિ પુનર્જન્મનેજ સૂચવે છે.

૭૦ કાર્ય કારણનો વિચાર કરતાં કારણ પહેલું સભવે છે. તો આ માનવદેહરૂપ કાર્ય તેનું કારણ આ દેહ ઉત્પત્તિ પહેલાંજ માનવું પડશે. એજ પુનર્જન્મ.

૭૧ સર્વે, સુખીયાં શા માટે નથી? સર્વે દુખીયાં કેમ થતાં નથી? રંક શા માટે થાય છે? આનું કાંઇપણ કારણ સમજાવશો? આજ પુનર્જન્મ.

૭૨ પર્યાયો અનિત્ય છે, તેમાં જરાપણ વિશ્વાસ કરવા જેવું નથી. સયોગો વિયોગશીળ છે. સપદા અંતે વિપદારૂપ થાય છે. સ્વાર્થ એ મનુષ્યોમાં મુખ્ય દુર્ગુણ છે. પરમાર્થ સિદ્ધ કરવો તે ઉત્તમ સદ્‌ગુણ છે.

૭૩ ઓ અમર ધર્મવાળા આત્મા! મરણ ધર્મવાળા શરીરમાં શા માટે આશક્તિ કરે છે? આ દેહનો તો અવશ્ય ત્યાગ કરવોજ પડશે. જરૂર બીજે જવું પડશે. આ ઘરની આટલી બધી ચિંતા શા માટે કરે છે? આ ઘરના નાશથી તારો તો નાશ થવાનોજ નથી.

૭૪ એ અનંત બળવાન્ આત્મા ! નિર્બળ વિચારોથી તારા બળનો નાશ નહિં કર. તું જેવી ઇચ્છા કરીશ તેવો થઈ શકીશ. અનંત બળવાન્ વીર પરમાત્માનું જીવન યાદ કર અને તેનું પ્રબળ પ્રયત્નો અનુકરણ કર.

૭૫ એકલા બાહ્ય ત્યાગથી શાંતિ મળવાની નથી. વિષયો સાથેનો શારીરિક સંબધ છોડયા પહેલાં માનસીક સબધ અવશ્ય છોડવોજ જોઇએ, ત્યારે ખરી શાંતિ અનુભવાય છે. કોઈ અપેક્ષાએબાહ્ય ત્યાગ પણ ઉપગારી છે.

૭૬ જનહિતાર્થે કામ કરવાં પડે તેમાં નિષ્ફળતા મળે કે સફળતા મળે તથાપિ હર્ષ શોકથી લેપાવું ન જોઇએ. જે મનુષ્યને માન અપમાન સરખુ છે તે ત્યાગ માર્ગના અને પરોપકારના માર્ગના શીખરપર પહોંચી શકે છે.

૭૭ આત્મ ઉન્નતિના ઇચ્છિકોએ, બાહ્ય સૃષ્ટિની પછાડી પડવું –દોરાવું વ્યર્થ છે. આખા વિશ્વનું મથન કરવાથી પણ આ બાહ્ય સૃષ્ટિમાંથી અત્માનો સાક્ષાત્કાર કદી થવાનોજ નથી. તેને માટે તો પોતાના આત્માનીજ પછાડી પડવું, અને તેનેજ શુદ્ધ કરવો પડશે.

૭૮ વડના બીજમાં વડવૃક્ષને ઉત્પન્ન કરવાની શક્તિ રહેલી છે. બીજમાં વડ દેખાતો નથી. તથાપિ જમીન, હવા, પાણી વિગેરે સામગ્રી મળતાં તે શક્તિ બાહાર આવે છે. તેમ જ્ઞાનાંશ સત્તામાં રહેલા પૂર્ણ જ્ઞાનને પ્રગટ કરી શકે છે. જ્ઞાનના એક વિભાગપરથી બીજા વિભાગ ઉપર જઈ શકીએ છીએ તો તેના છેલ્લા ભાગપર શા માટે ના જઇ શકીએ.

૭૯ પાણીના ઊંડા તળીએ પડેલું રત્ન, પાણીની મલીનતાથી દેખાતુ નથી. તે મેલ દૂર થાય તો અવશ્ય દેખાય છે, તેમ રત્નતુલ્ય નિર્મળ યા અમૂલ્ય આત્મા મનની મલીનતા નીચે દબાયેલો છે, માટે મનની મલીનતા દૂર કરો તો અવશ્ય તેની પ્રભા દેખાશે.

૮૦ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી યોગ્ય અવસરે જે મનુષ્ય દૃઢ પ્રયત્ન કરે છે, તે અવશ્ય ઇચ્છિત કાર્ય સિદ્ધ કરી શકે છે. અવસર વિનાનુ બોલવું અને કરવું તે નિરર્થક છે. ઇષ્ટ ફળદાયક થતુ નથી.

૮૧ આ દશ્ય વસ્તુઓનું ઉપાદાન—મૂળ કારણ પરમાણુ છે. તેમાં પરિણમન ધર્મ રહેલો હોવાથી અનેક પરમાણુઓ મળી અનેક પ્રકારના સ્કંધ ઉત્પન્ન થાય છે. તે સ્કંધોને જીવોશરીર દ્વારા ગ્રહણ કરી નાના પ્રકારની આકૃતિઓમાં ગોઠવે છે. કરોળીઓ જેમ પોતાની લાળથી ઉત્પન્ન કરેલી જાળમાં ગુંચાય છે તેમ જીવો આ આકૃતિનીમાયામાં ફસાય છે, અને રાગ દ્વેષ કરી સંસાર પરિભ્રમણ કરે છે,

૮૨ ઉપાસના—ભક્તિ કરવાવાલા મનુષ્યોનો પ્રેમ પોતાના ઉપાસ્ય પરમ પુરૂષ પરમાત્મા ઉપર એટલો બધો હોવો જોઇએ કે તેની પરાકાષ્ટા કોઈ પણ બીજા સ્થળે હોવી નજ જોઇએ. મન, વચન અને શરીર તત્પરાયણ કરી દેવાં જોઇએ. અહોનીશ તેનુંજ રટણ જોઇએ.

૮૩ ક્રિયા માર્ગમા પ્રવેશ કરનાર મનુષ્યે પોતાનાં મન, વચન, શરીરને, વ્રત, તપ, જપાદિ યમ નિયમોમાં અહોનીશ પ્રવર્ત્તાવવાં જોઇએ અને કાઇ પણ વખત અશુભ પ્રવૃત્તિ મન, વચન, શરીરથી ન થાય તેટલાં મજબુત બનાવવાં જોઇએ.

૮૪ જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યે ક્રિયા માર્ગમાં દ્રઢતા થયા પછી અહોનીશ આત્મ ઉપયોગમાં તત્પર રહેવું જોઇએ. કોઈના સરખું વ્યવહારીક કાર્ય પણ આત્મ ઉપયોગની જાગૃતિ વિના ન થવુ જોઇએ, અથાત્ સર્વ કાળે અને સર્વ સ્થળે આત્મજાગૃતિ રાખવીજ જોઇએ.

૮૫ ઇચ્છાઓને માર્યા સિવાય ત્યાગધર્મ ન સભવી શકે. પૂર્વ કર્મને લઇ આહારાદિ ઇંદ્રિય વિષયો પ્રત્યે પ્રવૃત્તિ હોય તથાપિ ત્યાં પણ રાગદ્વેષની ચીકાશ રહિતજ પ્રવૃત્તિ હોય. તેમ ન હોય તો ત્યાગ ધર્મ પણ ન હોય.

૮૬ કોઈ પણ વસ્તુ ઉપર પોતાના ઉપયોગને જવા ન દેવો. આમ થવાથી વૃત્તિઓનું ઉત્થાન ન થતાં પોતાના સ્વરૂપમાં સ્થીર થવાશે. સ્થીર થવાથી લય પ્રાપ્તિ ઘણી સહેલાઇથી થાય છે.

૮૭ આત્માની શક્તિ આત્મામાં હોવા છતાં આત્મિક ગુણો માટે બાહાર - ફાંફાં મારવામા આવે છે. આ કેટલું બધુ પ્રબળ અજ્ઞાન ? પૂર્ણ સુખ આત્મામાં હોવા છતા તે માટે પુદ્દગલ —જડ વસ્તુઓનાં ચુથણાં ચુથવાનો પ્રયત્ન કરવો તે પ્રકાશને અંધકારમાંથી શોધી કાઢવાના પ્રયત્નની માફક નિષ્ફળ છે.

૮૮ સ્વાનુભવ આત્મામાં ન કરતાં, કોઇ મહા પુરૂષના કરેલ અનુભવને બોલી જવામાં કે વાંચી જવામાં અનુભવ માની લેવો એ વિશેષ અધઃપતન થવાનું લક્ષણ છે. સ્વાનુભવ માટે પ્રયત્ન નહિ કરતાં કેવળ સ્વાનુભવની વાર્તાઓમાં આત્મજ્ઞાન માનનારાઓ આત્મજ્ઞાની નથી પણ શબ્દજ્ઞાની છે.

૮૯ પોતેજ પોતાનો શત્રુછે, અને પોતેજ પોતાનો મિત્રછે. મન સ્વાધિન અને આત્મ જાગૃતિ કાયમ હોય તો દુનિયામાં એવું કોઇ નિમિત્ત કે વસ્તુ નથી કે આત્માને જોરજુલમથી કર્મ વળગાડે અથવા કર્મથી બધિત કરે.

૯૦ જેમ જેમ આપણાપર દુઃખ આવી પડે છે તેમ તેમ આપણું ડહાપણ વૃદ્ધિ પામે છે. આપણી ભૂલોથી થયેલો દુઃખનો અનુભવ આપણને ભવિષ્યમાં તેવી થતી ભૂલો અટકાવવા વિશેષ ઉપયોગી થઈ પડે છે.

૯૧ દુઃખના અનુભવદ્વારા છેવટે આત્મસાક્ષાત્કાર પણ થાય છે એટલે દુઃખથી અસતુષ્ટ તો થવુંજ નહિ, દુઃખ માત્ર કર્માનુસાર હોવાથી જેટલુ ભોગવાય તેટલું તે ઓછું થાય છે. દુઃખની સાથે અથડાતાં સહન શક્તિનું વીર્ય વૃદ્ધિ પામે છે. દુઃખ મનુષ્યોનો મહાન્ ગુરૂ છે. તે દ્વારા વિચાર ખુલે છે, સત્ય શોધાય છે અને દોષો દૂર કરાય છે.

૯૨ આત્માના છેવટના સ્થાયી સુખની પ્રાપ્તિનો સભવ દઢ કરવો હોય તો તાત્કાલીક ફળ પ્રાપ્તિની ઈચ્છા ઘટાડવી જોઇએ. જે કાંઇ પ્રાપ્તવ્ય છે તેને માટે તેના પ્રમાણમાં કાંઇ ને કાંઇ ભોગ આપવો પડે છે. પ્રયત્ન સિવાય ફળની આશા વ્યર્થ છે.

૯૩ યોગીક જીવનનું દુર્ઘટમાં દુર્ઘટ પ્રયોજન એ છે કે તેણે સર્વદા સમતા જાળવી રાખવી. ગમે તેવા પ્રસગે પણ સાધકોએ તો —શરૂઆત કરનાઓએ શમતા અને શાંતિજ રાખવી યોગ્ય છે. શુદ્ધ અતઃકરણ સદા નિર્ભય છે અને સર્વત્ર વિજયીજ નીવડે છે.

૯૪ સત્ય માર્ગથી ભ્રષ્ટ થયેલા જનસમૂહને, દેખી તે તરફ દયાની લાગણી, અને તેને સુધારવાની દાઝ હૃદયમાં રાખવી જોઇએ. તેને બદલે ક્રોધ, કટાળો, કે ક્લેશ ઈત્યાદિ કરવું તે તો તદ્દન અયોગ્ય છે. એવી દુષ્ટ ભાવનાથી આપણેજ હાની છે એટલુંજ નહિ પણ જેને માટે એ ભાવના ઉઠે છે તેમને પણ તેથી હાની પહોંચે છે.

૯૫ જ્યાં ક્રોધ છે ત્યાં વિવેક નથી, કેમકે ઇચ્છામાં નિષ્ફળતા મળ્યા સિવાય ક્રોધ ઉત્પન્ન થતો નથી, ઇચ્છા છે ત્યાં વિવેક નથી. ઇચ્છાનો ત્યાગ તેજ વિવેક છે.

૯૬ કામ ક્રોધની અધિકતાવાળા મનુષ્યોએ જ્ઞાની પુરૂષની સોબત અને તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનું વાંચન અવશ્ય રાખવુ, તેથી તે દોષોની ઓછાશ થશે,

૯૭ જે પદાર્થની પ્રાપ્તિથી ભવિષ્યમાં નિરંતર સુખી થવાય તેને માટે વિદ્વાનોએ પ્રયત્ન કરવો.

૯૮ મન વચન અને શરીર આ ત્રણે કર્મબંધ કરવામાં તેમજ કર્મ બંધનથી મુક્ત થવામાં સહાયભૂત છે. તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે તમારા હાથમાં છે.

૯૯ આત્મજ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થઇ શકે છે. માટે આત્મજ્ઞાન વિશેષ હિતકારી છે.

૧૦૦ જે ભવમાં આનદ માને તે ભવાભિનદી સમજવો.

૧૦૧ પુદ્‌ગલમાં આનંદ માને તે પુદ્‌ગલાનદિ, પુદ્‌ગલાનદિજીવો સંસારમાં પરિભ્રમણ કરનારા છે. આત્માનંદિ કર્મથી મુક્ત થાય છે.

૧૦૨ સર્વથા મુક્ત થવાની ઇચ્છા છે તો આ પ્રવૃત્તિ અને પ્રતિબધ શા માટે હોવો જોઇએ ?

૧૦૩ પ્રવૃત્તિ અને પ્રતિબધનું પરિણામ કોઇપણ વખતે સુખરૂપ આવવાનુ નથી.

૧૦૪ તું જેને માટે પ્રવૃત્તિ કરે છે તે સર્વે તારા બધનને માટે થશે. છતાં આ પ્રવૃત્તિ પૂર્વના સચિત ખપાવવાને માટેજ કરાતી હોય તો આત્મ જાગૃતિપૂર્વક નિરાશી ભાવે કર.

૧૦૫ પુદ્‌ગલીક વૈભવમાં સુખની ઇચ્છા કરવી ને ભયંકર નિરાશાજ છે.

૧૦૬ દુનિયાના ક્ષણીક વૈભવમાં આશક્ત મનુષ્યોનો સંસર્ગ કરવો તે. આત્મગુણ ઘાતક મહાન્ શત્રુ છે.

૧૦૭ મનમાં અશુભ વિચારો પ્રગટ કરવા તેના જેવો બીજો કોઇ ભયકર વ્યાધિ નથી.

૧૦૮ આત્મ અજ્ઞાનીઓને એકાંતના સમાન બીજો કોઇ પ્રબળ વૈરી નથી. આત્મ અભ્યાસીઓને મનુષ્યના સસર્ગ સમાન બીજું કોઇ સબળ વિઘ્ન નથી.

# વિચાર રત્નમાળા.

## માળા આઠમી નં. ૮

૧ તેને યોગ્ય લાગે તે તેને માટે સત્ય છે. તમને તે નં જણાવાથી વિપરીત લાગે છે. બાકી સર્વ જીવો પોતાને સુખી થવા પ્રયત્ન કરે છે.

૨ પાત્ર એવુ વર્ત્તન થાય છે. મજબુત પ્રકૃતિવાળાની છાપ બીજા ઉપર પડે છે અને તેના સ્વભાવને વશ બીજાને થવુ પડે છે.

૩ દેશ કાળની સ્થીતિને અનુસરીને જ્યાં જેની જરૂરીયાત હોય ત્યાં તેવાની સાથે તેવુ વર્ત્તન રાખવુ.

૪ આત્મધર્મ ઉપર દ્રઢ રહેવાથી આ સત્વાદિ ગુણોનો લય થાય છે.

૫ ઉત્તમ વિચારો આપી સામાનુ અભિમાન તોડી નાંખવુ અને તેને પોતા તરફ ખેંચવો તે સાચી નમ્રતા છે. ઉપર ઉપરની

નમ્રતા તો દેખાવ માત્ર છે, જડતારૂપ છે. અજ્ઞાનતા છે ત્યાં સુધી ઉપરની નમ્રતા ઉપયોગી છે.

૬ વિનય કરવો તે વિવક પૂર્વક કરવો. આપણા માટે જેને હલકો વિચાર બંધાયેલો છે તેનો વિનય કરતાં ઉલટો આપણા વિષે 'દબી છે' ઇત્યાદિ હલકો વિચાર બાંધવાનુ તેને કારણ મળે છે. બાકી જેની ગરજ છે તેનો તો વિનય કરવોજ જોઇએ.

૭ દરિયાએ સામા જવુ ન જોઇએ પણ નદીઓને પોતા તરફ આવવા દેવી જોઇએ. નહિંતર નદીઓ ઉલટી હઠશે. ઉપદેશક ગુરૂને આ ન્યાય લાગુ પડે છે.

૮ જ્ઞાની અજ્ઞાનીનું વર્તન ઉપરથી સરખું છતાં પરિણામમાં ભિન્નતા હોય છે. અજ્ઞાનીનુ વર્તન વૃતિવાળુ હોય છે, જ્ઞાનીનું વૃતિ—વિકલ્પ વિનાનું હોય છે.

૯ જ્ઞાનીનુ વર્તન જેવાની જોડે તેવા થવાનુ હોય છે. કોઈ બોધ લેવા આવે તો ગુરૂ તરીકે કામ લે છે. સામાને બોધ લેવાની ઇચ્છા ન હોય પણ બોધ દેવાની ઇચ્છા હોય તો શિષ્ય જેવું વર્તન કરે છે. મૂઢની જોડે મૂઢ જેવુ વર્ત્તન કરે છે. તેનું વર્ત્તન કોઇ ઓળખી શકે તેવુ એક દેશી હોતુ નથી.

૧૦ અંધકાર અને પ્રકાશ તો થયા કરવાનાજ. કર્મને લઇ વૃત્તિમાં ફેરફાર તો થવાનોજ, પણ જ્ઞાની વિચારદ્વારા તેને વિખેરી શકે છે.

૧૧ વસ્તુ સ્વભાવને સમજતો હોવાથી જ્ઞાની ખેદ પામતો નથી. કુદરતના નિયમને નહિં જાણનાર દુઃખી થાય છે,

૧૨ ગુણનો નાશ થતો નથી, પણ નીમિત્ત પ્રસંગે તેમાં ફેરફાર થાય છે.

૧૩ ડાળાં પાંખડાઓને પાણી ન સીચતાં મૂળનેજ પાણી સીંચો, તેથી ડાળાં પાંખડાં પણ પલ્લવીત રહેશે. સ્વરૂપ પ્રાપ્તિ માટે સર્વ ક્રિયાઓ કરો.

૧૪ બીજાના અધિકાર કે કર્ત્તવ્ય પ્રમાણે વર્તન કરવાનો મોહ ન કરો. જે અધિકારમાં તમારી યોગ્યતાએ તમને યોજ્યા છે તે પાઠજ તમે ભજવો. અધિકાર વધતાં શિક્ષક પણ મળી રહેશે.

૧૫ તમારે શું કરવાનુ છે તે રોજેરોજનો દિવસ તમને કહેતો જશે. ચિંતા ન કરો.

૧૬ બીજાની ફરજને માર્ગે તમે ચાલવાનુ શરૂ રાખશો તો તમારી પોતાની ફરજને પણ પૂરેપૂરી અદા કરી શકશો નહિં.

૧૭ વર્ત્તમાનમાં જે ફરજ તમારે માથે આવી છે તે તરફ પૂરતુ ધ્યાન આપો. ભૂતભવિષ્યને તે વખતે યાદ ન કરો. સુધરો અને પછી સુધારો.

૧૮ સત્તા કે પદવીના અધિકારવાળા વધારે ખત્તા ખાય છે. સત્તા કે પદવીના અભિમાનને લઈ તે બીજા પાસેથી બોધ લઈ શકતા નથી.

૧૯ સામાને હલકો માનવો અને પોતાનો મોટો માનવો તે રૂપ મોટો આવરણનો પડદો સત્તા કે પદવીધરોની આડે હોય છે.

૨૦ નાનાઓ પોતાની નબળાઈ કે અજ્ઞાનતા કબુલ કરી બને તેટલુ બીજાનુ સાંભળે છે, શિક્ષાગ્રહણ કરે છે તેથી તેને આગળ વધવાનો રસ્તો ખુલ્લો હોય છે. વિશેષ આગળ વધવાનો તેને સભવ છે.

૨૧ ભક્તિ માર્ગે ચાલનાર પોતાને એકને તારી શકે છે. જ્ઞાન માર્ગે ચાલનાર અનેકને તારી શકે છે.

૨૨ કુદરતના નિયમો જાણનારાઓને સ્વાર્થ માટે ક્લેશ થતો નથી. કાયદાને જાણતો હોવાથી જ્યા જેવુ જોઈએ તેવુ વતન તે કરી લે છે. વિચારદ્વારા તે વૃત્તિઓને કાબુમાં લઈ શકે છે.

૨૩ વૃત્તિઓમાં રહેલી સ્થુલ મલીનતા ઉત્તમ વ્યવહારવાળાં તપ, જપ, પૂજન, વદન, દાન, દયાદિ ક્રિયાઓથી દૂર કરી શકાય છે.

૨૪ મનમાં રહેલી સૂક્ષ્મ મલીનતા વિવેક દષ્ટિવાળા વિચારથી વિશુદ્ધ કરી શકાય છે.

૨૫ સ્થુલ મલીનતાવાળાને વ્યવહારક્રિયા ઉપયોગી છે. તે દ્વારા મલીનતા ઓછી થાય છે. વસ્તીમાં રહીને ઉત્તમ કાર્ય કરવા દ્વારાએ તે મલીનતા ઓછી કરી શકશે.

૨૬ સૂક્ષ્મ મલીનતાવાળા નિર્જન પ્રદેશમાં રહી વિવેકદ્વારા મલીનતા ઓછી કરી શકે છે. ગામ કે વન અધિકાર ભેદે ફાયદો કરનારાં છે.

૨૭ સર્વમાં શુદ્ધ આત્મા છે એ ચોકસ નિશ્ચય હોય તો અન્ય જે કાંઈ કરે છે તેથી ખેદ કે હર્ષ અથવા ઇર્ષા થવી ન જોઈએ. કેમકે તે દ્વારા જે થાય છે તે યોગ્ય થાય છે. પૂર્વના નિયમ અનુસારે થાય છે.

૨૮ આ વિશ્વમાં બનતા બનાવો તથા સબધમાં આવતાં પાત્રો આપણા પોતાના સુધારા માટેજ છે એમ નિશ્ચય રાખી પોતાને સુધારવા માટે તેમાંથી ગુણો લેવા.

૨૯ અન્ય ઉપર જેટલો આધાર તેટલીજ પરાધિનતા અને તેટલુજ દુ.ખ છે.

૩૦ દરેક વસ્તુને નીહાળી તેમાંથી કાઇને કોઈ ગુણ ખેંચી લેવો. મતલબ કે સર્વત્ર ગુણ જોવાની દષ્ટિ રાખવી.

૩૧ જેટલું શરીર શુદ્ધ તેટલુ મન શુદ્ધ. જેટલો શરીરમાં મળ. તેટલો મનમાં દોપ સમજવો. જેટલે દરજ્જે માનસીક દોષ તેટલે દરજ્જે શરીર શુદ્ધ નથી.

૩૨ વાત, પિત્ત, કફ આ ત્રણ શરીરના દોપ છે. મળ, વિક્ષેપ અને આવરણ આ ત્રણ મનના દોષ છે.

૩૩ જેવું પાત્ર તેવું અને તેટલુ તે ગ્રહણ કરી શકે છે. માટે તેવુ અને તેટલુજ તેની આગળ બોલવુ તે વાણીની શુદ્ધિ છે.

૩૪ મન, વચન, શરીર ત્રણેની શુદ્ધતા જોઈએ. તે થાય તોજ સંકલ્પ સિદ્ધ થાય છે.

૩૫ નાના મોટાની બુદ્ધિ થવાથીજ વિક્ષેપ થાય છે. તે વિક્ષેપને આત્મએક્તા–સમાનતા રૂપ અગ્નિથી બાળી નાખી વિપમતા દૂર કરી સમાનતા લાવવી. આ પ્રયત્નથી પૂર્ણતા પમાય છે.

૩૬ સમાનતાની અગ્નિ હૃદયમાં પ્રજ્વલિત થતાં ત્યાંથી બ્રહ્મરંધ્ર ઉપર જવાય છે. ત્યાં રહેલા મળને બાળી નાખી બ્રહ્મરંધ્રને શુદ્ધ કરી દશમું દ્વાર ખુલ્લુ થાય છે.

૩૭ પોતાનું કાંઈપણ ન માનવુ એ છેવટનો માર્ગ છે. પૂર્ણ જાગૃતિ રાખી અશુદ્ધિને સખત ફટકો મારો. છેવટની હદપારની ક્ષમા અને નમ્રતા રાખો.

૩૮ આવરણ તોડવા માટે આત્મદૃષ્ટિ રાખો. આત્માશ્રયી થવાથીજ આવરણ તુટે છે. આવરણ તુટયા પછીથી મનના વિક્ષેપો ઘટે છે. આવરણમાંથી વિક્ષેપને પોપણ મળે છે.

૩૯ લાયક પ્રમાણે બોલો. આગ્રહી આગળ મૌન રહો. સત્યમાં દ્વેપ, ભેદ કે આગ્રહ ન હોય. આગ્રહી કે સામા થનાર આગળ શાસ્ત્રો

આમ કહે છે એમ કહી જવાબ આપો. માથે ન લ્યો, નહિતર વિવાદમાં ઉતરવું પડશે.

૪૦ ત્યાગ અને યોગ સાથે રાખો. એકલા ત્યાગમાં કલ્યાણ નથી પણ ત્યાગ સાથે તીવ્ર શુદ્ધ આત્મયોગ–સ્વરૂપાનુસંધાન થવું જોઇએ. આકૃતિ ભૂલી દઈ આત્મ સ્વરૂપનું લક્ષ મજબૂત રાખવું.

૪૧ શુદ્ધિને ઇચ્છિતા હો તો બદલાની આશા રાખ્યા વિના કર્મ કરો. જેટલો સ્વાર્થત્યાગ તેટલોજ પરમાર્થ છે.

૪૨ પરમાત્મભાવનો સજાતિય પ્રવાહ વર્તનમાં અને વાત ચિત્તાદિ કરતાં સર્વ સ્થળે ચલાવવો. તેમ કરતાં દોષ દૂર થશે. દોષ દેખાય તો મનનીવૃત્તિ અશુદ્ધ માની પાછો પ્રવાહ સાંધી દેવો,

૪૩ સામાની વિપરીત વૃત્તિ દેખી તેનો ન્યાયથી તપાસ કરવો. વિવેકદષ્ટિ દ્વારા ભૂલ તપાસવી. જ્યાં વિક્ષેપ થાય ત્યાં આપણોજ દોષ જાણી તે ભૂલ તપાસવી અને સુધારવી.

૪૪ દરેક આત્મા પોતાના રક્ષણને માટે બધાયેલ છે. તેને જે જોઇએ તે લે છે. તે ઉપરથી સામાને હલકો માનવાનું કાંઇ કારણ નથી. તેની ભૂલનો જોખમદાર પણ તે છે. ભૂલો સુધરવા માટે પણ થાય છે.

૪૫ પરમાત્મભાવ ભૂલ્યા કે દેહદષ્ટિ આવવાની. વિચારદ્વારાજ મનનુ કોકડું ઉકેલવાનું છે. દેહ તરફ ન જોતાં અંદર પ્રકાશી રહેલ જ્યોતિ તરફ દૃષ્ટિ આપી, તે દૃષ્ટિથી વાતચિત્ત કોઇ પણ સાથે શરૂ કરો અને તે અખંડ પ્રવાહ તુટવા ન દ્યો.

૪૬ કર્મમાં ભેદ છે. આત્મામાં ભેદ નથી. વ્યવહાર ચલાવવા માટે કર્મભેદની જરૂર છે.

૩૧ જેટલું શરીર શુદ્ધ તેટલુ મન શુદ્ધ. જેટલો શરીરમાં મળ. તેટલો મનમાં દોષ સમજવો. જેટલે દરજ્જે માનસીક દોષ તેટલે દરજ્જે શરીર શુદ્ધ નથી.

૩૨ વાત, પિત્ત, કફ આ ત્રણ શરીરના દોષ છે. મળ, વિક્ષેપ અને આવરણ આ ત્રણ મનના દોષ છે.

૩૩ જેવુ પાત્ર તેવું અને તેટલુ તે ગ્રહણ કરી શકે છે. માટે તેવુ અને તેટલુજ તેની આગળ બોલવુ તે વાણીની શુદ્ધિ છે.

૩૪ મન, વચન, શરીર ત્રણેની શુદ્ધતા જોઈએ. તે થાય તોજ સંકલ્પ સિદ્ધ થાય છે.

૩૫ નાના મોટાની બુદ્ધિ થવાથીજ વિક્ષેપ થાય છે. તે વિક્ષેપને આત્મએકતા–સમાનતા રૂપ અગ્નિથી બાળી નાખી વિષમતા દૂર કરી સમાનતા લાવવી. આ પ્રયત્નથી પૂર્ણતા પમાય છે.

૩૬ સમાનતાની અગ્નિ હૃદયમાં પ્રજ્વલિત થતાં ત્યાંથી બ્રહ્મરંધ્ર ઉપર જવાય છે. ત્યાં રહેલા મળને બાળી નાખી બ્રહ્મરંધ્રને શુદ્ધ કરી દશમુ દ્વાર ખુલ્લુ થાય છે.

૩૭ પોતાનું કાંઈપણ ન માનવુ એ છેવટનો માર્ગ છે. પૂર્ણ જાગૃતિ રાખી અશુદ્ધિને સખત ફટકો મારો. છેવટની હદપારની ક્ષમા અને નમ્રતા રાખો.

૩૮ આવરણ તોડવા માટે આત્મદૃષ્ટિ રાખો. આત્માશ્રયી થવાથીજ આવરણ તુટે છે. આવરણ તુટયા પછીથી મનના વિક્ષેપો ઘટે છે. આવરણમાંથી વિક્ષેપને પોપણ મળે છે.

૩૯ લાયક પ્રમાણે બોલો. આગ્રહી આગળ મૌન રહો. સત્યમાં દ્વેષ, ખેદ કે આગ્રહ ન હોય. આગ્રહી કે સામા થનાર આગળ શાસ્ત્રો

આમ કહે છે એમ કહી જવાબ આપો. માથે ન લ્યો, નહિંતર વિવાદમાં ઉતરવું પડશે.

૪૦ ત્યાગ અને યોગ સાથે રાખો. એકલા ત્યાગમાં કલ્યાણ નથી પણ ત્યાગ સાથે તીવ્ર શુદ્ધ આત્મયોગ–સ્વરૂપાનુસધાન થવું જોઇએ. આકૃતિ મૂકી દઈ આત્મ સ્વરૂપનું લક્ષ મજબૂત રાખવુ.

૪૧ શુદ્ધિને ઇચ્છિતા હો તો બદલાની આશા રાખ્યા વિના કર્મ કરો. જેટલો સ્વાર્થત્યાગ તેટલોજ પરમાર્થ છે.

૪૨ પરમાત્મભાવનો સજાતિય પ્રવાહ વર્તનમાં અને વાત ચિત્તાદિ કરતાં સર્વ સ્થળે ચલાવવો. તેમ કરતાં દોષ દૂર થશે. દોષ દેખાય તો મનનીવૃત્તિ અશુદ્ધ માની પાછો પ્રવાહ સાંધી દેવો,

૪૩ સામાની વિપરીત વૃત્તિ દેખી તેનો ન્યાયથી તપાસ કરવો. વિવેકદષ્ટિ દ્વારા ભૂલ તપાસવી. જ્યાં વિક્ષેપ થાય ત્યાં આપણોજ દોષ જાણી તે ભૂલ તપાસવી અને સુધારવી.

૪૪ દરેક આત્મા પોતાના રક્ષણને માટે બધાયેલ છે. તેને જે જોઇએ તે લે છે. તે ઉપરથી સામાને હલકો માનવાનુ કાંઇ કારણ નથી. તેની ભૂલનો જોખમદાર પણ તે છે. ભૂલો સુધરવા માટે પણ થાય છે.

૪૫ પરમાત્મભાવ ભૂલ્યા કે દેહદષ્ટિ આવવાની. વિચારદ્વારાજ મનનું કોકડું ઉકેલવાનુ છે. દેહ તરફ ન જોતાં અંદર પ્રકાશી રહેલ જ્યોતિ તરફ દષ્ટિ આપી, તે દષ્ટિથી વાતચિત્ત કોઇ પણ સાથે શરૂ કરો અને તે અખડ પ્રવાહ તુટવા ન દ્યો.

૪૬ કર્મમાં ભેદ છે. આત્મામાં ભેદ નથી. વ્યવહાર ચલાવવા માટે કર્મભેદની જરૂર છે.

૪૭ જ્યા વિક્ષેપ થાય છે ત્યાં સ્વાર્થ બુદ્ધિ અવશ્ય છેજ. વિક્ષેપનું કારણ શોધતાં જવું. જેટલી વિવેકબુદ્ધિ તેટલુ તે દેખી શકાશે.

૪૮ મુશ્કેલીની ખાતર સ્થાન ન બદલો પણ સાથે રહીને મુશ્કેલીઓ સહન કરો. તેવા સયોગો પણ કારણસરજ મળે છે. તે તમારી કસોટીનું સ્થાન છે. કેટલા આગળ વધ્યા તેનું માપ કાઢનાર છે.

૪૯ ક્લેશ થાય ત્યા આપણી ભૂલ અવશ્ય થયેલી સમજવી. કાંતો ગુણને અવગુણ મનાયો છે, કાંતો અવગુણને ગુણ ગણ્યો છે તે આપણી ભૂલ શોધી કાઢી દૂર કર્યાથીજ શાંતિ થશે.

૫૦ મનમાં શાંતિ અને શરીરમા પ્રવૃત્તિ રાખો. મરજી નહિં હોય છતાં પ્રવૃત્તિ કરવી પડે ત્યાં પરમાત્માની મરજી અગર કર્મનો ઉદય સમજી કામ કરો પણ નારાજ થઇને કામ ન કરો.

૫૧ દુનિયામાં જ્ઞાન ભર્યું છે. સદ્‌ગુણો ભર્યા છે. જોઇએ તે લઇ લ્યો. આપનાર કોઇ નથી. લેનાર જોઇએ. ઇચ્છા પ્રબળ કરો, જોઈશે તે મળશેજ.

૫૨ જેનુ અભિમાન જેને છે તેનો ક્ષય કરાવવા માટે તેવાં કાર્ય તે મનુષ્યદ્વારા કરાવવામા આવે છે. અર્થાત્ જેનું અભિમાન રાખશો તે કાર્ય અનિચ્છાએ પણ કરવું પડશે. અભિમાન તૂટવુજ જોઇએ.

૫૩ મનુષ્યો વિરૂદ્ધ થાય છે તેનુ કારણ આપણો આગ્રહ તોડવાનો છે. આપણું અભિમાન તોડવા માટે તેઓ સામા થાય છે. પક્ષ ખેંચો એટલે સામો પક્ષ ઉઠવાનોજ.

૫૪ અમુક પ્રક્રિયાથીજ સત્ય મળે આ કદાગ્રહની વાત છે. સત્ય કોઇ સ્થળે બધાતુંજ નથી. તે અનેક રસ્તેથી પ્રાપ્ત કરી શકાય છે.

૫૫ વાસનાનો ભોગ સિવાય નાશ નથી છતાં શુભ વાસનાઓ. કરવી, જેથી અશુભ વાસનાને ઉઠવાનો અવકાશ થોડો મળશે.

૫૬ આ બાહ્ય જગત્ દુઃખરૂપ નથી પણ મનની અંદર ઉત્પન્ન થતું સંકલ્પ વિકલ્પાત્મક જગત્–વિચારો છે તેજ દુઃખરૂપ છે. તેનો નાશ કરો.

૫૭ આત્મભાન ભૂલાતાં આવરણ આવે છે. આવરણથી વિકલ્પો-રૂપ વિક્ષેપ થાય છે. વિક્ષેપથી વાસનારૂપ કર્મમળનો સંચય થાય છે. તેમાંથી વિવિધ પ્રકારનાં સુખ દુઃખરૂપ ફ્લો જન્મે છે. શુદ્ધ ઉપયો-ગથી આવરણ તોડો.

૫૮ દેખવામાં વિપરીત હોય છતાં વિચારદ્વારા સવળું કરો–માનો. દુઃખને સુખરૂપે અનુભવો. અપેક્ષા, ભાવી પરિણામ, તેમાંથી મળતું શિક્ષણ ઇત્યાદિના વિચારદ્વારા વિપરીતને સવળુ કરી શકાય છે.

૫૯ આપણી ભૂલ સુધારવા માટેજ બીજાઓ મુશ્કેલીઓ લાવી મૂકે છે. તેઓ પરમ ઉપકારી છે. તેને તમે સામા થાઓ કે અનુકૂળ થાઓ પણ તે પાત્ર તમને તો સુધારનાર–આગળ વધારનાર છે.

૬૦ જ્ઞાન વધારવાનુ સાધન વિચાર છે. પોતાના દોષોથી પોતાને ગોથાં તો ખાવાં પડશેજ, પણ જે જાગતો છે તે ઇશારાથી સમજી જઇને ફરી ભૂલો કરતો ત્યાંથીજ અટકશે.

૬૧ નજીક ગયા સિવાય વસ્તુ બરાબર જણાતી નથી. આડી ધુમસ નડે છે, તેમ આત્માની નજીક ગયા સિવાય તેનુ ભાન થતુ નથી. વાસનાઓ ધુમસની માફક પ્રકાશ–આત્મપ્રકાશને રોકનાર છે.

૬૨ કોઇના ઉપર આધાર ન રાખો. જેના ઉપર આધાર રાખો છો તે પણ કૃત્રિમતા વાપરી તમારાથી જુદા પડશે. આધાર ન રાખશો

૪૭ જ્યાં વિક્ષેપ થાય છે ત્યાં સ્વાર્થ બુદ્ધિ અવશ્ય છેજ. વિક્ષેપનું કારણ શોધતાં જવું. જેટલી વિવેકબુદ્ધિ તેટલુ તે દેખી શકાશે.

૪૮ મુશ્કેલીની ખાતર સ્થાન ન બદલો પણ સાથે રહીને મુશ્કેલીઓ સહન કરો. તેવા સંયોગો પણ કારણસરજ મળે છે. તે તમારી કસોટીનું સ્થાન છે. કેટલા આગળ વધ્યા તેનું માપ કાઢનાર છે.

૪૯ ક્લેશ થાય ત્યાં આપણી ભૂલ અવશ્ય થયેલી સમજવી. કાંતો ગુણને અવગુણ મનાયો છે, કાંતો અવગુણને ગુણ ગણ્યો છે તે આપણી ભૂલ શોધી કાઢી દૂર કર્યાથીજ શાંતિ થશે.

૫૦ મનમાં શાંતિ અને શરીરમાં પ્રવૃત્તિ રાખો. મરજી નહિં હોય છતાં પ્રવૃત્તિ કરવી પડે ત્યાં પરમાત્માની મરજી અગર કર્મનો ઉદય સમજી કામ કરો પણ નારાજ થઇને કામ ન કરો.

૫૧ દુનિયામાં જ્ઞાન ભર્યુ છે. સદ્‌ગુણો ભર્યા છે. જોઇએ તે લઇ લ્યો. આપનાર કોઇ નથી. લેનાર જોઇએ. ઇચ્છા પ્રબળ કરો, જોઈશે તે મળશેજ.

૫૨ જેનું અભિમાન જેને છે તેનો ક્ષય કરાવવા માટે તેવા કાર્ય તે મનુષ્યદ્વારા કરાવવામા આવે છે. અર્થાત્ જેનું અભિમાન રાખશો તે કાર્ય અનિચ્છાએ પણ કરવું પડશે. અભિમાન તૂટવુજ જોઇએ.

૫૩ મનુષ્યો વિરૂદ્ધ થાય છે તેનુ કારણ આપણો આગ્રહ તોડવાનો છે. આપણું અભિમાન તોડવા માટે તેઓ સામા થાય છે. પક્ષ બંધ્યો એટલે સામો પક્ષ ઉઠવાનોજ.

૫૪ અમુક પ્રક્રિયાથીજ સત્ય મળે આ કદાગ્રહની વાત છે. સત્ય કોઇ સ્થળે બંધાતુજ નથી. તે અનેક રસ્તેથી પ્રાપ્ત કરી શકાય છે.

૫૫ વાસનાનો ભોગ સિવાય નાશ નથી છતાં શુભ વાસનાઓ કરવી, જેથી અશુભ વાસનાને ઉઠવાનો અવકાશ થોડો મળશે.

૫૬ આ બાહ્ય જગત્ દુઃખરૂપ નથી પણ મનની અંદર ઉત્પન્ન થતું સંકલ્પ વિકલ્પાત્મક જગત્–વિચારો છે તેજ દુઃખરૂપ છે. તેનો નાશ કરો.

૫૭ આત્મભાન ભૂલાતાં આવરણ આવે છે. આવરણથી વિકલ્પોરૂપ વિક્ષેપ થાય છે. વિક્ષેપથી વાસનારૂપ કર્મમળનો સંચય થાય છે. તેમાંથી વિવિધ પ્રકારનાં સુખ દુઃખરૂપ ફલો જન્મે છે. શુદ્ધ ઉપયોગથી આવરણ તોડો.

૫૮ દેખવામાં વિપરીત હોય છતાં વિચારદ્વારા સવળું કરો–માનો. દુઃખને સુખરૂપે અનુભવો. અપેક્ષા, ભાવી પરિણામ, તેમાંથી મળતું શિક્ષણ ઇત્યાદિના વિચારદ્વારા વિપરીતને સવળુ કરી શકાય છે.

૫૯ આપણી ભૂલ સુધારવા માટેજ બીજાઓ મુશ્કેલીઓ લાવી મૂકે છે. તેઓ પરમ ઉપકારી છે. તેને તમે સામા થાઓ કે અનુકૂળ થાઓ પણ તે પાત્ર તમને તો સુધારનાર–આગળ વધારનાર છે.

૬૦ જ્ઞાન વધારવાનુ સાધન વિચાર છે. પોતાના દોષોથી પોતાને ગોથાં તો ખાવાં પડશેજ, પણ જે જાગતો છે તે ઇશારાથી સમજી જઇને ફરી ભૂલો કરતો ત્યાંથીજ અટકશે.

૬૧ નજીક ગયા સિવાય વસ્તુ બરાબર જણાતી નથી. આડી ધુમસ નડે છે, તેમ આત્માની નજીક ગયાં સિવાય તેનુ ભાન થતું નથી. વાસનાઓ ધુમસની માફક પ્રકાશ–આત્મપ્રકાશને રોકનાર છે.

૬૨ કોઇના ઉપર આધાર ન રાખો. જેના ઉપર આધાર રાખો છો તે પણ કૃત્રિમતા વાપરી તમારાથી જુદા પડશે. આધાર ન રાખશો

તો સારા મીત્રો પણ વળગતા આવશે. આધાર રાખશો તો તે પણ જુદા પડશે.

૬૩ અપ્રીતિવાળાથી જુદા પડશો તો તેની ગરજ પ્રીતિવાળા સારશે. મદદે આવશે. છેવટે પ્રભુનો પણ આધાર છોડી સ્વઆધાર ઉપરજ રહેવું પડશે ત્યારેજ પરમ શાંતિ મળશે.

૬૪ જુદી જુદી વૃત્તિના માણસો સાથે મળવાથી પ્રકૃતિનું સારૂં જ્ઞાન થાય છે. રસ્તે ચડવાના અનેક માર્ગ છે અને તે જુદા જુદા પાત્રોદ્વારા પાર પડે છે. આપણામાં મલિન વૃત્તિ ખુણેખાંચરે પડી હોય તે પણ આ પાત્રોના પ્રસંગથી બાહાર આવે છે.

૬૫ વિવિધ પ્રકારની સ્થીતિઓ, અને આકૃતિઓની હૈયાતિ નાના પ્રકારની જીવોની ઇચ્છાઓને લઇનેજ ટકી રહેલી છે. ટકી રહે છે અને ટકી રહેશે. આ આકૃતિઓનો વિચારદ્વારા મૂળ દ્રવ્યમાં સમાવેશ કરવાથી–લય કરવાથી નિર્વિચાર દશા સિદ્ધ થાય છે.

૬૬ પ્રકૃતિને અનુકુળ મન બનાવો તો કોઇપણ વ્યકિત તમારૂં અપમાન નહિં કરી શકે. ધર્મના ઝુંડા ઉઠાવનારાઓએ આ નિયમ જાણવો જોઇએ.

૬૭ જે ક્ષણે નિરાશા ઉત્પન્ન થાય છે, જે ક્ષણે પ્રકૃતિ વિરૂદ્ધ તમારા મનની સ્થીતિ બને છે તે સમયે આખું વિશ્વ તમારી વિરૂદ્ધ થઇને બેસશે. માટે મનની શાંતિ રાખતાં શીખો.

૬૮ પવિત્ર વિચારો રાખો તો કોઇની તાકાત નથી કે તમારી વિરૂદ્ધ જાય.

૬૯ તમારી કે પારકાની ઇચ્છાઓનો ગેરઉપયોગ ન કરશો તો સર્વે ઇચ્છાઓને જીતી શકશો.

૭૦ ઇચ્છાઓ ઘોડા જેવી છે, જે તેની પુંછડી પકડે છે તે તેની સાથે ઘસડાય છે ને ખાડામાં પડે છે, માટે પુછડી ન પકડતા સ્વારી કરતાં શીખો.

૭૧ બીજાની ઈર્ષા કરતાં તે દોષ તમારામાં પેસી જાય છે. માટે ઈર્ષા ન કરતાં ગુણ શોધો, ગુણાનુરાગી બનો, તેથી તમારા તરફ ગુણ ઘસડાઈ–ખેંચાઇ આવશે.

૭૨ પાપ અને પુન્યને મનની સ્થીતિ સાથે સબંધ છે માટે મનને ઉન્નત–પવિત્ર કરવાનો પ્રયત્ન ચાલુ રાખો.

૭૩ દોષો કે નિંદા તરફ લક્ષ ન કરતાં દિવ્યતાજ જોવો. તેમ કરતાં અંતરમાંજ પ્રભુને જોઈ શકશો.

૭૪ બે કાળી વસ્તુઓ એકઠી કર્યાથી એક ધોળી વસ્તુ ઉત્પન્ન થતી નથી, તેમ બીજાઓ નિંદા કરે તેમ આપણે પણ કરીએ તો મૂળ જે અસત્ય–દોષ છે તેમાં આપણે વધારો કરીએ છીએ. વસ્તુસ્થીતિ સુધરતી નથી.

૭૫ આપણે આઘાતનો પ્રત્યાઘાત કરીએ ત્યારેજ નિંદા ટીકા–કે દુષ્ટ વિચારો હાનીકારક આપણને થાય છે. જો તેના ઉપર લક્ષ ન આપીએ અને સાત્વિક વૃત્તિથી તે તરફ જોઈએ તો તે બીલકુલ હાનીકર્ત્તા થતા નથી.

૭૬ દુષ્ટ વિચાર તરફ અલક્ષ રહીએ. તટસ્થ કે ઉપેક્ષાવાળા રહીએ તો તેવા વિચારો તેના પેદા કરનાર તરફજ પાછા વળે છે.

૭૭ અલક્ષ રહેવું એટલે આપણે આપણી દિવ્યતાનું ભાન રાખીએ, મધ્યબિન્દુથી ખસીએ નહિં, સાત્વિક વૃત્તિ રાખીએ, સત્યનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરીએ તે છે. તેવી સ્થીતિવાળાને કોઈ હાની થતી નથી.

૭૮ જેવા થવું હોય તેવું સામું આલંબન રાખો.
૭૯ જેના માલીક તમે છો તેના બંધનમાં પણ તમે છો.
૮૦ સુખ દુઃખનું કારણ અહંવૃત્તિ છે.
૮૧ વિચાર મનને સુધારવાનુ કારણ છે.
૮૨ જગત્‌નું મૂળ સંકલ્પ છે.
૮૩ નિઃસંકલ્પ જ્ઞાનનું મૂળ છે.
૮૪ દેહાભિમાન સંસારનું બીજ છે.
૮૫ રાગદ્વેષ અધર્મનુ બીજ છે.
૮૬ સમભાવ સત્યજ્ઞાનનુ બીજ છે.
૮૭ સદ્‌વિચાર જ્ઞાનનુ બીજ છે.
૮૮ મમત્વ જગત્‌નુ બીજ છે.
૮૯ સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો તે મોક્ષનુ બીજ છે.
૯૦ ક્રિયા મનને નિયમિત કરનાર સાધન છે તે ધર્મ નથી.
૯૧ સ્વભાવ પ્રમાણે વર્ત્તન થાય છે.
૯૨ જાગૃતિ હોય તો ભૂલો સુધરવા માટે થાય છે.
૯૩ સારા બુરા બન્ને ભાવથી રહિત થવું તે મનનો વિજય છે.
૯૪ અનુભવ જ્ઞાન વિના ભ્રાંતિ ભાંગતી નથી.
૯૫ અધિકાર પ્રમાણે બોલો. માંગે તેનેજ જ્ઞાન આપો.
૯૬ અન્યને હલકા જોનાર પોતેજ હલકા છે.
૯૭ પ્રભાતે આખા દિવસ માટે વર્ત્તન નક્કી કરવું.
૯૮ રાત્રીએ દિવસનુ વર્ત્તન તપાસી જવું.
૯૯ જ્ઞાની પાસે રહો. અથવા સામાના આચરણ ઉપરથી જ્ઞાન લેતાં શીખો.

૧૦૦ અહંકારનો નાશ કરવા પોતામાં, શરૂઆતમાં દાસભાવ રાખો. બીજાથી પોતાને નાનો માનો.

૧૦૧ દેહાધ્યાસ દૂર કરવા સર્વ જીવોમાં ઈશ્વરી ભાવની કલ્પના કાયમ ચાલુ રાખો.

૧૦૨ ખુશી થઈ મુશ્કેલીઓ અનુભવતાં મનોબળ વૃદ્ધિ પામેછે.

૧૦૩ પ્રબળ વિચાર રૂપ પુરૂષાર્થથી વાસનાઓ તોડી શકાય છે.

૧૦૪ હલકી–નીચ ભાવના ઉત્પન્ન થાય ત્યારે તેની વિરોધી ઉચ્ચ ભાવનાની કલ્પના તેની સામે કરવાથી પહેલી ભાવનાનો પરાભવ થાય છે. મતલબ કે અસદ્વિચારને સ્થાને સદ્વિચાર કરવાથી અસદ્વિચાર બંધ પડે છે.

૧૦૫ લોક એષણા, શાસ્ત્રએષણા, પુત્રએષણા, ધનએષણા, સ્ત્રીએષણા ઈત્યાદિ એષણાઓ ખરા વિરાગની પ્રતિબંધક છે.

૧૦૬ ઈચ્છા રહિત થઈ પ્રાપ્તાપ્રાપ્તમા નિર્વાહ કરવો એ વીરાગનુ શૂદ્ધ સ્વરૂપ છે.

૧૦૭ વૃત્તિઓનુ વિસ્મરણ થવું. શુદ્ધ ઉપયોગે તદાકારે પરિણમવું તેજ શુદ્ધ વૈરાગ્ય છે.

૧૦૮ શુદ્ધ સ્વરૂપાકારે વૃત્તિ કરી તે વૃત્તિનુ પણ વિસ્મરણ કરવું. પાણીમાં જેમ મીઠું ગળી જાય છે તેમ મનનુ આત્મામાં લીન થવું એજ પરમ અનુભવ છે.

# વિચાર રત્નમાળા.

## માળા નવમી નં. ૯

૧ જે થાય છે તે યોગ્ય થાય છે, સુધરવા માટે થાય છે.

૨ સુખ અને દુઃખ દુનિયામાં બન્ને સમાન છે.

૩ જીવોને જેટલી શાંતિ આપશો તેટલી તમને મળશે.

૪ શાંતી જોઇતી હોય તો ઇચ્છા અને અભિમાન દૂર કરો.

૫ હમેશાં ઉદ્દેશ સારો રાખો. કાળાંતરે તે સ્વભાવ રૂપ થઈ શાંતિ આપશે.

૬ બીજાનું વર્ત્તન તમને ખાટું લાગે તે તમારે ન કરવુ.

૭ તમારૂં મુખ્ય નિશાન ન ચૂકાય તે ખાસ ધ્યાનમાં રાખો.

૮ કોઈ તરફ શત્રુ ભાવ રહેવો ન જોઈએ.

૯ વાવો તેવું લણો. કરો તેવુ પામો. આપો તેવું લ્યો.

૧૦ સારા કર્મ સારાનો વધારે કરે છે. ખરાબ કર્મ ખરાબનો વધારો કરે છે.

૧૧ ખરાબ વિચારો ને બહાર કાઢો એટલે તે જગ્યા સારા વિચારોથી પુરાશે.

૧૨ સારા વિચારો કરો તેથી ખરાબ વિચાર કરવાનો વખત નહિ મળે.

૧૩ વિચાર કર્યા પછીજ બોલવાની ટેવ પાડો.

૧૪ અન્યનો તિરસ્કાર કરવા કરતાં દયા વડે તેને સુધારવા પ્રયત્ન કરો.

૧૫ ભલા કહેવડાવવા કરતાં ભલા થવુ ને વધારે ઉત્તમ છે.

૧૬ લોકો સારા કહેતા હોય તો સારૂં વર્ત્તન રાખો.

૧૭ તમને લોકો ખરાબ કહેતા હોય તો ભૂલો શોધી સુધરવા પ્રયત્ન કરો.

૧૮ સાત્વિક ખોરાકથી સ્થુલ દેહ શુદ્ધ થાય છે.

૧૯ સત્ય વિચાર અને સત્ય ઇચ્છાથી તેજસ્ અને કાર્મણ દેહ શુદ્ધ થાય છે.

૨૦ નમ્રતા એ ઘણા ગુણોનું મૂળ બીજ છે.

૨૧ જેમ આપણા દોષો કબુલ કરીએ છીએ તેમ નમ્રતામાં વધારો થાય છે.

૨૨ નમ્રતાથી સહનશીલતાનો ગુણ આવે છે.

૨૩ રાગદ્વેષનો નાશ થાય તોજ મન સ્થીર થાય.

૨૪ નિરંતર રાત્રીએ સુતી વખતે પોતાનું દિવસ સંબંધી વર્ત્તન તપાસવું.

૨૫ ચોરી, વ્યભિચાર અને હિંસા એ શરીરના મોટા દોષો છે.

૨૬ નિંદા, જુઠ અને કઠોરતા એ વચનના મોટા દોષો છે.

૨૭ ઇચ્છા, ખરાબ ચિંતન અને દોષબુદ્ધિ એ મનના દોષો છે.

૨૮ ખરાબ ઉદ્દેશને અટકાવો.

૨૯ ઇચ્છારૂપિ દોરડાંઓથી બંધન થાય છે.

૩૦ ઉચ્ચ વિચાર અને ભલાઈ રાખો.

૩૧ દેખાવની કીંમત નથી પણ ઇશ્વરી ગુણોની કીંમત છે.

૩૨ અન્યના કામની વચ્ચે પડો નહિં, આડે આવો નહિં.

૩૩ અન્યની વાતો વચ્ચે બોલો નહિં.

૩૪ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ તપાસી કામ કરો.

૩૫ કોઇનો તિરસ્કાર કરવા કરતાં દયાની લાગણી પ્રગટ કરવી તે ઉત્તમ છે.

૩૬ કોઇનું બુરૂં ઇચ્છવુ તે પોતાનુ બુરૂં ઇચ્છવા બરોબર છે.

૩૭ મુંગે મોઢે પણ જાગૃતિ પૂર્વક અન્યનુ સાંભળો.

૩૮ બીજાના પ્રસગમાં આવવાથીજ પોતાની કસોટી થાય છે.

૩૯ સર્વને આત્મસ્વરૂપ માની તેના કાર્યમાં મદદ કરવી તે ભક્તિ છે.

૪૦ નિર્દોપ પ્રેમ આપવા ઇચ્છે છે. મોહ લેવા ઇચ્છે છે.

૪૧ સત્સગતીથી આવરણ ઓછાં થાય છે.

૪૨ જેમાં સ્વ--પરનુ શ્રેય રહેલુ હોય--થતુ હોય તે ફરજ કહેવાય છે.

૪૩ બીજાના ભલામાં પોતાનુ ભલું રહેલુ છે.

૪૪ બીજાઓના મનને સુધારવા પ્રયત્ન કરવો તે ત્યાગીઓનો પરમાર્થ માર્ગ છે.

૪૫ જો તમારી વૃત્તિ શુદ્ધ છે તો તમારા શબ્દોની અસરની પરવા ન નરો.

૪૬ આજુબાજુ પરમાત્મ ભાવ રાખી--દૃષ્ટિ રાખી વર્ત્તન કરો.

૪૭ અંતર્ દૃષ્ટિ તથા બાહ્ય દૃષ્ટિ જાગૃત રાખી વર્ત્તન કરતાં વિશુદ્ધિ વધે છે.

૪૮ બીજામાં તમારો સ્વાર્થ રહેલો છે માટે માંગે તેને મદદ આપો.

૪૯ સામામાં હલકા ભાવ જોવામાં આવે છે ત્યાંસુધી મલીનતા ઘટતી નથી.

કરવાનુ સમજવું.
૫૦ સંન્યાસ-ત્યાગ એટલે વૃત્તિનો ત્યાગ
કરવુ તે.
૫૧ યોગ એટલે વૃત્તિનું પરમાત્મા સાથે જોડાણ
પોતામાંથી અવગુણ
૫૨ જીવોના વર્ત્તન ઉપરથી ગુણ લઈ
બાહાર કાઢવા.
પોતાનો જ્ઞાનનો વિરડો
૫૩ સામા મનુષ્યની યોગ્યતા જોઈ
ઉલેચતાં રહેવુ.
પાણી ગધાઇ જવાની
૫૪ બીજાને આપવાનું બંધ કરતા
અને અશુદ્ધતા વધશે.
માફક નવીન જ્ઞાનની આવક બંધ થશે
પોતે ન લેવુ.
૫૫ જ્ઞાન આપતી વખતે તેનુ અભિમાન
અટકશો.
નહિતર અધઃપાત થવા સાથે આગળ વધતાં
પણ ઉચ્ચ વર્ત્તન
૫૬ અન્યને ઉપદેશ આપવા સાથે પોતે

રાખવુ.
મનમાંથી ઉડી જાય છે.
૫૭ આશક્તિ ગઇ કે જગત્
કોઇ છેજ નહિ.
૫૮ આશક્તિ સિવાય બધન કર્ત્તા બીજું
પ્રાપ્ત થાય તેમાંથી કટાળી
૫૯ પૂર્વ કર્મ યોગે જે સ્થીતિ
નાશી છુટવાની ઇચ્છા કરવી તે અજ્ઞાન છે.
પોતાને સુધરવાનુ
૬૦ બીજાની નિંદા કરીએ ત્યાં સુધી
બનતું નથી.

૬૧ પોતાના દોષો જોનારજ સુધરી શકે છે.
દ્વેપ નહિં પણ
૬૨ જાગૃતિ પૂર્વક અન્યને સુધારવાની પ્રવૃત્તિમાં
પ્રીતિ હોવી જોઇએ.
ડરતા રહી સેવા કરો.
૬૩ આ જીવત પ્રભુનુ દીલ ન દુખાય તે માટે
સ્વરૂપ સ્થીતિ
૬૪ બ્રહ્માકાર વૃત્તિ અને વૈરાગ્ય આ અભ્યાસથી
પ્રાપ્ત થાય છે.

૬૫ પુસ્તકો સાધન છે. તેમાંથી તમારી બુદ્ધિ પ્રમાણે મળશે. બુદ્ધિને ઓળાગી આગળ વધારવાનુ કામ અનુભવી જીવત ગુરૂઓજ કરી શકે છે.

૬૬ તમારા વર્ત્તનથી કોઇને જરાપણ દુઃખ થવુ ન જોઇએ. થાય તો તેજ પાપ છે.

૬૭ હૃદયમાં વિચાર બળ છે. બ્રહ્મસ્થિતિ બ્રહ્મ રંધ્રમાં થાય છે.

૬૮ જ્ઞાનીની ક્રિયા જાગૃતિ પૂર્વક હોય છે, તેથી તે બધાતો નથી. અજ્ઞાની બધાય છે.

૬૯ બીજાને જેટલો હલકો માનો તેટલુ અભિમાન તમારામાં છે.

૭૦ ક્રિયા તથા જ્ઞાનનુ અભિમાન પણ પાડનાર થાય છે.

૭૧ સૌ પોતપોતાનો પાઠ ભજવે છે. રોષ, તોષને અવકાશજ ક્યાં છે ?

૭૨ લક્ષજાગૃત હોય તો સર્વ સ્થળેથી બોધ મળે છે. ગુણ ગ્રહણ કરી શકાય છે.

૭૩ સત્પુરૂષ ઉપર જે દ્વેષ રહ્યા કરે છે તેજ અનંતાનુબંધી કષાય છે.

૭૪ આગ્રહીને સત્યનો નિશ્ચય થતો નથી.

૭૫ મધ્યસ્થ દૃષ્ટિવાળોજ સત્યનો નિર્ણય કરી શકે છે.

૭૬ અહંકારથી બાહ્ય અનેક શત્રુઓ ઉભા થાય છે.

૭૭ અવગુણ કે અનિષ્ટની ઉપેક્ષા કરનાર સુખી થાય છે. નિંદા કરનાર દુ.ખી થાય છે.

૭૮ ગુણગ્રાહી દૃષ્ટિવાળાને જ્ઞાન મળે છે.

૭૯ કાર્યનું કારણ શોધતાં જવુ અને વિચારદ્વારા તેને તોડવા જવું

૮૦ પોતામાં જેટલે દરજ્જે શુદ્ધિ થઇ હોય તેટલે દરજ્જે બીજાના કાર્ય ઉપરથી શુદ્ધતા મેળવી શકાય છે.

૮૧ વિશુધ્ધિ માટે કાયમ જાપ ચાલુ રાખવો.

૮૨ અન્યની કાળી બાજુ જોવાથી મળદોષ આવે છે કેમકે તે અજ્ઞાન દશા છે,

૮૩ આત્મ જાગૃતિ કાયમ હોય તો આવરણ આવતુ નથી.

૮૪ પરમાત્મ સ્વરૂપનો બોધ કાયમ રાખવો તે મળ સચય ન થવા દેવાનો મજબુત ઉપાય છે.

૮૫ સરખા ગુણવાળાની સાથેજ સબધ જળવાઇ રહે છે.

૮૬ વિરૂદ્ધ ગુણવાળાને આપસમાં ક્લેશ થાય છે.

૮૭ પ્રકૃતિ ઓળખી સામાને સત્વગુણ વાપરી સુધારવો.

૮૮ વિરૂદ્ધ ગુણવાળાની ઉપેક્ષા કરવી અથવા મૌન કરી તેનો તે ગુણ તેનામાં બદલાવવો.

૮૯ પ્રથમ ગુણ ઓળખવો, વિરૂધ્ધ જણાય તો મૌન રહેવું, તેથી તેને ગુણ બદલાવવાની ફરજ પડશે. તેનામાં નમ્રતા આવતાં ગુણ બદલાયો એમ સમજવુ.

૯૦ પ્રતિકૂળ સયોગો આવી પડતા તેને દૂર કરવાનો વિચાર ન કરતા, અનુકૂળ કેમ થવું તે વિચાર કરી તેમ વર્ત્તન કરવું. તેનાથી દૂર રહેવાનો જેટલો પ્રયત્ન કરશો તેટલો ખેદ કે દુ:ખ થશે.

૯૧ જેવા છો તેવા દેખાઓ. અધિકારથી જેટલા આગળ જશો તેટલા પાછળ હઠવુ પડશે.

૯૨ કુદરત પોતાનું કામ તેવી લાયકાતવાળા પાસે કરાવે છે. તમે શાંત રહેશો તો તે કામ અટકવાનુ નથી.

૯૩ અભિમાની મનુષ્ય કાંઇ કરી શકતો નથી. શુદ્ધ સ્વરૂપમાં મન લય થયા પછીજ અનેક શક્તિઓ પ્રગટ થાય છે.

૯૪ સ્વાર્થ બુદ્ધિથી જેટલું કરાય છે તેટલુ દુ:ખરૂપ થાય છે.

૯૫ જ્ઞાનીજ નિષ્કામ કર્મ કરી શકે છે તે સિવાય કોઇને કોઈ અંતરમાં ઉંડી આશા પ્રજવલિત હોય છેજ.

૯૬ કાર્ય કરો પણ આત્મ શ્લાઘા ન કરો.

૯૭ દૃષ્ટા રહી વૃત્તિ તપાસતા રહેવુ. મલીનવૃત્તિ કે મલિનવૃત્તિવાળાથી સાવચેત રહેવુ.

૯૮ પોતાનુ અજ્ઞાન કબુલ કરે તેવાને જ્ઞાન કે શિક્ષા આપવી. જેને એવું નથી, જે પોતાને જ્ઞાની માને છે તેને આપવાથી લાભ થતો નથી.

૯૯ પોતામાં અભિમાન હોય તોજ ઇચ્છા વિનાનાને જ્ઞાન કે શિક્ષા બતાવવા કે દેવા પ્રયત્ન કરાય છે.

૧૦૦ બીજા કરે તેવુ ન કરો, પણ તમારા અધિકાર પ્રમાણે થાય તે કરો.

૧૦૧ સત્યનું અનુકરણ કરો દેહઉપયોગી વર્તનમાં અનુકરણ ન કરો. ત્યા તો પ્રારબ્ધ પ્રમાણેજ વર્તન થશે.

૧૦૨ સત્ય હુ ને જાણવો એજ વિવેક છે.

૧૦૩ માનસીક દુનિયાંજ દુ ખ રૂપ છે.

૧૦૪ માનસીક દુનિયાનો નાશ થઈ શકે છે.

૧૦૫ દૃશ્ય જગત્ ફેરફાર વાળુ થાય છે પણ નાશ પામનાર નથી. ને ફેરફાર થવાથીજ સુંદરતા વાળુ દેખાય છે.

૧૦૬ ઇચ્છા છે ત્યાં સુધી સમદૃષ્ટિ—સમતોલપણુ આવવાનું નથી.

૧૦૭ બાહ્ય દૃષ્ટિ છે ત્યાં સુધી બાહ્ય ગુરૂની જરૂરીયાત રહે છે.

૧૦૮ આંતર્ દૃષ્ટિ થતાં આંતર્ ગુરૂની જરૂરીયાત પડે છે.

# મનને સ્થીર કરવાના ઉપાયો.

૧ મનમાં પેદા થતી વૃત્તિઓને રોકવી. નિર્વિકલ્પ થોડો થોડો વખત રહેવાનો અભ્યાસ કરવો. સાથે સ્વ-પરનું વિવેક જ્ઞાન નિરતર રાખવું. હાલતાં ચાલતાં આત્મ ઉપયોગ અથવા એક પરમેષ્ટિ પદનો જાપ શરૂ રાખવો. શુભમાં વધારો કરવો.

૨ નાભિમાંથી શ્વાસ ઉઠે છે, તે સાથે મનને જોડી દેવું. જેટલીવાર શ્વાસ ઉંચો નીચો આવે તેટલીવાર મનને ઉપયોગ સાથે રાખી એક, એ વિગેરે ગણતરી રાખવી, તેમ રાખતા મન શાંત થશે એટલે ઉપયોગ બ્રહ્મરંધ્રમાં લઇ જવો અને ત્યાં લીન થઇ જવું.

૩ મસ્તકમા યા કાનમાં એક શબ્દ સભળાય છે. આ શબ્દ વાયુ વિનાની તેમજ મનુષ્યોના સંચારવડે શબ્દ વિનાની જગ્યામાં બેઠા હોઇએ અથવા પાછલી શાંત રાત્રીએ બેઠા હોઇએ ત્યારે સહેલાઇથી સભળાય છે, તે શબ્દમાં ઉપયોગ રાખવો. કેટલીકવારે એકાગ્ર થતાં મન સ્થિર થશે, એટલે મસ્તકના મધ્ય ભાગમાં ઉપયોગ રાખવો અને ત્યાં લીન થઇ જવું.

૪ મસ્તકના મધ્યમાં ઉપયોગ આપતા ત્યાં શ્વાશનો ખટકારવ ભાગ થતો અનુભવાશે તે ખટકારવમાં નવકારનો એક એક અક્ષર મનમાં બોલતા જવું. અર્થાત્ તે ખટકારવ સાથે નવકારના એક એક અક્ષરને ક્રમે જોડતાં આખો નવકાર તે ઉપયોગમાં પૂર્ણ કરવો. તેવી રીતે કેટલાક નવકાર ગણતાં તે શ્વાસોશ્વાસનો ખટકારવ બધ થશે એટલે તે આલંબન મૂકી દઇ આત્મોપયોગમાં સ્થિર થવું.

૫ મનની સ્થિરતા માટે પ્રથમ પાંચથી દશ પ્રાણાયામ સ્થિરતા રહે તેટલા વખતના કુંભક સહિત કરવા. પછી આત્મોપયોગ મસ્તકના મધ્યમાં આપી ત્યાં સ્થિરતા કરવી.

૬ સિદ્ધચક્રજીના નવપદ ઉપર ક્રમે બસો પાંચસોવાર નવકાર ગણી તત્કાળ ઉપયોગ બ્રહ્મરંધ્રમાં આપવો અને ત્યાં સ્થિરતા કરવી.

૭ બનતી મહેનતે પા કલાકથી વધારેવાર ત્રાટક કરી ઉપયોગ બ્રહ્મરંધ્રમાં આપવો અને ત્યાં સ્થિરતા અનુભવવી.

૮ ખુલ્લી નિમેષોન્મેષ રહિત દૃષ્ટિએ પ્રતિમાજી સન્મુખ જોઇ રહેવુ. કેટલીવાર થવા પછી દૃષ્ટિ ત્યાથી ઉપાડી બ્રહ્મરંધ્રમાં મૂકવી. અને ત્યાં સ્થિરતા અનુભવવી.

૯ વિચારોદ્વારા આ દુનિયાનુ અનિત્યપણું સારી રીતે મનમાં ઠસાવી બ્રહ્મરંધ્રમાં ઉપયોગ આપી સ્થિરતા કરવી.

૧૦ દરેક પુદ્ગલીક આકૃતિઓનુ ચૂર્ણ બનાવી તેને પરમાણુંરૂપે અનુભવી બ્રહ્મરંધ્રમાં ઉપયોગ આપી શાંતિ અનુભવવી.

૧૧ કેવળ કુંભક કેટલીકવાર કરી શ્વાસોશ્વાસને ધીમા પાડી બ્રહ્મરંધ્રમાં ઉપયોગ આપી શાંતિ અનુભવવી. તેથી મન સ્થીર થાય છે.

૧૨ હળવે હળવે શ્વાસોશ્વાસને મંદ કરી આત્મોપયોગમાં રહી સ્થિરતા અનુભવવી.

૧૩ કેવળ દૃષ્ટા તરીકે રહી પ્રેર્ય પ્રેરકભાવ દૂર કરી આત્મ ભાવમાં લીન થવું,

૧૪ દરેક કાર્યમાં આત્મોપયોગથી જાગૃત રહી પછી પ્રવૃત્તિ કરવી.

૧૫ કાંઇપણ બોલતા પ્રથમ આત્મોપયોગમાં જાગૃત થઇ સાવધાનતા પૂર્વક બોલવુ.

૧૬ કાંઇપણ સચિત્તાચિત્ત જોવામાં આવે કે તત્કાળ જડ ચૈતન્યની ભિન્નતાની છાપ મનમાં પાડી દેવી, પણ તેનો અનુભવ-મિશ્ર ભાવમાં ન લેવો.

૧૭ કાંઇપણ વિચાર મનમાં આવે તો તત્કાળ જડ ચૈતન્યની ભિન્નતા તે વિચારના સબંધમા કરી નાખવી. અથવા લાભાલાભની વિચારણા કરવી. અથવા અર્થ, અનર્થના સબંધમાં તેને વહેંચી નિરૂપ-યોગી હોય તો તે વિચાર બાહાર કાઢી નાખવો.

૧૮ કાંઇપણ શબ્દ સભળાય, રૂપ જોવાય વિગેરે ઇંદ્રિયોના વિષયો અનુભવાય કે તત્કાળ તે જડ છે, નિરૂપયોગી છે, આત્મ ગુણ ઘાતક છે. વિગેરે દોષ દર્શનથી તેમાં રાગ થતો અટકાવવો. ત્યાર પછી હુ તે સર્વને જોનાર, જાણનાર છુ. તથા મનમાં ઉઠતા વિચારો તેને પણ હું જોનાર છુ. સર્વનો દ્રષ્ટા હુ છુ. દ્રષ્ટા તે દ્રષ્ટાજ છે. અને દ્રશ્ય તે દ્રશ્યજ છે. આ વિચારણાથી રાગ દ્વેષ અટકાવી સ્વરૂપમા જાગૃત રહેવુ.

૧૯ મનથી જે ભૂત ભવિષ્યના વિષયોના ચિતનરૂપ અનુ-સંધાન મૂકી દઇ વર્ત્તમાનકાળના વિષયોમા પણ આસક્તિ રહિત પણે રહેવાનો અભ્યાસ રાખવામાં આવે તો ઘણા થોડા વખતમા તે મન સ્વાધિન થઇ શકે. જ્યાં સુધી સકલ્પની કલ્પનાઓ છે ત્યાં સુધીજ મનની વિભૂતિઓ છે. માટે સકલ્પની કલ્પનાઓનું અનુસધાન મૂકી દેવુ.

૨૦ આત્માજ આત્માના અવલોકનમાં મુખ્ય કારણ છે. વાતચીત કરતાં, કાંઇ મૂકી દેતાં, ગ્રહણ કરતાં, આંખો ઉઘાડતાં, અને આંખો મીંચવા જેટલા સ્વલ્પ વખત માટે પણ જેમાં કોઇ પણ પ્રકારની કલ્પના નથી એવા પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપના અનુસંધાનમાંજ તત્પર રહો. તેમાંજ સ્થિર થાઓ.

૨૧ આ દેખાતી દુનિઆમાંથી આપણે ગ્રહણ કરવા યોગ્ય માનીએ તેવી કાંઈપણ વસ્તુ નથી. ગૃહણ વિના ત્યાગ પણ ન સંભવે. સારા લાગતા પદાર્થો દેશકાળને લઈ પાછા તેજ વિરસ લાગે છે, એટલે નિંદા સ્તુતિનો અવકાશ પણ નથી. રાગ દ્વેષ સિવાય પ્રવૃત્તિ થવી જોઇએ. માંસ, હાડકાં, લાકડાં, માટી અને પથ્થરથી ગોઠવાયેલા, વિચાર માત્રથી વિરામ પામે તેવા અને જેમાં કોઈપણ પદાર્થ ઇચ્છવા યોગ્ય નથી તેવા જગત્‌માં શાની આસ્થા ? શા માટે વિશ્વાસ ? નિરંતર આત્માનું અનુસંધાન રાખવું તેજ મનને શાંત કરવાનો ઉપાય છે.

૨૨ જડ પદાર્થાકાર ભાવના કરવાને લીધે ચૈતન્ય દ્વિત્વને પામી પોતાના અખંડ પણાને ભૂલી જાય છે અને સુખ–દુઃખાદિથી પોતાની તથા જડ ચૈતન્યથી મિશ્રિત થયેલી ઉપાધિરૂપ મિથ્યારૂપ સ્થિતિને–ધારી લે છે તેને વળગી રહે છે.

૨૩ અદ્વૈત=કેવળ આત્મ સ્વરૂપ.

દ્વૈત=જડ ચૈતન્ય મિશ્રિત.

બ્રહ્માકાર વૃત્તિ=અખંડ ઉપયોગની જાગૃતિવાળી સ્થિતિ. ગ્રાહ્ય ગ્રાહક અંશથી રહિત.

જીવન મુક્ત=સમભાવવાળો. ઇષ્ટા નિષ્ટમાં રાગ દ્વેપની મંદ સ્થિતિ વાળો.

માયા=એકલી જડની બનેલી આકૃતિઓ તથા જડ ચૈતન્ય મિશ્રિત વિવિધ પ્રકારની આકૃતિઓ.

૨૪ કોઈ વિષય ઉપર સ્પૃહાજ ન રાખવી એ મનને જીતી લેવાની ઉત્તમ યુક્તિ છે: મદોન્મત હાથીની માફક મનને આ યુક્તિથી વશ કરી શકાય છે. અભ્યાસ નહિં કરનારને આ યુક્તિ કઠણ લાગે છે. સારી રીતે તેનો અભ્યાસ કરવાથી આ યુક્તિ સરલ થઇ પડે છે. વિષયોની લાલસાવાળાને આ યુક્તિ નકામી થઈ પડે છે. જ્યાં સુધી વિષયોમાં નિસ્પૃહપણું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પરિભ્રમણ ચાલુજ રહેવાનું.

૨૫ ભેદ=પુદ્‌ગલાકારે ઉપયોગનુ તથા મનનું પરિણમવું.

અભેદ=આત્માકારે મનનું પરિણમવું અથવા આત્મામાં તદ્રુપ થવું. જ્ઞાનીઓનો માર્ગ અભેદ છે અજ્ઞાનીઓનો માર્ગ ભેદ મય છે. ભેદ ત્યાં સસાર અને અભેદ ત્યાં મુક્તિ છે.

સર્વ વ્યાપક=સર્વ કાળમાં સર્વ સ્થળે મનનું અખંડ આત્માકાર પણે પરિણમવું. આત્મ ઉપયોગમાંજ રહેવુ તે.

૨૬ આત્માના અવલોકનથીજ—આત્મામા મનને પરિણમાવવાથી ભોગો ઉપરથી અરૂચિ થાય છે. તે સિવાયની ક્રિયાથી ભોગોની પ્રાપ્તિ રૂપ શુભાશુભ ફળ પ્રાપ્ત થાય છે.

સ્વભાવ=આત્મ સ્વરૂપમાં સ્થિરતા અથવા આત્મ ભાવ.

વિભાવ=પુદ્‌ગલાદિ આકારે પરિણમવું અથવા પુદ્‌ગલો.

૨૭ મનને તેની ઇચ્છાનુસાર ભટકવા દેવું. પછી મન ક્યાં ભમે છે તે તરફ લગાર લક્ષ આપવું. મનને ભટકવા દેવાથી અને આપણે તટસ્થ રહી જોયા કરવાથી તેની ચપળતા ધીમે ધીમે મદ પડે છે.

વધારે દિવસ આ અભ્યાસ ચાલુ રાખવાથી એકદમ તેની ચચળતા મદ થશે અને મન આપણી સત્તામાં આવવા માંડશે. અને છેવટે તેને જ્યાં દોરવવા માગશું ત્યાં દોરાશે. જે ધ્યાન બતાવીશું તેમાં તદાકાર થઈ રહેશે.

૨૮ સિદ્ધાસને બેસી બે ભ્રમરો વચ્ચે અથવા નાકની અણી ઉપર લગાર માત્ર પણ પલકારો માર્યા સિવાય સ્થિર દૃષ્ટિએ જોવાથી મન સ્થિર થાય છે.

૨૯ માનવો! જાગૃત થાઓ. બોધ પામો. બધનને જાણી તેને તોડી નાખો. હું અનુભવથી કહું છું કે સજીવ નિર્જીવ થોડો પણ પરિગ્રહ ગ્રહણ કરો છો, તેમાં આશક્ત થાઓ છો, યા તે બાબતમાં અન્યને અનુમોદન આપો છો ત્યા સુધી તમે દુઃખથી મુક્ત થઇ શકશો નહિ. તમે તમારામાંજ સ્થિર થાઓ.

૩૦ પરિગ્રહને માટે અન્ય જીવોને હણો છો અથવા બીજા પાસે હણાવો છો અથવા હણનારને અનુમોદન આપો છો ત્યા સુધી તમે વૈર વધારો છો અને ત્યાં સુધી તમે બધનથી મુક્ત થઇ શકશો નહિ.

૩૧ જે કુળમાં તમે ઉત્પન્ન થયા છો, જેની સાથે તમે વસ્યા છો, તેઓની સાથે અન્યો અન્ય મમત્વ કરીને મમત્વ ભાવથી બધન પામો છો. ધન અને સહોદરો એ સિવાયના બીજા પણ પ્રતિબધના હેતુઓ તમારૂં રક્ષણ નહિંજ કરી શકે, માટે બધનને જાણીને તોડી નાખો અને તમે તેથી છૂટા થઓ.

૩૨ મનુષ્યો! બોધ પામો. બોધ પામો. શામાટે બોધ પામતા નથી? આગામી જન્મમાં બોધી સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ દુર્લભ થશે.

ગયેલી રાત્રી પાછી આવતી નથી. માનવ જીવન ફરી ફરી સુલભ નથી. જુઓ તો ખરા! આ બાળકો વૃદ્ધો, યુવાનો અને ગર્ભમાં રહેલાઓ સર્વ અવસ્થામાં આ દેહનો ત્યાગ કરે છે. સીંચાણો જેમ તેતરનો પ્રાણ લે છે તેમ મૃત્યુ આયુષ્યનો નાશ કરે છે.

૩૩ વિચારવાનો! વિરામ પામો. આગળ ભયતરફ નજર કરો. જેનાથી આગળ જતાં અટક્યા છો તેજ તમારો નાશ કરનાર છે. સદ્ગતિ દુર્લભ છે. જગતના પૃથક્ પૃથક્ સ્થાનપર જીવો દુ:ખી થાય છે તે પોતાના કરેલ કર્મ વડેજ. તે કર્મો તેનો અનુભવ આપ્યા વિના છોડવાના નથીજ.

૩૪ દેવ, ગાંધર્વ, રાક્ષસ, અસુર, ભૂમિચર, માહણ તે સર્વે દુ:ખ પૂર્વક સ્થાનનો આયુષ્યનો ત્યાગ કરે છે. કામ અને સબંધમાં આશક્ત જીવો, અવસરે કર્મનાં ફળ સહન કરી બીટથી જુદા પડેલા ફળની માફક આયુષ્યથી જુદા પડે છે.

૩૫ બહુ શ્રુતવાળો ધર્મિષ્ટ માહણ કે ભિક્ષુ હોય તે પણ શુભ અનુષ્ટાનમા મૂર્છિત આશક્ત રહેવાથી કર્મથી અત્યત પીડાય છે. શિષ્યો તપાસો. જ્ઞાનક્રિયા વિના તેઓ નિર્વાણ પામતા તથી.

ગમે તો નગ્ન ફરો અથવા તો મહિને મહીને ભોજન કરી શરીરને દુર્બળ કરો, તથાપિ માયા ન મૂકનાર મનુષ્ય અનંતવાર ગર્ભમાં પરિભ્રમણ કરે છે.

માનવો! પાપ કર્મથી વિરમો. આયુષ્ય સ્વલ્પ છે. દુ:ખમાં આસક્ત મનુષ્યોના આશ્રવ દ્વાર ખુલ્લાં રહે છે તેથી મોહ કર્મ મજબુત બન્ધાય છે.

વધારે દિવસ આ અભ્યાસ ચાલુ રાખવાથી એકદમ તેની ચચળતા મદ થશે અને મન આપણી સત્તામાં આવવા માંડશે. અને છેવટે તેને જ્યાં દોરવવા માગશું ત્યાં દોરાશે. જે ધ્યાન બતાવીશું તેમાં તદાકાર થઈ રહેશે.

૨૮ સિદ્ધાસને બેસી બે ભ્રમરો વચ્ચે અથવા નાકની અણી ઉપર લગાર માત્ર પણ પલકારો માર્યા સિવાય સ્થિર દૃષ્ટિએ જોવાથી મન સ્થિર થાય છે.

૨૯ માનવો ! જાગૃત થાઓ. બોધ પામો. બધનને જાણી તેને તોડી નાખો. હું અનુભવથી કહું છું કે સજીવ નિર્જીવ થોડો પણ પરિગ્રહ ગ્રહણ કરો છો, તેમાં આશક્ત થાઓ છો, યા તે બાબતમાં અન્યને અનુમોદન આપો છો ત્યાં સુધી તમે દુઃખથી મુક્ત થઇ શકશો નહિ. તમે તમારામાંજ સ્થિર થાઓ.

૩૦ પરિગ્રહને માટે અન્ય જીવોને હણો છો અથવા બીજા પાસે હણાવો છો અથવા હણનારને અનુમોદન આપો છો ત્યાં સુધી તમે વૈર વધારો છો અને ત્યાં સુધી તમે બધનથી મુક્ત થઇ શકશો નહિ.

૩૧ જે કુળમાં તમે ઉત્પન્ન થયા છો, જેની સાથે તમે વસ્યા છો, તેઓની સાથે અન્યો અન્ય મમત્વ કરીને મમત્વ ભાવથી બધન પામો છો. ધન અને સહોદરો એ સિવાયના બીજા પણ પ્રતિબંધના હેતુઓ તમારૂં રક્ષણ નહિંજ કરી શકે, માટે બધનને જાણીને તોડી નાખો અને તમે તેથી છૂટા થઓ.

૩૨ મનુષ્યો ! બોધ પામો. બોધ પામો. શામાટે બોધ પામતા નથી ? આગામી જન્મમાં બોધી સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ દુર્લભ થશે.

ગયેલી રાત્રી પાછી આવતી નથી. માનવ જીવન ફરી ફરી સુલભ
નથી. જુઓ તો ખરા! આ બાળકો વૃદ્ધો. યુવાનો અને ગર્ભમાં
રહેલાઓ સર્વ અવસ્થામાં આ દેહનો ત્યાગ કરે છે. સીંચાણો જેમ
તેતરનો પ્રાણ લે છે તેમ મૃત્યુ આયુષ્યનો નાશ કરે છે.

૩૩ વિચારવાનો! વિરામ પામો. આગળ ભયતરફ નજર કરો.
જેનાથી આગળ જતાં અટક્યા છો તેજ તમારો નાશ કરનાર છે.
સદ્દગતિ દુર્લભ છે. જગતના પૃથક્ પૃથક્ સ્થાનપર જીવો દુઃખી
થાય છે તે પોતાના કરેલ કર્મ વડેજ. તે કર્મો તેનો અનુભવ આપ્યા
વિના છોડવાના નથીજ.

૩૪ દેવ, ગાંધર્વ, રાક્ષસ, અસુર, ભૂમિચર, માહણ તે સર્વ દુઃખ
પૂર્વક સ્થાનનો આયુષ્યનો ત્યાગ કરે છે. કામ અને સબંધમાં
આશક્ત જીવો, અવસરે કર્મનાં ફળ સહન કરી બીંટથી જુદા પડેલા
ફળની માફક આયુષ્યથી જુદા પડે છે.

૩૫ બહુ શ્રુતવાળો ધર્મિષ્ટ માહણ કે ભિક્ષુ હોય તે પણ શુભ
અનુષ્ટાનમાં મૂર્છિત આશક્ત રહેવાથી કર્મથી અત્યત પીડાય છે. શિષ્યો
તપાસો. જ્ઞાનક્રિયા વિના તેઓ નિર્વાણ પામતા નથી.

ગમે તો નગ્ન ફરો અથવા તો મહિને મહીને ભોજન કરી
શરીરને દુર્બળ કરો, તથાપિ માયા ન મૂકનાર મનુષ્ય અનંતવાર ગર્ભમાં
પરિભ્રમણ કરે છે.

માનવો! પાપ કર્મથી વિરમો. આયુષ્ય સ્વલ્પ છે. દુ:ખમાં
આસક્ત મનુષ્યોના આશ્રવ દ્વાર ખુલ્લાં રહે છે તેથી મોહ કર્મ મજબુત
બંધાય છે.

૩૬ મુનિઓ! પરનિંદા મહા પાપ છે. તેમાં કાંઈ પણ કલ્યાણ નથી. જે પરનો પરાભવ કરે છે તે સંસારમાં પર્યટન કરે છે. મદથી નિંદાની ઉત્પત્તિ છે. તમે મદ ન કરો.

૩૭ મેં કર્યું, કરાવ્યું, મેં અનુમોદન આપ્યું, હું કરૂં છું, હું કરાવું છું. હુ અનુમોદન આપુ છું. હુ કરીશ, હું કરાવીશ, હુ અનુમોદન આપીશ. મનથી વચનથી અને શરીરથી. આટલાજ આ લોકમાં કર્મ બાંધવાના કારણ ભૂત ક્રિયાના ભેદો છે.

૩૮ લોકો લાંબુ જીવવા માટે, કીર્તિ માટે, માન પામવા માટે, જન્મ મરણથી મુકત થવા માટે, દુઃખ દૂર કરવા માટે પોતે જીવોની હિંસા કરે છે. બીજા પાસે કરાવે છે, કરનારને અનુમોદન આપે છે પણ આ સર્વ તેમને અહિત કરનાર અને અજ્ઞાન વધારનાર છે.

**इतिश्रीमदाचार्य महाराज श्री विजयकमलसूरीश्वर शिष्य पंन्यास केशरविजय गणि संग्रहित नीतिविचार रत्नमाला त्रिसप्तत्युत्तर एकोन विंशति शत विक्रमिय वत्सरे मार्गशीर्ष एकादश्यां समाप्तः**

**इतिश्री.**